અથવા

# પેશવાઈના પ્રકાશનું એક કિરણ.

[ ઐતિહાસિક નવલકથા ]

લેખક
ચુનીલાલ વર્ધમાન શાહ
વઢવાણનિવાસી.
સારંગપુર, તળીયાની પોળ—અમદાવાદ.

The Portuguese in India had, however, * * * received so many warnings of gradual decline of their power, that they became apprehensive that only a strong blow from a determined foe would be sufficient to wrest Bassein from their feeble grasp Corruption and depravity of manners were making rapid strides among the citizens of every class, * * * the spirit of religious intolerance and inquisitorial atrocities driving away from the Portuguese towns all native industry, riches and talent; * * * the African slavery, and last, though not least, the absolute want of discipline, subordination, or love of glory, animating those squalid and drooping remnants of the Portuguese, would in themselves be enough to weaken beyond recovery any empire in the world, much less to cause Bassein to fall a prey to a powerful enemy, as it subsequently did.

*J. Gerson da Cunha Esq*

અમદાવાદઃ
ખાડીયા—જેઠાભાઇની પોળમાં આવેલા "પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્ક્સ" માં
ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપી પ્રસિદ્ધ કર્યું.

વિ. સં. ૧૯૭૨.  ઇ. સ. ૧૯૧૬.
આવૃત્તિ ૧ લી.  પ્રત ૨૫૦૦.

મૂલ્ય રૂા. ૧ા

3913

## 'પ્રજાબંધુ' ની ભેટો.

| પુસ્તકનું નામ. | ઈ. સ. | મૂલ્ય. |
| --- | --- | --- |
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર. | ૧૯૧૦ | રૂા. ૧ા |
| ધારાનગરીનો મુંજ. | ૧૯૧૧ | રૂા. ૧ા |
| * સિંધ ઉપર સ્વારી. | ૧૯૧૨ | રૂા. ૧ા |
| * સોમનાથનું શિવલિંગ. | ૧૯૧૩ | રૂા. ૧ા |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર. | ૧૯૧૪ | રૂા. ૧ા |
| * પાટણની પડતીનો આરંભ. | ૧૯૧૫ | રૂા. ૧ા |
| વસઇનો વેરો. | ૧૯૧૬ | રૂા. ૧ા |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીક છે, તે 'પ્રજાબંધુ' ના ગ્રાહકોને દરેક રૂા. ૦-૧૨-૦ ની કીંમતે મળશે. બીજાઓને પૂરી કીંમતે મળશે.

## ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

### ઐતિહાસિક નવલકથાઓ.

| | |
|---|---|
| વસઇનો ઘેરો ... ... ... | રૂ. ૧I |
| પાટણની પડતીનો પ્રારંભ... ... | રૂ. ૧I |
| સોમનાથનું શિવલિંગ ... ... | રૂ. ૧I |
| સિંધ ઉપર સ્વારી... ... ... | રૂ. ૧I |
| ધારાનગરીનો મુંજ ... ... | રૂ. ૧I |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર ... ... | રૂ. ૧I |
| કાશ્મીર અને કેસરી ... ... | રૂ. ૧ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ ... | રૂ. ०III |

### સામાજિક નવલકથાઓ.

| | |
|---|---|
| સુધરેલી સંગીતા ... ... ... | રૂ. ૧I |
| વિમળા ... ... ... ... | રૂ. ૧ |
| લતા અને લલિતા-ભાગ ૧ (સચિત્ર)... | રૂ. ०III |
| લતા અને લલિતા-ભાગ ૨ ,, ... | રૂ. ०III |
| લતા અને લલિતા-ભાગ ૩ ,, ... | રૂ. ०III |
| વિદ્યાસાગર-ભાગ ૧ ... ... | રૂ. ०I |
| વિદ્યાસાગર-ભાગ ૨ ... ... | રૂ. ०II |
| બાદશાહ બારેબાદર ... ... | રૂ. ०)= |

### નાટકો.

| | |
|---|---|
| ચાંપરાજ હાડો અને સતી સોનરાણી... | રૂ. ०III |
| બંગ જાગૃતિ ... ... ... | રૂ. ०I= |
| કાન્તા ... ... ... ... | રૂ. ०)= |

### પ્રકીર્ણ.

| | |
|---|---|
| કામરૂ દેશની કામિની ... ... | રૂ. ૧ |
| ભક્તામર-મંત્ર-માહાત્મ્ય ... ... | રૂ. ૧ |
| કર્ત્તવ્ય-કૌમુદી ... ... ... | રૂ. ०II |
| નવ-દંપતીને શિખામણ ... ... | રૂ. ૧I |
| સુબોધક કથાપંચક... ... ... | રૂ. ०I– |
| ભૂતળ વિદ્યા ... ... ... | રૂ. ०)≡ |

# પ્રસ્તાવના.

વસઈના ઇતિહાસમાં જ નહિ પણ હિંદમાંના પોર્તુગીઝ રાજ્ય અમલના ઇતિહાસમાં વસઈને ઇ. સ. ૧૭૩૯ માં મરાઠી સૈન્યે ઘાલેલો ઘેરો એક અગત્યનો બનાવ છે. ઇ. સ. ૧૫૦૯ માં પોર્તુગીઝોએ વસઈની મુલાકાત પહેલી જ વાર લીધી અને ત્યારપછી ૧૭ વર્ષે ત્યાં પોતાની કોઠી નાંખી. ૧૫૩૦ માં તેઓએ વસઈમાંથી ખંડણી ઉઘરાવવાની શરૂઆત કરી. ત્યારપછી ગુજરાતના રાજા બહાદુરશાહના સૈન્ય સાથે અને મોગલ સૈન્ય સાથે પોર્તુગીઝોને વસઈને માટે ઘણીએ ઝપાઝપીઓ થઇ હતી પરન્તુ કાંઇ કાંઇ સુલેહની શરતો સાથે પોર્તુગીઝો વસઇ ઉપરનો પોતાનો કબજો ટકાવી રહ્યા હતા. ઘણાએ હુમલાઓ તે કિલ્લા ઉપર થયા છતાં લગભગ બે સદી સુધી તેઓએ વસઈના કિલ્લાને ઇજા થવા દીધી નહોતી અને તેની આબાદીમાં મોટો વધારો કર્યો હતો. તેની આવક પણ ઉત્તરોત્તર મોટા પ્રમાણમાં વધતી જતી હતી. ૧૬૮૬ માં વસઈની આવક ૧,૭૨,૭૨૦ ઝેરાફીમ ( લગભગ શીલીંગ ) જેટલી હતી તે વધીને ૧૭૨૯ માં ૯,૧૪,૧૨૫ ઝેરાફીમ જેટલી થઇ હતી. એ સઘળી આવક વસઈના સાત જુદા જુદા તાલુકાઓમાંથી આવતી હતી જેની ખેતીવાડીની આબાદીને માટે પોર્તુગીઝોએ ઘણી કાળજી રાખી હતી. એ પ્રમાણે વસઇની આવકમાં વધારો થતો જતો હતો છતાં વસઇના મૂળ વતનીઓને ત્યાં રહેવાનું ફાવતું નહિ. ધર્મનિમિત્તે થતો અત્યાચાર એ તેનું મૂળ કારણ હતું. એ જ કારણથી ૧૭૨૦ માં વસઇની એકંદર વસતી ૬૦,૪૯૯ માણસોની હતી તેમાંના ૫૮,૧૩૧ માણસો તો દેશી ખ્રિસ્તી હતા અને બાકીના યુરોપીઅનો હતા. ખ્રિસ્તી સિવાયની સર્વ ધર્મની પ્રજાઓ સાથેનું તે સમયના પોર્તુગીઝોનું વર્તન એ પ્રકારનું હતું અને ઇતિહાસકારો વસઇના બલકે હિંદમાંની પોર્તુગીઝ સત્તાના પતનનાં જે કારણો દર્શાવે છે તેમાંનું એક મુખ્ય કારણ તે સમયના પોર્તુગીઝોનું અન્યધર્મીઓ પ્રત્યેનું અનિષ્ટ વર્તન પણ છે. મોગલ લશ્કરે વારંવાર એ પ્રદેશમાં ચડી આવીને કેટલાંક ગામો લૂંટયાં તથા બાળ્યાં હતાં અને વસઇને અનેક વાર હરકત કરી હતી તેનાં બીજાં કારણોની સાથે એક કારણ એ પણ હતું કે પોર્તુગીઝોએ ગોવામાં એક મોગલ કાજી જે ઇસલામના કાયદાઓમાં ઘણો પ્રવીણ હતો તેને બાળી મેલ્યો હતો અને તેથી મોગલો બહુ ગુસ્સે થયા હતા. તેવી જ રીતે હિંદુઓ પ્રતિના પોર્તુગીઝોના તેવા વર્તને બાજીરાવ પેશવાને પણ ગુસ્સે કર્યો હતો.

એ વખતમાં વસઇની અગત્ય ઘણી મોટી થઇ પડી હતી. વસ્તુતઃ તે "Court of the North" અર્થાત્ મહારાષ્ટ્રના ઉત્તર વિભાગની રાજધાની રૂપ લેખાતું હતું અને વેપારના વધારાને લીધે તેનો દેખાવ પણ ઘણો લલચાવનારો થઇ ગયો હતો. મોટા મોટા ધનવાન્ પોર્તુગીઝ વેપારીઓ વસઇના બંદરમાં આવીને ઉતરતા અને પોર્તુગાલ સાથેનો મોટા ભાગનો વેપાર એ બંદરની માર્ફતે ચાલતો. આવું અગત્યનું મથક પોર્તુગીઝોના હાથમાં રહે એ મહત્ત્વાકાંક્ષી બાજીરાવને વાજબી લાગ્યું નહિ. એ મુખ્ય કારણોને લીધે બાજીરાવે વસઇનો કિલ્લો સર કરવાનો નિશ્ચય કર્યો હતો કે જે કિલ્લો બે સદીથી એક જ માલેકી હેઠળ રહીને ઘણો મજબૂત બની ગયો હતો. ચીમણાજી અપ્પાને એ કિલ્લો સર કરતાં જે મોટો પરિશ્રમ ઉઠાવવો પડયો હતો, તે વસઇના કિલ્લાની મજબૂતી, પોર્તુગીઝોની લડાયક તૈયારી, તેઓનાં હથિયારો વગેરે જોતાં વાજબી હતો અને તે પાછળ તેને માણસોનો મોટો ભોગ આપવો પડે તે પણ સ્વાભાવિક હતું.

વસઇના ઇતિહાસમાં એ સૌથી મોટો બનાવ આ નવલકથાનું મુખ્ય વસ્તુ છે. મહારાષ્ટ્રનો રાજ્યકાર્યભાર તે વખતે શાહુના હાથમાં હતો અને પેશવાઇ બાજીરાવના હાથમાં હતી. એ મોટા અધિકાર પર રહીને દેશની અને રાજ્યની સેવાનાં જે કાર્યો બાજીરાવને હાથે થયાં હતાં તેમાંનું એક મોટું કાર્ય વસઇનો કિલ્લો પુનઃ મરાઠી રાજ્યમાં ભેળાયો એ પણ હતું, અને તેટલા ખાતર વસઇનું બીજું નામ 'બાજીપુરા' પણ કહેવાય છે. પરન્તુ આવાં મહત્ત્વનાં કાર્યો કરવામાંએ બાજીરાવને ઘણી મુસ્કેલીઓ વેઠવી પડતી જેમાંની મુખ્ય મુસ્કેલી મરાઠી કચેરીમાંનો પક્ષભેદ હતો. કોકણસ્થો અને દેશસ્થો વચ્ચેનું પરસ્પરનું વૈર એક બીજાની ઉન્નતિની આડે આવવામાં કારણીભૂત થતું હતું. દેશસ્થો પોતાને દેશના કાર્યભારમાં મોટા ઓદ્ધા ધરાવવાનો પોતાનો હક આગળ કરતા, ત્યારે કોકણસ્થો પોતાના શૌર્ય અને બુદ્ધિથી આગળ વધી દેશસ્થોને તેઓના પ્રયત્નમાં પાછા પાડવાને યત્નશીલ રહેતા. બાજીરાવ ઉદાર મનનો હતો છતાં દેશસ્થોને તેમના હેતુમાં ન ફાવવા દેવા એ તેનો આશય હતો. સામા પક્ષ તરફથી અનેક વિઘ્નો ઉપસ્થિત કરવામાં આવ્યા છતાં વસઇનો કિલ્લો સર કરવાનો બાજીરાવનો નિશ્ચય તેના ધૈર્યનો અનુપમ પુરાવો આપે છે, તે સાથે અનેક નિરાશાઓ વચ્ચે ચીમણાજીનો અડગ નિશ્ચય પણ તેટલી જ પ્રશંસાને પાત્ર છે. ત્રણ માસ સુધી લંબાએલો વસઇનો ઘેરો કેવી રીતે પાર પડયો અને જાનમાલના ક્યા મોટા ભોગને અંતે ચીમણાજીએ પોતાનો નિશ્ચય પૂરો કર્યો એ દ-

શાવવાનો તેમ જ શત્રુ પ્રતિ ચીમણાજીનું ઉત્તમ વર્તન બતાવી આપવાનો પ્રયાસ આ કથામાં કર્યો છે અને એ મૂળ વસ્તુની સાથે સંબંધ ધરાવતાં કેટલાંક ઉપકથાનકોની યોજના ઇતિહાસને અનુસરીને જ કરી છે. વસઇના ઘેરામાં ગુજરાતના સૈન્યે ભાગ લીધો હોય તેમ ઐતિહાસિક વૃત્તાંતો ઉપરથી જોવામાં આવતું નથી. ગુજરાત તે વખતે મોટે ભાગે ગાયકવાડના હાથમાં હતું અને ગાયકવાડ બાજીરાવના પક્ષનો નહોતો એટલે ગુજરાતનું સૈન્ય વસઇના ઘેરામાં ન હોય એ માનવા જેવી વાત છે; પરન્તુ માંડવીનો ઠાકોર દુર્જનસિંહ કે જે ગાયકવાડે માંડવી લઈ લીધુ હોવાથી નાસી ગયો હતો તેણે તેમાં ભાગ લીધો હોવાનું માંડવીના ઇતિહાસ ઉપરથી તેમજ એક જૂના તહનામા ઉપરથી જણાય છે અને તેથી તે કથાનકનો સંબંધ આ બનાવ સાથે ઉચિત રીતે જોડવાનું વાજબી માન્યું છે.

વસઇનો ઇતિહાસ મેળવવાનાં સાધનો મોટે ભાગે મરાઠી તથા અંગ્રેજી ભાષામાં છે, અને તેમાંથી જે કાંઇ ઉપલબ્ધ થયાં તેનો ઉપયોગ આ નવલકથાની રચનામાં મોટી મદદ કરનારો થઇ પડ્યો છે. નવલકથાનો આત્મા તેનો વાર્તારસ છે તે સાથે ઐતિહાસિક કથાનો આત્મા ઇતિહાસ છે: ઇતિહાસને અનુકૂળ રહીને વાર્તાના રસની જમાવટ કરવામાં જ તેની સફળતા રહેલી છે: તે માટે ઇતિહાસની દિશાનો વિચાર કરવામાં જે પુસ્તકોનો આધાર લીધો છે તેમાં નીચેનાં પુસ્તકો મુખ્ય છે:

(૧) History of the Mahrattas by J. G. Duff Esq. (૨) Antiquities of the Island of Bassein by J. G. da Cunha Esq. (૩) Orme's History of India. (४) हिंदुस्थानाचा अर्वाचीन इतिहास–भाग २–३. (५) वसईचा वेढा. (६) वसईचा मोहरा. (७) छत्रपति थोरले शाहू महाराज यांचे चरित्र. (८) छत्रपति शिवाजी महाराज यांचे चरित्र. (९) मराठा कुळांचा इतिहास–भाग २. (૧૦) સુરત–માંડવીનું દેશી રાજ્ય.

આ સ્થળે આ સર્વ પુસ્તકોના લેખકોનો આભાર માનવાની સાથે હું એવી આશા રાખું છું કે ઐતિહાસિક નવલકથાઓ લખવાને માટે ગુજરાતી ભાષામાં જ ઐતિહાસિક સામગ્રી પૂરી પાડનારા ગ્રંથો વધુ સંખ્યામાં બહાર પડે અને એ રીતે પ્રાચીન ઇતિહાસ પ્રતિ લોકોની રસવૃત્તિ જાગૃત થવા પામે.

તા. ૧૫–૧–૧૯૧૬<br>સારંગપુર, અમદાવાદ. } ચુનીલાલ વર્ધમાન શાહ.

# અનુક્રમણિકા.

# વસઈનો ઘેરો

અથવા

## પેશવાઈના પ્રકાશનું એક કિરણ.

### પ્રકરણ ૧ લું.

### વિલક્ષણ મૂર્તિ.

नासिका मुखमण्डनम् ॥ વદનનું આભૂષણ નાક છે.

આપણી કથાનો પ્રારંભ ઇ. સ. ૧૭૩૮ ના સપ્ટેમ્બર માસમાં થાય છે.

આજે જન્માષ્ટમીનો દિવસ છે. વર્ષા ઋતુ લગભગ પૂરી થવા આવી છે અને મનમાન્યો વર્ષાદ પડી ચૂક્યો હોવાથી આજનો પર્વદિન લોકો ઉત્સાહમિશ્રિત આનંદમાં ગાળવાને પ્રવૃત્ત થયા છે. भिन्नभिन्नरुचिर्हि लोकः! કોઇને કાંઈથી તો કોઇને બીજાથી આનંદ મળે છે અને સૌ પોતપોતાની રૂચિને અનુસરતો આનંદ મેળવે છે. કોઈ ધર્મશીલ પ્રૌઢ સ્ત્રી પુરૂષો આજે ઉપવાસ કરીને ધર્મક્રિયામાં તથા અન્ય ક્રિયા ઉપાસનામાં પ્રવૃત્ત થયાં છે, તો વળી કોઇને દારૂ પીને ધીંગામસ્તી કરવામાં જ આનંદ મળે છે. એક જુવાન મંડળી જુગારમાં મશગુલ બની બેસે છે તો વળી બીજી જુવાન મંડળી આજે ઉજાણીનો આનંદ મેળવવાને ઉત્સુક બની રહી છે. કોઈને સુંદર વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઇને આજના મેળામાં ફરવાથી આનંદ મળે છે ત્યારે કોઇને ભજનમંડળીઓમાં બેસી ગાંજો ફૂંકી ભજનના ભક્તિરસમાં ન્હાવાનું ગમે છે! આ સઘળો વિવિધ પ્રકાર આજના મેળામાં દૃષ્ટિગોચર થાય છે. સતારાના પાધરમાં હજારો લોકોની જમાવટ થવાથી એક નવું ગામ વસી ગયું હોય એવું દૃશ્ય જોવામાં આવે છે. સૌની ભિન્ન ભિન્ન રૂચિને આનંદ મળે તેવું કાંઇ ને કાંઇ ત્યાં છે. જિહ્વાલોલુપીને માટે મિઠાઇની દુકાનો છે, ભક્તિરસના ભોગીને માટે તે ભજનમંડળીઓ છે, જુગારીઓને માટે જુગારના નાના મોટા અખાડા છે, તમાશા જોનારાઓને માટે અનેક મદારીઓ પોતાના તમાશાનાં સાધનરૂપ પશુ પક્ષીઓને

લેઇને હાજર થયા છે, મલ્લકુસ્તી જોવાનો શોખ ધરાવનારાઓને માટે પણ અખાડા તૈયાર છે અને તે ઉપરાંત રમત ગમતને માટે અનેક-પ્રકારનાં સાધનો જોવામાં આવે છે. કાંઇ કાંઇ વિલક્ષણતાઓ જોનારાના ચિત્તનું આકર્ષણ કરી રહી છે, અને અનેક ચિત્રવિચિત્ર પોશાકમાં સજ્જ થએલા પ્રેક્ષકો દુકાનદારોની આંખોનું આકર્ષણ કરી રહ્યા છે. માલ વેચનારનો, મેળામાં ફરનારનો; ભજન ગાનારનો, જુગારીઓની હોહાનો અને એવો અનેક પ્રકારનો ઘોંઘાટ મેળાને એવો ગજાવી મેલે છે કે કાન પડ્યું પણ સંભળાતું નથી; છતાં સૌ પોતપોતાના આનંદમાં મશગુલ છે. ભજન સાંભળનારને દુકાનદારોનું બૂમરાણ કશી હરકત કરતું નથી કે જુગારીઓને ભજન ગાનારના સતારનો કણ કણ ધ્વનિ કાનમાં પેસીને કશો આનંદ આપતો નથી !

સૂર્ય નમ્યો છે–સાંજ પડવા આવી છે. વાદળાં કોઇ વાર ઘેરાય છે પણ પુનઃ બે ચાર છાંટા નાંખી–ન નાંખી વેરાઇ જાય છે. આસપાસનાં નાનાં ગામોના લોકો પણ મેળાના આનંદમાં ભાગ લેવાને આવી પહોંચ્યા છે અને પ્રત્યેક ક્ષણે મેદનીમાં વધારો થતો જાય છે, તેમ તેમ કોલાહલ પણ વધતો જાય છે. થોડો વખત એ પ્રમાણે એકસરખી રીતે પસાર થયો એટલે સૂર્ય અસ્ત પામ્યો અને તે સાથે જ ગામડાંના લોકો ચાલતા થયા. અંધારૂં થતાં થતાંમાં પોતાને ગામ પહોંચી જવાની ઉતાવળ હોવાથી મેળો વિખરાવા લાગ્યો અને અંધારૂં થતાં થતાં તો લોકસમુદાય લગભગ અર્ધો થઈ ગયો. જેઓને કયાંય દૂર જવાનું નહોતું તેઓને આ અંધારાની કે રાત્રિની કશી પરવા નહોતી, છતાં મેદની ઓછી થવાને લીધે દુકાન માડી બેસનારાઓ પણ પોતાનો માલ હવે ધીમે ધીમે સંકેલવા લાગ્યા હતા.

જે વખતે લોકો ઘર તરફ વળતા હતા અને મેળો વિખરાતો હતો તે વખતે એક વૃદ્ધ પુરૂષ પોતાની ખાંધપર કાંઇ ભારે વસ્તુ કપડાથી વીટાળેલી સ્થિતિમાં ઉચકીને મેળામાં આવી પહોંચ્યો અને એક વૃક્ષ તળે ખાંધપરનો બોજો નીચે મૂકયો. દેખાવ ઉપરથી તે વૃદ્ધ પુરૂષ કોઇ મરાઠો દેખાતો હતો. તેની સફેદ દાઢી, ભરાવાદાર સફેદ મૂછો, તેજસ્વી આંખો અને પ્રતિભાશાલી વદન ઉપરથી તે કોઇ મહારાષ્ટ્રીય ક્ષત્રીય વીર હોય એવું અનુમાન થઇ શકતું હતું. તેનો પોશાક પણ તે અનુમાનને ટેકો આપતો હતો. 'જે વખતે લોકો ઘેર જાય છે તે વખતે વળી આ ડોસો મેળામાં શું વેચવા લાવ્યો હશે ?' એવો કૌતુહલિક પ્રશ્ન પોતાના મનને પૂછતા લોકો તે વૃદ્ધ પુરૂષની ફરતા એકઠા થયા. દૂરથી એ મોટો બોજો ઉચકી લાવવાનો થાક ચડવાને લીધે થોડો વખત તેણે આરામ લીધો અને લોકો પેલી કપડામાં

ચીંટળેલી વસ્તુ જોવાની ઉત્સુકતામાં તે વસ્તુ ઉઘાડી થવાની રાહ જોતા ઊભા. થોડી વાર રાહ જોઇ પરન્તુ જ્યારે તે ડોસાએ એ વસ્તુ ઉઘાડી ન કરી ત્યારે લોકોની અધીરાઇ વધવા લાગી અને એક જુવાનીયો બોલી ઉઠ્યો: "કાકા, તમે શું વેચવા લાવ્યા છો તે બતાવો તો ખરા !"

ડોસો તુરત જ ઊભો થયો અને એકઠા થએલા લોકોના ટોળા તરફ બારીકીથી નજર કરીને એકેએક વ્યક્તિને તેણે જોઇ લીધી, પછી તે બોલ્યો: "તમારામાંથી કોઇ પણ એ વસ્તુ ખરીદ કરી શકો તેમ નથી, પછી એ જોઇને તમે શું કરશો ?"

"ઓહો ! પણ એવી અમૂલ્ય વસ્તુ તમે કઈ લાવ્યા છો ? અમે જોયા વિના તે ખરીદવાનો વિચાર પણ કેવી રીતે કરી શકીએ ?" ટોળામાંથી એક બીજા જણે ઉત્તર આપ્યો.

બીજો બોલ્યો: "મેળો વીખરાતી વખતે વેચવા લાવ્યા, ત્યારે વેળાસર લાવ્યા હોત તો વેચાઈ જાત !"

"એ તો ઘરડાની અનુભવી અક્કલનું કામ છે !" કોઇએ દૂરથી જવાબ આપ્યો.

પોતાની આ મશ્કરી તરફ તે વૃદ્ધ પુરૂષનું જરા પણ ધ્યાન નહોતું. તે તો પોતાની ઢાંકેલી વસ્તુની આસપાસના દોરડાના બંધ છૂટા કરવામાં ધ્યાન આપી રહ્યો હતો. કેટલીક વારે સઘળાં દોરડાં છૂટાં થયાં ત્યાંસુધી લોકોએ પોતાની ધીરજ ટકાવી રાખી. દોરડાં છૂટાં થયાં અને તે ઉપર ઢાંકેલું કપડું જરા ઢીલું થયું એટલે લોકો સમજ્યા કે તે કોઇ રંગીન મૂર્તિ છે. હવે તે જોવાની લોકોની ઉત્સુકતા વધી અને લોકો માથાં ઉંચાં નીચાં કરતા વધારે નજીક આવવા લાગ્યા. ડોસાએ તેમને સમજાવીને જરા આઘા કાઢ્યા એટલામાં કોઇએ અધીરાઇથી કહ્યું: "ડોસા ! હવે લુગડું ઉપાડી લ્યોને એટલે તમારી મૂર્તિ જોઇને રસ્તે પડીએ ! આ ગીર્દીમાં તો કચરાઇ ગયા !"

ડોસાએ કહ્યું: "ભાઇઓ ! આજે જન્માષ્ટમીનો દિવસ છે ! શ્રી કૃષ્ણના જન્મસમયનાં દર્શન કરવાને તમે જેટલા ઉત્સુક હો તેટલા જ ઉત્સુક તમારે આ મૂર્તિનાં દર્શન કરવાને પણ રહેવું જોઇએ અને તે માટે થોડું દુઃખ વેઠવું પડે તો તે પણ વેઠી લેવું જોઇએ, કારણકે આ મૂર્તિ તમારી માતૃભૂમિની— સાક્ષાત્ મહારાષ્ટ્ર સુંદરીની છે !"

લોકોમાં ચપળતા વધી. ડોસાએ તે મૂર્તિ ઉપરનું કપડું પગ પાસેથી ધીમે ધીમે ખસેડવા માંડ્યું. નાજુક પગ અને તે ઉપરનાં સુંદર નુપૂર ચાં-

દીના જ જેવા ચળકતા રંગવાળાં લોકોની દૃષ્ટિએ પડયાં અને "ધન્ય છે કારીગીરીને" એવો ઉદ્ગાર કોઇના મુખમાંથી નીકળી પડયો. વસ્ત્ર વધારે ખસેડતાં કટિમેખલા સુધીની મૂર્તિ નજરે પડી. ડાબો હાથ કમરપર ટેકાવી રાખ્યો હોય તેવી સ્થિતિમાં તે મૂર્તિની નાજુક આંગળીઓ, અને તેની નીચે શ્વેત કટિમેખલા તથા પહેરેલી કીરમજી રંગની ચંદ્રકળા–સાડીનો કલ્લો–તેની કરચલીઓનું સુંદર દર્શન કોતરણીમાં આબેહૂબ રીતે આપતો હતો, તે સઘળું જોવામાં આવ્યું. "વાહ! મહારાષ્ટ્ર સુંદરી!" એવું બે ચાર જણાઓ એકાએક બોલી ઉઠયા. પરન્તુ ચેતન મનુષ્યની કે જડ મૂર્તિની ખરેખરી શોભા તો તેના ઉત્તમાંગમાં રહેલી છે. સૌ કોઇ એ મૂર્તિના સૌંદર્યનો સંપૂર્ણ મધુર રસ પીવાને ઉત્સુક થતા ઊભા. ડોસાએ મૂર્તિના વક્ષસ્થળ સુધીનો ભાગ ખુલ્લો કર્યો અને હવે તો સૌ કોઇ 'વાહ! વાહ!' નો ઉદ્ગાર કરવા લાગ્યા. કમળની નાળ જેવા શ્વેત રંગના અર્ધા ઉઘાડા હાથ, સુપુષ્ટ કુચ વિભાગ, ઘાટીલાં અવયવો, તે ઉપરની સુંદર ચોળીનો મનોરમ રંગ અને સોનેરી કામની કારીગીરી, કંઠમાં પહેરેલા નવસરા મોતીના હારથી ખીલી ઉઠતું વક્ષ અને હડપચી પર ટેકાવેલી જમણા હાથની આંગળીનું નાજુક રીતિનું અવસ્થાન: એ સઘળું જોઇને લોકો ખુશ ખુશ થઇ ગયા અને સૌ કોઇ એ ડોસાની ચતુરાઇનાં વખાણ કરવા લાગી ગયા. "ખરેખર, આવી અનુપમ મૂર્તિનું મૂલ્ય પણ ઘણું ભારે હોવું જોઇએ" એવું સૌ કોઇને જણાઇ આવ્યું. મૂર્તિના સઘળા અવયવો જોઇને લોકો તૃપ્ત થયા એટલે હવે મસ્તકની શોભા જોવાની જિજ્ઞાસા લોકોમાં વધારે પ્રબળ દેખાવા લાગી. ડોસો તો નિરાંત કરીને નીચે બેસી ગયો હતો. સૌ તરફથી માંગણી થવા લાગી કે "હવે મસ્તક ખુલ્લું કરો." પણ ડોસો જાણે કે તે સાંભળતો જ ન હોય એવી રીતે સ્વસ્થ બનીને બેસી રહ્યો. થોડે થોડે લોકોની માંગણીનો કોલાહલ વધવા લાગ્યો છતાં ડોસાની સ્વસ્થતાનો ભંગ થયો જ નહિ! એટલામાં એક જુવાનીઓ એકાએક આગળ ધસી આવીને બોલી ઉઠયો: "અરે કાકા! તમારી મૂર્તિનું મસ્તક તમારી મેળે ખુલ્લું કરો, નાહ તો પછી અમારે હાથે ખુલ્લું કરીશું!" લોકોની ઉત્સુકતાનું પ્રમાણ હવે બહુ ઊંચું ચડી ગયું હતું, એટલે ડોસાને ઊભા થયા વિના ચાલ્યું નહિ. તેણે તુરત જ મૂર્તિના મસ્તકપરનું લુગડું ખસેડી નાંખ્યું કે તુરત જ લોકો ખડખડાટ હસી પડયા! સઘળી સુંદરતા છતાં મૂર્તિનું નાક કાપી નાંખીને તેને બેડોળ બનાવી દેવામાં આવી હતી!!

આ દૃશ્યે જૂદા જૂદા જોનારાઓ ઉપર જૂદા જૂદા પ્રકારની અસર

કરી. એ નકટી નારીની મૂર્તિ જોતાં જ તેનું બીજું બધું સૌંદર્ય ફીકકું જણાવા લાગ્યું. કાળા ભ્રમર સરખાં નેત્રો અને રૂચિર વદન તો ઉલટો તિરસ્કાર પેદા કરવા લાગ્યાં. કોઇને મહારાષ્ટ્ર સુંદરીની એવી મૂર્તિ જોઇને હસવું આવ્યું, કોઇને તિરસ્કાર ઉત્પન્ન થયો, કોઇને ઘૃણા ઉત્પન્ન થઇ, તો કોઇને તેમાં પોતાની માતૃભૂમિ મહારાષ્ટ્રનું મોટું અપમાન પ્રતીત થવા લાગ્યું! આથી એકઠા થએલા લોકોમાંના કોઇ મ્હોં મરડીને ચાલ્યા જવા લાગ્યા, કોઇ તિરસ્કારસૂચક હાસ્ય કરીને વિદાય થવા લાગ્યા તો કોઇ એ મૂર્તિ લાવનાર ડોસા તરફ કરડી નજર કરીને પોતાના અંતરમાં મહારાષ્ટ્ર સુંદરીને નકટી નિર્માણ થએલી જોવાથી ઉત્પન્ન થતો ક્રોધ દર્શાવી પસાર થવા લાગ્યા. સઘળા જોનારાઓ જૂદી જૂદી લાગણીને અનુભવતા ત્યાંથી વેરાવા લાગ્યા. કોઇ નવા જોનારા આવતા તોપણ હવે તેઓને એ મૂર્તિ જોવામાં જરાએ આનંદ નહિ મળતો હોવાથી ભાગ્યે જ ક્ષણ-બે ક્ષણ ત્યાં થોભીને તેઓ ચાલ્યા જતા હતા. એવી "રૂપે રમણી અને નાકે નકટી" મૂર્તિને ખરીદવાની ઇચ્છા તો કોની હોય? કોઇએ પણ તે મૂર્તિનું મૂલ્ય એ ડોસાને પૂછ્યું નહિ અને સૌ જોઇ જોઇને જતા રહ્યા.

---

## પ્રકરણ ૨ જું.

---

### મૂર્તિનું મૂલ્ય.

ધીમે ધીમે અંધકારપટ પ્રસરવા લાગ્યો, એટલે ઠેકાણે ઠેકાણે દીવા પ્રકટ થવા લાગ્યા. એ વૃદ્ધ પુરૂષે પણ પોતાની મૂર્તિની પાસે સૂકાં પાંદડાંનો એક ઢગ કરીને તેને સળગાવ્યો એટલે ચોતરફ એક મોટી મશાલના જેટલો પ્રકાશ વિસ્તરી રહ્યો. જે કોઇ ત્યાં આગળ આવીને મહારાષ્ટ્ર સુંદરીની મૂર્તિ જોવાને થોભતું તે ભાગ્યે જ એક બે ક્ષણ થોભીને ચાલ્યું જતું. કોઇ કોઇ એ વૃદ્ધ પુરૂષને પૂછતું પણ ખરૂં કે "ડોસા! આવી સુંદર પૂતળીને તમે નકટી કેમ બનાવી છે?" વૃદ્ધ પુરૂષ એ પૃચ્છકની સામે જરા નજર કરતો પણ કશો ઉત્તર આપતો નહિ. એટલામાં કોઇ બે મિત્રો વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા તેમનું ધ્યાન એ મૂર્તિ તરફ ખેંચાયું અને તેઓ જોવા માટે થોભ્યા. તેઓનો પોશાક બહુ સાદો હતો તોપણ તેમની બન્નેની કમરે તલવારો લટકતી હતી તે ઉપરથી તેઓ કોઇ રાજ્યદરબારી માણસો હોય એમ અનુમાન કરી શકાતું હતું. તેઓમાંનો એક વયે જરા પ્રૌઢ

દીના જ જેવા ચળકતા રંગવાળાં લોકોની દૃષ્ટિએ પડ્યાં અને " ધન્ય છે કારીગીરીને " એવો ઉદ્‌ગાર કોઇના મુખમાંથી નીકળી પડ્યો. વસ્ત્ર વધારે ખસેડતાં કટિમેખલા સુધીની મૂર્તિ નજરે પડી. ડાબો હાથ કમરપર ટેકાવી રાખ્યો હોય તેવી સ્થિતિમાં તે મૂર્તિની નાજુક આંગળીઓ, અને તેની નીચે શ્વેત કટિમેખલા તથા પહેરેલી કીરમજી રંગની ચંદ્રકળા–સાડીનો કલ્લો–તેની કરચલીઓનું સુંદર દર્શન કોતરણીમાં આબેહૂબ રીતે આપતો હતો, તે સઘળું જોવામાં આવ્યું. " વાહ ! મહારાષ્ટ્ર સુંદરી ! " એવું બે ચાર જણાઓ એકાએક બોલી ઉઠ્યા. પરન્તુ ચેતન મનુષ્યની કે જડ મૂર્તિની ખરેખરી શોભા તો તેના ઉત્તમાંગમાં રહેલી છે. સૌ કોઇ એ મૂર્તિના સૌંદર્યનો સંપૂર્ણ મધુર રસ પીવાને ઉત્સુક થતા ઊભા. ડોસાએ મૂર્તિના વક્ષસ્થળ સુધીનો ભાગ ખુલ્લો કર્યો અને હવે તો સૌ કોઇ ' વાહ ! વાહ ! ' નો ઉદ્‌ગાર કરવા લાગ્યા. કમળની નાળ જેવા શ્વેત રંગના અર્ધા ઉઘાડા હાથ, સુપુષ્ટ કુચ વિભાગ, ઘાટીલાં અવયવો, તે ઉપરની સુંદર ચોળીનો મનોરમ રંગ અને સોનેરી કામની કારીગીરી, કંઠમાં પહેરેલા નવસરા મોતીના હારથી ખીલી ઉઠતું વક્ષ અને હડપચી પર ટેકાવેલી જમણા હાથની આંગળીનું નાજુક રીતિનું અવસ્થાન: એ સઘળું જોઇને લોકો ખુશ ખુશ થઇ ગયા અને સૌ કોઇ એ ડોસાની ચતુરાઇનાં વખાણ કરવા લાગી ગયા. " ખરેખર, આવી અનુપમ મૂર્તિનું મૂલ્ય પણ ઘણું ભારે હોવું જોઇએ " એવું સૌ કોઇને જણાઇ આવ્યું. મૂર્તિના સઘળા અવયવો જોઇને લોકો તૃપ્ત થયા એટલે હવે મસ્તકની શોભા જોવાની જિજ્ઞાસા લોકોમાં વધારે પ્રબળ દેખાવા લાગી. ડોસો તો નિરાંત કરીને નીચે બેસી ગયો હતો. સૌ તરફથી માંગણી થવા લાગી કે " હવે મસ્તક ખુલ્લું કરો. " પણ ડોસો જાણે કે તે સાંભળતો જ ન હોય એવી રીતે સ્વસ્થ બનીને બેસી રહ્યો. થોડે થોડે લોકોની માંગણીનો કોલાહલ વધવા લાગ્યો છતાં ડોસાની સ્વસ્થતાનો ભંગ થયો જ નહિ ! એટલામાં એક જુવાનીઓ એકાએક આગળ ધસી આવીને બોલી ઉઠ્યો: " અરે કાકા ! તમારી મૂર્તિનું મસ્તક તમારી મેળે ખુલ્લું કરો, નાહે તો પછી અમારે હાથે ખુલ્લું કરીશું ! " લોકોની ઉત્સુકતાનું પ્રમાણ હવે બહુ ઊંચું ચડી ગયું હતું, એટલે ડોસાને ઊભા થયા વિના ચાલ્યું નહિ. તેણે તુરત જ મૂર્તિના મસ્તકપરનું લુગડું ખસેડી નાંખ્યું કે તુરત જ લોકો ખડખડાટ હસી પડ્યા ! સઘળી સુંદરતા છતાં મૂર્તિનું નાક કાપી નાંખીને તેને બેડોળ બનાવી દેવામાં આવી હતી ! !

આ દૃશ્યે જૂદા જૂદા જોનારાઓ ઉપર જૂદા જૂદા પ્રકારની અસર

કરી. એ નકટી નારીની મૂર્તિ જોતાં જ તેનું બીજું બધું સૌંદર્ય ફીક્કું જણાવા લાગ્યું. કાળા ભ્રમર સરખાં નેત્રો અને રૂચિર વદન તો ઉલટો તિરસ્કાર પેદા કરવા લાગ્યાં. કોઇને મહારાષ્ટ્ર સુંદરીની એવી મૂર્તિ જોઇને હસવું આવ્યું, કોઇને તિરસ્કાર ઉત્પન્ન થયો, કોઇને ઘૃણા ઉત્પન્ન થઇ, તો કોઇને તેમાં પોતાની માતૃભૂમિ મહારાષ્ટ્રનું મોટું અપમાન પ્રતીત થવા લાગ્યું ! આથી એકઠા થએલા લોકોમાંના કોઇ મ્હોં મરડીને ચાલ્યા જવા લાગ્યા, કોઇ તિરસ્કારસૂચક હાસ્ય કરીને વિદાય થવા લાગ્યા તો કોઇ એ મૂર્તિ લાવનાર ડોસા તરફ કરડી નજર કરીને પોતાના અંતરમાં મહારાષ્ટ્ર સુંદરીને નકટી નિર્માણ થએલી જોવાથી ઉત્પન્ન થતો ક્રોધ દર્શાવી પસાર થવા લાગ્યા. સઘળા જોનારાઓ જૂદી જૂદી લાગણીને અનુભવતા ત્યાંથી વેરાવા લાગ્યા. કોઇ નવા જોનારા આવતા તોપણ હવે તેઓને એ મૂર્તિ જોવામાં જરાએ આનંદ નહિ મળતો હોવાથી ભાગ્યે જ ક્ષણ–બે ક્ષણ ત્યાં થોભીને તેઓ ચાલ્યા જતા હતા. એવી "રૂપે રમણી અને નાકે નકટી" મૂર્તિને ખરીદવાની ઇચ્છા તો કોની હોય ? કોઇએ પણ તે મૂર્તિનુ મૂલ્ય એ ડોસાને પૂછ્યું નહિ અને સૌ જોઇ જોઇને જતા રહ્યા.

---

## પ્રકરણ ૨ જું.

---

### મૂર્તિનું મૂલ્ય.

ધીમે ધીમે અંધકારપટ પ્રસરવા લાગ્યો, એટલે ઠેકાણે ઠેકાણે દીવા પ્રકટ થવા લાગ્યા. એ વૃદ્ધ પુરૂષે પણ પોતાની મૂર્તિની પાસે સૂકાં પાંદડાંનો એક ઢગ કરીને તેને સળગાવ્યો એટલે ચોતરફ એક મોટી મશાલના જેટલો પ્રકાશ વિસ્તરી રહ્યો. જે કોઇ ત્યાં આગળ આવીને મહારાષ્ટ્ર સુંદરીની મૂર્તિ જોવાને થોભતું તે ભાગ્યે જ એક બે ક્ષણ થોભીને ચાલ્યું જતું. કોઇ કોઇ એ વૃદ્ધ પુરૂષને પૂછતું પણ ખરૂં કે "ડોસા ! આવી સુંદર પૂતળીને તમે નકટી કેમ બનાવી છે ?" વૃદ્ધ પુરૂષ એ પૃચ્છકની સામે જરા નજર કરતો પણ કશો ઉત્તર આપતો નહિ. એટલામાં કોઇ બે મિત્રો વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા તેમનું ધ્યાન એ મૂર્તિ તરફ ખેંચાયું અને તેઓ જોવા માટે થોભ્યા. તેઓનો પોશાક બહુ સાદો હતો તોપણ તેમની બન્નેની કમરે તલવારો લટકતી હતી તે ઉપરથી તેઓ કોઇ રાજ્યદરબારી માણસો હોય એમ અનુમાન કરી શકાતું હતું. તેઓમાંનો એક વયે જરા પ્રૌઢ

દેખાતો હતો પરન્તુ બીજો ઉગતો જુવાન હતો. બન્ને જણ મૂર્તિની નિકટમાં આવ્યા અને તેનું સૌંદર્ય ધારી ધારીને જોવા લાગ્યા. પેલા જુવાને મૂર્તિ વેચનાર વૃદ્ધ પુરૂષને પૂછ્યું: "કાકા! આ મૂર્તિ કોની છે?"

"મહારાષ્ટ્ર સુંદરીની." ઉત્તર મળ્યો.

આ ઉત્તર સાંભળીને એ જુવાન ચમકી ગયો, કારણકે પોતાની માતૃભૂમિ મહારાષ્ટ્ર સુંદરીને નકટી બનાવનાર ઉપર તેને સહજ ગુસ્સો ચડી આવ્યો હતો. એ સુંદરીને નકટી બનાવવાનું કારણ તે પૂછવા જતો હતે એવામાં તેની સાથેના પ્રૌઢ વયના પુરૂષે પૂછ્યું: "આ મૂર્તિનું મૂલ્ય શું છે?"

વૃદ્ધ પુરૂષે એ પ્રશ્ન પૂછનારની સામે નજર કરી અને પછી કહ્યું: "ભાઇ! આપને એ મૂર્તિ ખરીદી લેવી છે કે અમસ્થું મૂલ્ય જ પૂછો છો?"

"અમે તે ખરીદવા ઇચ્છીએ છીએ."

"ભાઇ! એનું મૂલ્ય બાજીરાવ પેશવાના નાકની અણી માત્ર છે; જે કોઇ એ અણી લાવે અને આ મૂર્તિની ખોડ પૂરી કરે તે એ મૂર્તિ લઇ જાય!"

આ અપમાનકારક ઉત્તર સાંભળતાં જ જુવાનનો મિજાજ હાથમાંથી ગયો. લાગલો જ તે પોતાની તલવારને મ્યાનમાંથી ખેંચી કાઢતો ક્રોધ કરીને બોલ્યો: "ઓ બેઅદબ! મારા માલેકનું નાક કપાવનાર અને મહારાષ્ટ્ર સુંદરીનું આવું હડહડતું અપમાન કરનાર તું કોણ છે?"

"વિશ્વાસરાવ! એમ ગુસ્સો કરવો ન ઘટે." પેલા પ્રૌઢ પુરૂષે જુવાનનો હાથ પકડી લેતાં કહ્યું: "એ વૃદ્ધ પુરૂષના કથનમાં કાંઇ ગૂઢ તાત્પર્ય રહેલું હોવું જોઇએ, માટે આપણે તે સમજવું જોઇએ."

"અરે મહારાજ! આટલું મોટું અપમાન હું કેમ સાંખી શકું? આપના જ નાકની અણી કપાવનારને તો દેહાંતની શિક્ષા જ ઘટે." વિશ્વાસરાવની સ્વામીભક્તિએ તેને આકળો બનાવ્યો.

પ્રૌઢ વયના પુરૂષે એ મૂર્તિ વેચનાર વૃદ્ધને કહ્યું: "કાકાસાહેબ! હું પોતે જ બાજીરાવ છું, અને મારા નાકની અણી કપાવીને આ નકટી મૂર્તિને ચોડવાનું આપનું શું પ્રયોજન છે તે મને સમજાવશો?"

પોતાની સમીપમાં બાજીરાવ પોતે ઊભો છે એમ સાંભળીને કાંઇ તે ડોસો ગભરાયો નહિ, કે તેણે કશું આશ્ચર્ય પણ બતાવ્યું નહિ. પોતે બાજીરાવનું અપમાન તેને મ્હોંએ કરી સંભળાવ્યું તેથી તેને કશો ભય કે સંકોચ પણ પેદા થયો નહિ. તે એકસરખી હિંમતથી બોલ્યો: "મહારાષ્ટ્ર સુંદરી પોતાનું નાક ગુમાવી બેઠી છે, તે નાક બાજીરાવ પેશવા જેવો સમર્થ

પ્રધાન પાછું મેળવી શકતો નથી, તો પછી બાજીરાવનું નાક કાપીને મહારાષ્ટ્ર સુંદરીનું એ અધૂરૂં અંગ પૂરૂં કરવું એમાં જ શોભા રહેલી છે."

આ સાંભળીને બાજીરાવ આશ્ચર્યથી સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. વિશ્વાસરાવ પણ એ વૃદ્ધ નરનું આવું ધૈર્યયુક્ત સ્પષ્ટ કથન સાંભળીને દિગ્મૂઢ બની ગયો હતો. એ વૃદ્ધ નરના કહેવાનું તાત્પર્ય સમજવાને બાજીરાવ ક્ષણભર મૌન ઊભો રહ્યો અને પછી બોલ્યો: "એ નાક હું પાછું મેળવીશ, પણ એ નાક કયું તે હું જાણવા માંગું છું."

વૃદ્ધ નર બોલ્યો: "સાંભળ બાજીરાવ ! એક નાનું નાક એ મનુષ્યના ઉત્તમાંગની શોભા છે. તમે અષ્ટ પ્રધાન અને એક મહારાજા શાહુ મળીને એકંદર સુંદર નવસરો હાર મહારાષ્ટ્ર સુંદરીના કંઠમાં શોભી રહ્યો છે અને મહારાષ્ટ્ર સુંદરી સંપૂર્ણ રીતે ખીલી રહી છે, છતાં તેનું નાક તો કોઇ બીજાઓના હાથમાં જ છે! એટલી ખામી પૂરવાનું તારા લક્ષમાં કેમ નથી આવતું ?"

ક્ષણભર વિચારીને બાજીરાવ બોલ્યો: "આપણા હાથમાં નહિ એવું મહારાષ્ટ્રના નાક રૂપ સ્થળ તો અત્યારે માત્ર એક જ છે અને તે વસઇનો કિલ્લો છે!"

"ધન્ય છે, ચતુર નર ! તને ધન્ય છે ! એ વસઇનો કિલ્લો અત્યારે તારા હાથમાં નથી. મહારાષ્ટ્રનું એ નાક વિદેશી અને અન્યધર્મી પોર્તુગીઝ પ્રજાના હાથમાં હોવાથી અત્યારે મહારાષ્ટ્ર સુંદરી શોભાસહિત હોવા છતાં શોભારહિત ભાસે છે! વસઇના બંદરની મહત્તાને તું કયાં નથી જાણતો ? મહારાષ્ટ્રનાં સઘળાં બંદરોમાં તે મોટું બંદર છે અને રાજ્યની દૃષ્ટિમાં તેની મહત્તા અમૂલ્ય છે, એટલું જ નહિ પણ મહારાષ્ટ્રીય પ્રજાને એ કિલ્લો પરહસ્તમાં હોવાથી અનેક વિડંબનાઓ વેઠવી પડે છે, તે તું જાણે છે કે ?"

"એ વિષે કોઇ કોઇ વાર સાંભળું છું ખરો, પણ આપ કશું વિશેષ જાણતા હો તો કહો."

"સાંભળ. પોર્તુગીઝ લોકો આ દેશમાં વેપાર કરવાને જ માત્ર આવ્યા નથી, પરન્તુ પોતાનો ધર્મ ફેલાવવાને પણ આવ્યા છે. વસઇના પવિત્ર સરોવરના જળમાં સ્નાન કરવાનું પણ આપણા હિંદુઓના નસીબમાંથી ખોવાઇ ગયું છે અને ધર્મ નિમિત્તે અનેક પ્રકારના બળાત્કારો એ લોકો હિંદુઓ પર ગુજારે છે! હિંદુઓને વટલાવીને પોતાના ધર્મમાં લાવવાને દરવર્ષે એ લોકોના ધર્મગુરૂઓ પરદેશથી આવે છે. એ સ્થળે ધર્મની યાત્રાઓ તો આજકાલ દુર્લભ જ થઇ પડી છે. દરિયા કિનારા ઉપર ભરાતા મેળાઓ

અટકી ગયા છે અને જ્યાં જ્યાં મેળા ભરાય છે ત્યાં ત્યાં એ લોકો હિંદુઓને સતાવી રહ્યા છે! બાજીરાવ! જ્યાંસુધી વસઇનો કિલ્લો મહારાષ્ટ્રમાં ન જોડાય ત્યાંસુધી મહારાષ્ટ્ર સુંદરી નાક વિનાની છે અને એ કલંક બાજીરાવ પેશવાને કપાળે જ ચોંટેલું છે!"

બાજીરાવ અને વિશ્વાસરાવ એક બીજાનાં મ્હોં સામે જોઇને સ્થિર ઊભા રહ્યા. વસઇના કિલ્લાની ઉપયોગિતા કાંઇ બાજીરાવના ધ્યાન બહાર નહોતી. વેપારની તેમ જ રાજ્યની દૃષ્ટિએ પણ એ સ્થળ મોટી અગત્યનું હતું અને વિશેષમાં ધર્મ નિમિત્તે થતો અત્યાચાર તેના સાંભળવામાં આવતાં એ અગત્યના સ્થળમાં પોર્તુગીઝોને વધારે મજબૂત થવા દેવા જોઇએ નહિ એવું અત્યારે તેને સમજાયુ. મહારાષ્ટ્રનું ખરેખરૂં નાક જ પોર્તુગીઝોના હાથમાં છે એ કથન તેને અક્ષરશઃ સાચું માલૂમ પડ્યું. આખા કોંકણમાં એ પરદેશી કોમની સત્તા વધતી જાય છે એ પણ તેને સાંભર્યું અને રાજ્યની એક નવીન કાર્યદિશા તેને તે જ ક્ષણે અને તે જ સ્થળે સૂઝી આવી. થોડી વાર એ વિચારમાં સ્તબ્ધ બનીને ઊભો રહ્યો અને પેલો વૃદ્ધ નર તેની મુખમુદ્રા સામે એકી નજરે તાકી રહ્યો.

કેટલીક વારે વિચારનિદ્રામાંથી જાગૃત થઇને બાજીરાવ બોલ્યો: "કાકા સાહેબ! તમારી આ મૂર્તિનો અને તમારો હું કેટલો આભાર માનું? તમે મારી એક મોટી કર્તવ્યદિશાનું આજે મને આ મૂર્તિવડે સ્મરણ કરાવ્યું! ધન્ય છે તમારી સદ્વૃત્તિને! મહારાષ્ટ્રમાં આપના જેવા કર્તવ્યનિષ્ઠ અને રાજ્યનિષ્ઠ વૃદ્ધો જ્યાંસુધી છે, ત્યાંસુધી અમારા જેવા બાળકો અને આ મહારાષ્ટ્ર સુંદરી પરમ સદ્ભાગ્યવાન્ છે."

"વૃદ્ધો તો પાકાં પાન જેવા છે: તેમની આશાઓ તમારામાં જ રહેલી છે. જોને, જો અમારાથી મહારાષ્ટ્ર સુંદરીનું નાક ચોડી શકાતું હોત તો અમે તારા નાકની અણીની માંગણી શામાટે કરત?"

"પણ વસઇ જેવું મહારાષ્ટ્રનું નાક પરદેશીઓના હાથમાં ન રહેવું જોઇએ તેટલા માટે આ કટાક્ષકથનનું સાહિત્ય—આ પૂતળી આપે શામાટે તૈયારી કરી? માત્ર મને એક સૂચના કરવાથી પણ હું આપના ઇષ્ટાર્થને સમજી શકત."

"એ વાત તારા ધ્યાનમાં નહોતી એમ કાંઇ નહોતું. વસઇની ઉપયોગિતા તું જાણતો હતો, પરન્તુ તે વાર્તા સાદી રીતે તારી સમક્ષ મૂકી હોત તો તેની જોઇએ તેટલી અસર થાય તેમ નહોતું અને તેથી આ કટાક્ષકથનનું સાહિત્ય મેં મોટી મહેનતે તૈયાર કર્યું છે, પ્રધાન!"

"ધન્ય છે આપની રાજનિષ્ઠાને." બાજીરાવ ઉપકારવશ થતો બોલ્યો: "આ મૂર્તિ હું મારી પાસે રાખવા ઇચ્છું છું; તેની પાછળ આપે લીધેલા મહેનતના બદલામાં હું આપને શું આપું?"

"જ્યારે વસઇનો કિલ્લો મહારાષ્ટ્રમાં જોડાશે ત્યારે એ મૂર્તિ-આજના ખામીવાળા સ્વરૂપમાં નહિ, પરન્તુ તેના સંપૂર્ણ રમ્ય સ્વરૂપમાં તને મળશે; તેનો બદલો વસઇના કિલ્લા વિના બીજો કશો નથી."

"આપ જેવા રાજનિષ્ઠ મહાપુરૂષથી હું આજસુધી અજાણ્યો રહ્યો એથી મને લજ્જા આવે છે; આપનું નામ શું?"

"મારૂં નામ?" એમ બોલતાં એ વૃદ્ધ પુરૂષ હસી પડ્યો અને પોતાના મસ્તકપરથી પાઘડી ઉચકી લેતો-તેમાંની જટાને ખુલ્લી કરતો બોલ્યો: "મારૂં નામ બ્રહ્મેંદ્ર!"

બાજીરાવ અને વિશ્વાસરાવ ઉભય ચકિત થયા, અને તુરત જ બન્ને ગુરૂવર્ય બ્રહ્મેંદ્ર સ્વામીને પગે પડતા બોલ્યા: "ઓહો! ગુરૂરાજ! આપે જ આ બધુ કર્યું શું?

"હા બેટા બાજીરાવ!" સ્વામીજી સ્મિત કરતા બોલ્યા: "દેશસેવાના ઉપદેશનો આ માર્ગ ગ્રહણ કરવાની મને જરૂર પડી અને મેં તે પ્રમાણે કર્યું"

"આપના પ્રત્યે મેં અવિનય દર્શાવ્યો તે માટે મને પશ્ચાત્તાપ થાય છે." વિશ્વાસરાવ બોલ્યો.

"નહિ, પુત્ર! તારો એ અવિનય નહોતો, પરન્તુ ઉચિત સ્વામી-ભક્તિ હતી. તારા જેવા સ્વામીભક્તોની જ બાજીરાવ જેવા દેશભક્તો તથા રાજભક્તોને જરૂર છે. તમારા જેવા સુપુત્રો મહારાષ્ટ્ર સુંદરીના ખોળામાં રમે છે તેથી જ આજે તે તમારી તરફ આશાતુર વદને જોઇ રહી છે."

બાજીરાવ બોલ્યો: "પ્રભુ! મહારાષ્ટ્રનું નાક મેળવવા માટેનો ઉદ્યોગ આ ક્ષણથી જ શરૂ કરવાને હું હવે રજા લઉ છું. એકલો વસઇનો કિલ્લો જ નહિ પણ કોકણમાં જ્યાં જ્યાં પોર્તુગીઝોનું બળ વિશેષ જામી ગયું છે, ત્યાં ત્યાં હવે છત્રપતિ શાહુરાજની આણ જ વર્તવી જોઇએ, તે વિના એ લોકો હિંદુઓ પ્રતિનું ધર્મછળથી ભરેલું વર્તન છોડશે નહિ.'

"કલ્યાણ હો તારૂં, પુત્ર! આજે હું કૃતાર્થ થયો."

"આ મૂર્તિ આપના મઠમાં પહોંચતી કરવાને—"

સ્વામીજી વચ્ચે બોલી ઉઠ્યા: "એ વિષે તારે ચિંતા કરવાની જરૂર નથી. પ્રહર રાત્રી વીત્યા પછી મારાં શિષ્યો અહીં આવશે અને તેઓ મૂર્તિને મારા મઠમાં પહોંચાડી દેશે."

બાજીરાવ અને વિશ્વાસરાવ સ્વામીને પુનઃ નમન કરીને આજના અપૂર્વ બનાવ વિષે વિચારમાં ગરક થતા ત્યાંથી ચાલ્યા ગયા. સ્વામીજીએ મહારાષ્ટ્ર સુંદરીને પુનઃ વસ્ત્રથી આચ્છાદિત કરી દીધી.

---

## પ્રકરણ ૩ જું.

---

### બંધુદ્રય.

બાજીરાવને તે રાત્રે બિલકુલ નિદ્રા આવી નહિ. 'પોર્તુગીઝ પ્રજાનું બળ મહારાષ્ટ્રમાં વધતું જાય છે એ વિષય ગુરૂજીના મનમાં ઘણો જ ગંભીર જણાયો હોવો જોઇએ અને તેથી જ તેમણે આટલો પરિશ્રમ ઉઠાવીને મને જાગૃત કર્યો હોવો જોઇએ' એ તો તેનો નિશ્ચય જ હતો. પરદેશી પ્રજાઓએ હિંદમાં આવીને તેને કેટલી હાનિઓ કરી હતી તેનું ચિત્ર બાજીરાવની દૃષ્ટિ સમીપે ખડું થયું. મુસલમાનો તલવાર પકડીને પરદેશથી આવ્યા અને તેમણે તલવારની મદદથી હિંદનો કેટલોક ભાગ કબજે કર્યો, હિંદનું દ્રવ્ય લૂંટયું અને તલવારના જ જોરથી પોતાનો ધર્મ પણ હિંદમાં દાખલ કર્યો; પરન્તુ યુરોપીય પ્રજાએ મુસલમાનોનો માર્ગ પકડયો નહિ હોવાથી તેઓ તરફથી દેશને કશી વિશેષ હાનિ થાય તે બાબત આજસુધી બાજીરાવ ગફલતમાં રહ્યો હતો. મુસલમાનોનું વર્તન દૃષ્ટિ સમીપે હતું અને તે જેટલું ધ્યાન ખેંચનારૂં હતું તેટલું યુરોપીય પ્રજાઓનું ન હતું. મુસલમાનોની તલવારે જે કાંઈ કર્યું તે આ યુરોપીય પ્રજાની વેપારી દૃષ્ટિ કરી શકનાર નથી એવી સામાન્ય માન્યતા આ પ્રકારની ગફલતનું એક સાધારણ કારણ હતું. પરન્તુ હવે બાજીરાવની આંખો ઉઘડી હતી. બહારથી જે સ્થિતિ ગંભીર દેખાતી નથી, તે અંદરથી ગંભીરતાથી ભરેલી છે એવું હવે તેના લક્ષમાં આવ્યું. કોંકણમાંથી પોર્તુગીઝોનું બળ અવશ્ય તોડવું એવો તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો અને તેમ કર્યા વિના મહારાષ્ટ્રને જે હાનિ થશે તેને માટે ભવિષ્યમાં પેશવાઇ જ કલંકિત લેખાશે એવો ભય પણ તેના ચિત્તમાં ઉત્પન્ન થયો. પરન્તુ પેશવાઇને નિષ્કલંક રાખવા જતાં કેટલી અડચણો હતી તે બાજીરાવનું મન જાણતું ભલું હતું. પોર્તુગીઝોની સામે વિગ્રહ આરંભવામાં બાજીરાવને જેટલી ચિંતા ન હતી તેટલી ચિંતા એ કાર્યનો આરંભ કરવા માટે સઘળા પ્રધાનોની સંમતિ મેળવવાને લગતી હતી. આ જ ચિંતામાં અને વિચારમાં બાજીરાવે આખી રાત્રિ બેચેનીમાં ગાળી હતી.

સ્હવાર થતાં જ નિત્યકર્મથી પરવારીને તે પોતાનાં નાના ભાઇ ચીમણાજી અપ્પાની પાસે પોતાના મનોગત વિચાર તેને જણાવવાને ગયો. ઉગતા પ્રભાતનો સમય હતો. બાલરવિનાં સુકોમળ કિરણો પોતાનો આછો પ્રકાશ પાડતાં નેત્રને આનંદ આપી રહ્યાં હતાં. રાત્રે પડેલાં વરસાદનાં એકાદ—બે નાનાં ઝાપટાંને લીધે ભૂમિ શીતળ થઇ હતી અને ત્વચાને સુખકર વાયુસ્પર્શનો અનુભવ કરાવતી હતી. ચીમણાજીને મળવાને તેના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યા પહેલાં તેની ફરતા બાગમાં જ બાજીરાવને લઘુ બધુનો મેળાપ થઇ ગયો. એક વિશાળ શિલા ઉપર ભૂમિ તરફ નજર ટેકાવીને એક ધ્યાને ચીમણાજી બેઠો હતો. આસપાસમાં શું બનતું હતું તેનું તેને ભાન નહોતું. ભ્રકુટી ચડેલી હતી, આંખો લાલચોળ બની ગએલી હતી, મુખ ગંભીરતાથી ભરેલું ભાસતું હતું અને વદનપરની રેષાઓ ક્ષણે ક્ષણે બદલાતી જતી જોવામાં આવતી હતી. તેના વદન તરફ નજર કરતાં જ બાજીરાવને લાગ્યું કે કદાચ પોતાની પેઠે પોતાના લઘુ બંધુએ પણ ઉજાગરામાં જ રાત્રિ ગાળી હશે!

“ અપ્પા ! ”

બાજીરાવના મુખમાંથી એ શબ્દ નીકળતાંની સાથે જ ચીમણાજીનું ધ્યાન ભગ્ન થયું. તેણે પોતાના મોટા ભાઇની સામે નજર કરી અને મુખમાંથી એક શબ્દ પણ નહિ બોલતાં એકસરખી ગંભીરતાપૂર્વક મોટા ભાઇને શિલા ઉપર એક બાજુએ બેસવાની ઇશારત કરી. બાજીરાવ ચીમણાજીના ચિત્તની એ વિલક્ષણ સ્થિતિ ઉપર અનેક અનુમાન કરવા લાગ્યો અને બોલ્યો: “ અત્યારમાં અહીં કેમ બેઠો છે? આંખો આટલી લાલ શાથી થઇ ગઇ છે? ”

ક્ષણભર ચીમણાજીએ કશો ઉત્તર વાળ્યો નહિ. થોડી વારે તે બોલ્યો: “ મોટા ભાઇ! ત્યારે શું આ હમેશના ઝગડાનો નિવેડો તમે કોઇ પણ રીતે કરવા નહિ દો? આ ખટપટ અને આ નિંદા તો હવે મારાથી સહી શકાતી નથી. આપણે કોકણસ્થ તો નિર્બળ છીએ, ભીખ માંગતા આવ્યા છીએ, એ અપમાન તમારા શૌર્યને કેમ આવીર્ભૂત કરતું નથી તે હું સમજી શકતો નથી.”

બાજીરાવ ચીમણાજીના આટલા શબ્દો ઉપરથી સઘળી વસ્તુસ્થિતિ સમજી ગયો. રાજ્યમાં જે ખટપટ લાંબા વખતથી ચાલતી આવી હતી તેજ ખટપટ નવેસરથી પાછી જાગૃત થઇ હતી એ વાત બાજીરાવે સાંભળી હતી. કોકણસ્થ બ્રાહ્મણને પેશવાઇ મળવાથી રાજ્યમાંના દેશસ્થ બ્રાહ્મણ અધિકારીઓ ઇર્ષ્યાનો ભોગ થઇ પડ્યા હતા અને કોકણસ્થની સામે અનેક ખટપટો ઉભી કરતાં તેમની

નિંદા કરતા હતા, તેને જ લગતો કોઈ નવો ઇતિહાસ ચીમણાજીના સાંભળવામાં આવ્યો હશે, અને તેથી જ તે અસ્વસ્થતાનો ભોગ થઇ પડયો હશે એમ બાજીરાવ સમજી ગયો. થોડી વાર પછી પુનઃ ચીમણાજી બોલી ઉઠયો: "ભાઇ! કાંતો આપણે નિષ્કંટક થવું અથવાતો આપણે આપણી મેળે જ શત્રુને નિષ્કંટક કરવો એ જ મને તો બહુ સારો માર્ગ દેખાય છે. આમ બન્નેના માથાપર લટકતી તલવાર જેવી સ્થિતિ હવે મને ઇષ્ટ લાગતી નથી. કોઇ પણ એક માર્ગ હવે નક્કી કરો!"

ક્ષણભર મૌન રહી, શાંતિને મસ્તિષ્કમાં ભરી, આસપાસ નજર કરી, મૃદુ સ્વરે બાજીરાવ બોલ્યો: "અપ્પા! જરા શાંત થા. એમ ઉતાવળા થવું એ ઠીક નથી. અવિચારપૂર્વક કાંઇ પણ કામ કરીને પછી પસ્તાવો કરવો એ શા કામનું?"

"પસ્તાવો?" ચીમણાજીએ તિરસ્કારથી ભરેલી દૃષ્ટિ ફેંકીને કહ્યું: "એમાં અવિચાર શાનો અને પસ્તાવો પણ શાનો? હું તો આખી રાત સંપૂર્ણ વિચાર કરી ચૂકયો છું અને માત્ર આપની આજ્ઞા જેટલો જ વિલંબ છે. એક વાર આજ્ઞા આપો અને પછી જુઓ કે વ્યક્તિદ્વેષથી અંધ થએલા એ સામ્રાજ્યના વિઘાતકોને પોતાનાં પાપનાં કેવાં ફળ હું ચખાડું છું? એમાં પસ્તાવો કરવાનું કારણ જ શું છે?"

"ભાઈ! રાજકાર્યમાં પ્રવીણ અને મુત્સદ્દી પુરૂષો મળવા એ બહુ જ મુશ્કેલ કામ છે. સમસ્ત રાજ્યનો ભાર એવા પુરૂષોપર જ રહેલો હોય છે. એવા મહાન્ પુરૂષો જો પોતાના મુત્સદ્દીપણાનો ઉપયોગ અંદર અંદરનો દ્વેષ શાન્ત કરવા પાછળ કરે, તો—"

ચીમણાજી વચમાં જ ક્રોધપૂર્વક બોલી ઉઠયો: "તેને એકદમ દેહાન્તની શિક્ષા કરવી જોઇએ!"

"તું એમ ઉતાવળો ન થા અને મારૂં જરા સાંભળ."

"એમાં સાંભળવાનું શું છે? ઝેરથી ભરેલા ઘડાને ફોડીને જમીનદોસ્ત કરી નાંખવો અથવા વિઘાતકોને મહાસાગરમાં જળસમાધિ દેવી એમાં બીજું સાંભળવાનું શું છે?"

"અરે, પણ—"

ચીમણાજી આવેશથી બોલ્યો: "હવે વારંવાર મને પણ-બણ સંભળાવો નહિ. પોતાના નિર્મળ કુળની નિંદા સાંભળી રહીને મૌન બેસવું એ તે કેવી મૂર્ખતા? હું તો કહીશ કે એવી નિંદા સાંભળનાર મનુષ્ય નિર્જીવ હોવો જોઇએ. પોતાની પવિત્ર માતૃભૂમિ વિષે થતી બિભત્સ ટીકા કાનપર

પડતાંની સાથે જેનું હૃદય ચરચર બળતું નથી, હાથ ઉંચકાતા નથી અને સમશેર બહાર સરી પડતી નથી તે માણસને જીવતો કોણ કહે ? જીવન ખોઇ બેઠેલી નિર્જીવ હાડ માંસની આકૃતિમાં અને તેવા માણસમાં શું તફાવત છે ?"

"અપ્પા ! તું જે કહે છે તે સઘળું ખરૂં, પણ સામ્રાજ્યના કાર્યમાં સ્વાભિમાનને વચ્ચે લાવવું એ શું ચાતુર્યનું લક્ષણ કહેવાય ?"

"ના હું તો તેને કેવળ મૂર્ખતાનું લક્ષણ સમજું છું; પરન્તુ હું તમને એવો પ્રશ્ન કરૂં છું કે પોતે દેશસ્થ રહ્યા, માટે કોકણસ્થને પેશવાઇ મળવી ન જોઇએ એટલા સારૂ ખટપટ ચલાવનારનું અભિમાન સામ્રાજ્યના કાર્યને શું મદદ કરનારૂં હતું ?"

"પણ તેમનો તે હેતુ સફળ થયો શું ?"

"ન સફળ થયો એ જ આ દ્વેષનું મૂળ કારણ છે. તેમનો હેતુ અફળ ગયો એટલે માંહોમાંહે ફૂટ પાડીને આવી રીતે વૈર વાળવાનો તેમણે નિશ્ચય કર્યો જણાય છે."

બાજીરાવ વદન ઉપર ઉદાર ભાવને ધારણ કરતો બોલ્યો: "તેમણે એ પ્રકારની ભૂલ કરી, એટલે આપણે પણ આપણા મનને તેમના જેવું નીચ બનાવવું એ ઉચિત નથી."

આ શબ્દોએ અપ્પાને વધારે ઉશ્કેર્યો. તે દાંતવડે ઓઠ કરડતો બોલ્યો: "મોટા ભાઇ ! શું તેમણે ભૂલ કરી છે ? નહિ, તેમણે ભૂલ કરી નથી પરન્તુ જાણી બૂજીને જ તેમણે તેમ કર્યું છે, હજી કરે છે અને ભવિષ્યમાં પણ કરશે જ ! બસ, હવે હું બિલકુલ સહન કરનાર નથી. તમે આજ્ઞા આપો કિંવા ન આપો, હું સફળ થઉં કિંવા ન થઉં, તોપણ હવે હું એમની ખો ભૂલાવી દઇશ. શું આપણે વખાના માર્યા હોઇને પેટ ભરવા દેશાવર નીકળેલા ભિખારીઓ છીએ ? શું આપણે લાડુ જમીને પેટ ઉપર હાથ મૂકી સૂઇ રહેનારા બામણો છીએ ? મોટા ભાઇ ! આવા અપમાનકારક શબ્દો શું તમને જરા પણ ગુસ્સો ચડાવી શકતા નથી ? અને શું એ શબ્દો તમારા અંગમાં રોમે રોમે લાહ્ય પ્રકટાવતા નથી ?"

"હાં, હાં ! અપ્પા ! પણ આજે તને થયું છે શું ?"

ચીમણાજી વધારે જુસ્સાથી બોલ્યો: "મને આજે સ્વાભિમાનનું ભૂત વળગ્યું છે, એટલું જ નહિ પણ એ ભૂતે મને બિલકુલ પરવશ બનાવી મેલ્યો છે. હું તમને સ્પષ્ટ કહું છું કે નિર્બળ કોકણસ્થ બામણોઓના હાથનો ઘા શું શું કરી શકે છે, એ જ્યાંસુધી પેલા દેશસ્થ હો...

ભિમાન ધરાવનારા મુત્સદ્દીઓને હું બતાવીશ નહિ, ત્યાંસુધી મને વળગેલું એ ભૂત જરા પણ દૂર થનાર નથી !"

"તું જરા શાન્ત થઇને વિચાર કર !"

"શાન્ત થઉં ?" અપ્પા વદન ઉપર તિરસ્કારની રેષાઓને સ્ફુરાવતો બોલ્યો: "શાન્તતા ધારણ કરીને હું કેવળ પંઢ છું-બાયલો છું એવું લોકોની આગળ બતાવું એમ જ ને ? વસિષ્ઠે શાન્તતા રાખીને શું ફળ મેળવ્યું હતું ? પોતાના સો પુત્રોનો ભોગ આપ્યો ! અત્યંત શાન્તતા ધારણ કરવાથી આપણી સ્થિતિ કેવી થતી જાય છે તેનો તમે પોતે જ જરા વિચાર કરો."

"પણ આટલા ઉતાવળા થવાની જરૂર નથી."

"સાપની પાસે જઇને તેને પકડવામાં ધીમાપણું વાપરવું એટલે સાપના ઝેરનો ભોગ થઇને પોતાની મેળે જ મરણને બોલાવવું !" અપ્પાએ સામો પ્રત્યુત્તર આપ્યો.

"પણ ત્યારે આવી આત્મઘાતી ઉતાવળ શા કામની ?"

"આત્મઘાત ? એમાં આત્મઘાત શાનો ?"

"આત્મઘાતની વ્યાખ્યા તું બહુ જ સંકુચિત કરે છે !"

"વ્યાખ્યા કરવાનો કાંઇ આ વખત નથી, મોટા ભાઇ !"

"પરન્તુ હું કહું તે જરા શાન્તિથી સાંભળ. આપણે શાહુ મહારાજાના નોકર ખરા કે નહિ ? આપણે સામ્રાજ્યનું હિત કરનારા અને આધારસ્થંભ પણ ખરા; આપણા ઉપર મહારાજનો સંપૂર્ણ વિશ્વાસ છે, એટલે જે કાંઇ સામ્રાજ્યને હિતકર તે જ આત્મહિત પણ સમજવું."

અપ્પાએ એકદમ જવાબ આપ્યો: "ત્યારે સામ્રાજ્યને વિઘાતક હીલચાલ બંધ કરવી એ-શું આત્મહિત નહિ ?"

"પરન્તુ જે વખતે મોગલ, સીદી અને ફીરંગી લોકો આપણા ઉપર એકસરખી રીતે સ્વારી કરી રહ્યા છે, તે વખતે આપણે જો માંહોમાંહે આ પ્રકારનો કલહ જગાવીએ તો તેનું પરિણામ કેવું આવે તેનો તેં વિચાર કર્યો છે ?"

"જે કંટકો છે તેને ઉપાડીને ગુપચુપ દૂર ફેંકી દેવા તેમાં કલહ શો જાગવાનો હતો વળી ?"

"પણ તેથી લોકમત દૂષિત કરવાનો દોષ-તો આપણા ઉપર આવવાનો જ ખરો કે નહિ ? સામા પક્ષને અનુકૂળ રહેલા સરદારો અને તેના પોતાના જ અનુગામીઓ આપણા વિષે કાંઇ કાંઇ વાતો લોકોના મનમાં ઠસાવી દે ખરા કે નહિ ?"

"મને લાગે છે કે લોકો ખરી સ્થિતિ જાણશે એટલે તેઓ આપણને નિર્દોષ જ માનશે."

"ખરો પ્રકાર તો બહાર આવશે જ નહિ, કારણકે એવી એવી લોકવાયકા એવા અશાંતિના વખતમાં લોકોમાં પ્રસરી જાય છે કે તેમાંથી ખરૂં શું અને ખોટું શું તે કદાપિ લોકોના સમજવામાં આવતું જ નથી; અને જ્યારે ખરી વાત બહાર પડે ત્યારે પણ તેના પક્ષના લોકો કાંઇ ગુપચુપ બેસી રહેશે નહિ."

"આવી આવી લાંબી કલ્પનાઓ બાજીરાવ વિશ્વનાથના જ્યેષ્ટ પુત્ર કરશે, તો પછી તે પિતાએ વાવેલા બીજનું સુદૃઢ વૃક્ષ કેવી રીતે બનાવી શકશે તે હું સમજી શકતો નથી. તમારા જેવા પરાક્રમી પુરૂષની વિરૂદ્ધ શું મરાઠાઓ તલવાર ઉંચકશે?"

બાજીરાવે એકસરખી શાંતિ ધારણ કરીને કહ્યું: "અપ્પા! મારી કલ્પનાઓ કાંઇ અકારણ નથી. જે વખતે કિલ્લાની બહાર તોપોનો મારો ચાલી રહ્યો છે, તે વખતે માંહોમાંહેના દ્વેષને સંભારીને કલહ કરીએ તો સામ્રાજ્યના કિલ્લા ઉપર માંહેથી અને અંદરથી એવી બે રીતે તોપોના ગોળા છૂટવા લાગે અને પછી એ કિલ્લો જમીનદોસ્ત થઇ જાય એ તો ખુલ્લું જ છે. માટે અત્યારે તો એ વાત વિસરી જવી; ભવિષ્યમાં પણ ઘણાએ પ્રસંગો મળી આવશે."

"ભાઇ! પ્રસંગની વાટ જોઇને બેસી રહેવાથી ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવો પડશે. હજી તેઓનાં કાળાં કારસ્થાનો અમલમાં મેલાયાં નથી, તે ઉપરથી તેઓ સ્વસ્થ બેસી રહ્યા છે એમ સમજશો નહિ. તેમના યત્નો અને તૈયારીઓ પૂરી થયા પછી તેઓ એકદમ પોતાના વૈરાગ્નિમાં આખા જગતને ભસ્મીભૂત કરી નાંખશે; તેટલા માટે જ હું કહું છું કે અત્યારનો વખત જ અમૂલ્ય છે અને ભવિષ્યપર ભરોસો રાખવો નકામો છે. તેમની ઇમારત હજી જમીનથી બહુ ઉંચી આવી નથી એટલામાં જ તેમના પાયાને ઉખેડી નાંખવો એ વધારે સારૂં છે. ઉઘાડા શત્રુથી બ્હીવાનું કશું કારણ નથી, પરન્તુ જે હિત શત્રુ છે—ગુપ્ત રીતે પોતાના દાવપેચ સાધે છે તે બહુ જ ભયંકર હોય છે, માટે તેનો કંટક દૂર કરવાની મને હવે આજ્ઞા આપો." ક્ષણભર ચૂપ રહીને પુનઃ ચીમણાજીએ બોલવા માંડ્યું: "આપણે બ્રાહ્મણ કુળમાં જન્મ પામ્યા ખરા, પરન્તુ ક્ષત્રિય ધર્મની દીક્ષા લીધી, તો પછી બ્રાહ્મણોનો શાંતિગુણ આપણામાં કેવી રીતે આવી શકે? હવે તો

ક્ષત્રિયધર્મ જે માર્ગ સૂચવે તે માર્ગનું અવલંબન જ ઉચિત છે; કહો, હવે તો રજા છે ને ?"

"હાં, હાં, જરા શાન્ત થા, અપ્પા ! મારા આટલા કથનનું તાત્પર્ય પણ શું તારા મગજમાં ઉતર્યું નહિ ?"

અકસ્માત્ પાછળથી શબ્દ આવ્યો: "જયતુ મંત્રિવર:"

બન્ને ભાઇઓએ પાછળ ફરીને જોયું તો બ્રહ્મેન્દ્ર સ્વામીનો મુખ્ય શિષ્ય ગોરખ શિલાની બાજુએ ઊભેલો જણાયો. બન્નેએ તેને નમસ્કાર કર્યા અને આગમનનું કારણ પૂછ્યું. ગોરખે કહ્યું: "સ્વામીજીએ કહ્યું છે કે ગઇ કાલે રાત્રે જે વિષય પરત્વે આપને સ્વામીજી સાથે વાતચીત થઇ હતી, તે સંબંધે કેટલીક વિશેષ હકીકત આ પ્રવાસી આપને કહેશે." એમ કહી ગોરખે પોતાની સાથે આણેલા એક ગરીબ અને મેલાં કપડાંવાળા વૃદ્ધ બ્રાહ્મણ તરફ આંગળી કરી.

બન્ને ભાઇઓએ તે બ્રાહ્મણ તરફ જોયું એટલે બ્રાહ્મણે નમન કર્યું. ગોરખ પ્રત્યે વદન ફેરવીને બાજીરાવે કહ્યું: "આપની તપશ્ચર્યા તો નિષ્કંટક ચાલે છે ના ?"

"હા, અત્યારસુધી તો નિષ્કંટક ચાલે છે, અને સ્વામીજીએ કહ્યું છે કે ભવિષ્યમાં તે કંટકમય ન બની જાય તેટલા માટે જ ગઇ કાલના પ્રસંગનો ઉદ્યમ કર્યો હતો." ગોરખે જણાવ્યું.

"મારા હૃદયમાંથી હું તે વિસરી જનાર નથી, એમ સ્વામીજીને કહેજો અને મારા નમસ્કાર વિદિત કરજો."

"અસ્તુ." એમ કહેતાં ગોરખ ચાલ્યો ગયો.

ગઇ કાલનો પ્રસંગ ચીમણાજીના જાણવામાં આવ્યો નહોતો, એટલે ગોરખ અને બાજીરાવ વચ્ચેની કશી વાતચીત તેના સમજવામાં આવી નહિ. ગોરખ ગયો એટલે તેણે જ્યેષ્ઠ બંધુને પૂછ્યું: "ગઇ કાલના કયા પ્રસંગની વાતચીત હતી ?"

"આ બ્રાહ્મણનું કથાનક આપણે સાંભળી લઇએ એટલે બધું સમજાઇ જશે." એમ કહી તેણે બ્રાહ્મણને સંબોધીને કહ્યું: "વિપ્રવર ! આ શિલાપર બેસો અને તમારૂં કથાનક અમોને કહી સંભળાવો."

બ્રાહ્મણ તે શિલાને એક છેડે બેઠો અને તેણે પોતાનાં વીતકની વાર્તા શરૂ કરી.

---

## પ્રકરણ ૪ થું.

### વીતકની વાર્તા.

"મહારાજ! હું એક દરિદ્ર બ્રાહ્મણ છું. હા, ધનથી હું દરિદ્ર જ હતો અને અત્યારે પણ દરિદ્ર જ છું, પરંતુ બે સુસંતાનોને લીધે હું મને પોતાને દરિદ્ર માનતો નહોતો, પરંતુ અત્યારે તો મારૂં એ સંતાનરૂપી દ્રવ્ય પણ ગુમાવી બેઠેલો હું કેવળ દીન અને હીન દશાએ પહોંચેલો ભિક્ષુક છું. મારૂં જન્મસ્થાન કયું હશે તે હું જાણતો નથી કારણકે મારા પિતા હું બાળક હતો ત્યારથી જ મને લઈને વસઈમાં આવી નિર્મળેશ્વર મહાદેવમાં રહી ઇશ્વરનું ભજન કરી કાળ વ્યતીત કરતા હતા. ત્યારપછી થોડા જ સમયમાં તેમનું મરણ થયું એટલે મારી જન્મભૂમિ વિષે હું કશું જાણતો નથી, પરંતુ જન્મે હું એક બ્રાહ્મણ છું એટલું જાણું છું. મારા પિતાના મરણ પછી મારો નિવાસ પણ નિર્મળેશ્વરમાં જ સ્થિર રહ્યો અને ત્યાં રહીને હું મોટો થયો, થોડું ઘણું ભણ્યો અને ભાવિક જનોની કૃપાને લીધે સંસારમાં પડ્યો. કાળક્રમે એ મંદિરના મહન્તની પદવી મને પ્રાપ્ત થઇ. જે વખતની હું વાત કરૂં છું તે વખતે મારી સ્ત્રીનું મરણ થઇ ચૂક્યું હતું અને મારો યુવાન્ પુત્ર તથા પુત્રી મારી પાસે વિદ્યાભ્યાસ કરતાં આનંદમાં સમય નિર્ગમન કરતાં હતાં એક વખત કાર્તિકી એકાદશીની જાત્રા ભરાએલી હતી અને લોકો શ્રી સાંબ સદાશિવની ભક્તિમાં લીન હતા. મહાદેવના મંદિરમાં પણ લોકોની ઠઠ્ઠ જામી હતી અને હું મંદિરની અંદરની વ્યવસ્થામાં મશગુલ હતો. એવામાં એકાએક માણસોનું એક મોટું ટોળું દોડતું આવીને મંદિરની અંદર પેઠું અને તેઓએ મંદિરનાં દ્વાર બંધ કરી દીધાં. હું ચમકી ગયો અને કાંઇક ભયાતુર થયો, પરંતુ શો પ્રકાર બન્યો હતો તે જાણી શક્યો નહિ. થોડી વારે મેં તપાસ કરી તો જણાયું કે મેળામાં કેટલાક પોર્તુગીઝ પાદરીઓ આવ્યા હતા અને તેઓ શામ-દામ-દંડથી હિંદુઓને ખ્રિસ્તી થવાનો ઉપદેશ કરતા હતા.* એવામાં એક સ્વધર્માભિમાની બ્રાહ્મણે ગુસ્સે થઇને પાદરીઓની સામે કાંઇ વિરૂદ્ધતા દર્શાવી અને ખ્રિસ્તી ધર્મના ઉપદેશનો હિંદુ ધર્મના સિદ્ધાંતોવડે પ્રતિકાર કરવા

* ઇતિહાસ ઉપરથી જણાય છે કે તે સમયે પોર્તુગીઝ લોકો અત્યારના ખ્રિસ્તી પાદરીઓની પેઠે લોકોને સમજાવીને ખ્રિસ્તી બનાવતા નહિ, પરન્તુ બીજા અનેક ઉપાયોવડે તેઓ તેમ કરતા હતા અને કેટલીક વાર તો તેઓ ધર્મપ્રચાર નિમિત્તે લોકપર અત્યાચાર પણ કરતા હતા. આલ્બુકર્કે તો એટલેસુધી કહેતો કે "પરધર્મી લોક પ્રત્યે દયા કિંવા માયા ન દર્શાવવી એ જ ઈશુ ખ્રિસ્તને

માંડ્યો કે તરત જ ધર્મઝનૂની પોર્તુગીઝો હિંદુઓપર તૂટી પડ્યા! પોર્તુગીઝોથી મૂળથી જ દબાઇ ગએલા બિચારા હિંદુઓ એકદમ નાઠા અને મંદિરમાં આવીને ભરાઈ ગયા. પાદરીઓ અને બીજા પોર્તુગીઝો તેઓની પાછળ પડ્યા અને મંદિર પાસે આવી પહોંચી મંદિરના દ્વાર સામે હલ્લો શરૂ કર્યો. અમે દ્વાર ઉઘાડ્યાં નહિ એટલે તેઓ વધારે ક્રોધે ભરાયા અને થોડી વારમાં તો મંદિર ઉપર બંદુકો ફૂટવા લાગી. જાત્રા તો ક્યારનીએ વેરાઇ ગઈ હતી અને અમારી મદદે કોઇ આવે તેમ નહોતું—આવવાની હિંમત પણ કોઈ કરી શકે તેમ નહોતું. મંદિર અને મંદિરમાંના હિંદુઓ મોટા ભયમાં આવી પડ્યા હતા, એ મારા સમજવામાં આવી ગયું. અમે માત્ર અમારા બચાવનું કામ મંદિરનાં લાકડાનાં બારણાંને સોંપીને સ્વસ્થ–સ્થિર ઊભા રહ્યા હતા. અમારી પાસે કશાં હથિઆરો નહોતાં તેમજ હિંમત પણ નહોતી, કારણકે પોર્તુગીઝોનું અન્યધર્મીઓ પ્રત્યેનું વર્તન નિર્દયતાભર્યું હોવાથી* બની શકે ત્યાંસુધી તેમના કશા અપરાધમાં આવવાનો પ્રસંગ ન આવે, એ જ અમારે મન ઇશ્વરની મોટી કૃપા હતી. છેવટે મંદિરનાં દ્વાર તૂટ્યાં અને કેટલાક હથિયારબંધ પોર્તુગીઝ સિપાઇઓએ આવીને સઘળા હિંદુઓને પકડ્યા. કોઇ પણ સામા થઇ શક્યા નહિ; પરન્તુ આ પકડાપકડી કાંઇ ગુન્હેગારોને જ પકડવાની નહોતી. મંદિરની અંદર જેટલા હિંદુઓ હતા તે સઘળાને પકડવામાં આવ્યા અને તેઓની અંદર હું, મારો પુત્ર અને પુત્રી એ ત્રણ પણ હતાં. અમે ઘણીએ દલીલો કરી, આજીજી કરી પરન્તુ તે સઘળું વ્યર્થ ગયું. મારા જુવાન પુત્રથી આ ખુલ્લો અન્યાય સહન થઇ શક્યો નહિ એટલે તે તો તેમની સામે થયો અને મંદિરની અંદર શંકરનું ત્રિશૂળ હતું તે લેઇને તેમની સામે ધાયો. મહારાજ! તેનું શું પરિણામ આવ્યું હશે તે કહેવાની જરૂર નથી. નિર્મળેશ્વરના મંદિરમાં જ તેનો રક્તપાત થયો. અમે સઘળાં પકડાઇને કેદમાં પડ્યાં.

"મહારાજ! આજસુધીમાં વસઇમાંનાં અનેક હિંદુ તીર્થસ્થળોનો

---

* ગ્રોઝ નામનો એક ગૃહસ્થ ૧૬૫૦ માં વસઇમાં હતો તે પોર્તુગીઝોના અન્યધર્મીઓ પ્રત્યેના વર્તન સંબંધે લખે છે કે:—"The persecution of the Portuguese had made many Hindus, Mussulmans, and Parsees abandon their homes and live in the dominion of Shah Jehan, where they had liberty of conscience: and that between Bassein and Damaun there are few natives, the greater part of the village lands being uncultivated.

અને મંદિરોનો પોર્તુગીઝોને હાથે નાશ થઇ ચૂકયો હતો,* પરન્તુ નિર્મળેશ્વરનો હજી ટકાવ થયો હતો, કારણકે એ મોટું તીર્થ હોવાથી કદાચ હિંદુઓ બળવો કરશે એવા ભયથી હજીસુધી તેને પોર્તુગીઝોએ હાથ લગાડયો નહોતો; પરન્તુ આ બનાવ બન્યા પછી એ સ્થાનનો પણ નાશ કરવાનું કારણ એ લોકોને મળી ગયું હતું. મંદિર માંહેનું દ્રવ્ય લુંટાઇ ગયું, મંદિર ભ્રષ્ટ થયું અને મંદિર ઉપર તે જ વખતથી પહેરેગીર બેઠો. નિર્મળેશ્વરની એ જ જાત્રા છેલ્લી ભરાઇ અને આજકાલ એને કેટલાંએ વર્ષનાં વહાણાં વાઇ ગયાં છે !

"અમને સઘળા કેદીઓને ગોવે મોકલી આપવામાં આવ્યા અને ત્યાં અમારા ઉપર પાખંડી ધર્મ પાળવાનો, ખ્રિસ્તી ધર્મની સામે થવાનો અને હુલ્લડ મચાવવાનો આરોપ મેલાયો. હું મંદિરનો પૂજારી હોવાથી સઘળા તોફાનીઓનો નેતા લેખાયો. અમને નાના પ્રકારની શિક્ષા થઇ. કોઇને અંધારી કોટડીમાં પૂરી મેલવામાં આવ્યા, કોઇને ઓછો ખોરાક આપીને રીબાવવામાં આવ્યા, કોઇને મજુરી કરવાની સજા ફરમાવવામાં આવી અને કોઇના ધનમાલ લૂંટી લઇને તેમને એક કફની માત્ર પહેરવા માટે આપી છૂટા મેલી દેવામાં આવ્યા+ મારી બાળક પુત્રીને માટે એવો ન્યાય આપ-

---

* ગોઝ લખે છે: "When the Portuguese find an idol they burn or break it, they destroyed a tank at Bassein where the Hindus used to bathe for the remission of their sins."

+ સ્પેન અને પોર્તુગાલમાં એક પ્રકારનો ભયંકર ધર્મજીગ ચાલુ થયો હતો. લોકોની ધર્મ વિષેની માન્યતા કેવી છે તેની તપાસ કરીને લોકોને સજા કરવાને એક ખાસ મંડળી નીમવામાં આવી હતી, અને એ કાર્યને Inquisition (અથવા ધર્મમતસંશોધન) એ નામે ઓળખવામાં આવતું. સોળમી સદીમાં આખા યુરોપમાં ધર્મસુધારણા શરૂ થઇ અને રોમન કૅથોલિક પંથ પાછળ પડવા લાગ્યો ત્યારે રાજાઓ અને ધર્માધિકારીઓ રોમન કૅથોલિક પંથના હોવાથી નવીન પંથનો ઉચ્છેદ કરવા માટે આ ન્યાયમંડળ સ્થાપવામાં આવ્યું હતું. વસ્તુતઃ એનો મૂળ ઉદ્દેશ વિધર્મી લોકોને શિક્ષા કરવાનો હતો. * * * આ જ ન્યાયમંડળની સંસ્થા પોર્તુગીઝ લોકોએ હિંદ માંહેના પોતાના રાજ્યમાં પણ શરૂ કરી હોવાથી હિંદમાં પણ એ મંડળને હાથે કેટલાક ઘોર અનર્થો થયા હતા. એ સમજવા માટે યુરોપમાં એ મંડળનું વર્તન કેવું હતુ તે જોઇએ. એ અપૂર્વ ન્યાયપીઠ ઉપર કોઇને પણ અપીલ કરી શકાતી નહિ. મંડળનો જાસૂસ અથવા બાતમીદાર ગુપ્તપણે પ્રત્યેક કુટુંબમાં રહીને કોનો મત કેવો છે તેની ખબર મેળવતો અને તે બાતમીને આધારે જ ન્યાયાધીશ મંડળી લોકોને શિક્ષા કરતી. પ્રત્યક્ષ કૃત્યને કરવી–કોઇના મતને માટે શિક્ષા કરવી નહિ, એવો કાયદાનો

વામાં આવ્યો કે તેણે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો હોવાથી તેને નિર્દોષ લેખવામાં આવી છે અને સરકારની દેખરેખ નીચે તેનું પાલનપોષણ કરવામાં આવશે. આ ન્યાય સાંભળતાં જ હું હીબકી ગયો અને પોકારી ઉઠચો કે મારી પુત્રી કદાપિ ખ્રિસ્તી બને જ નહિ અને એ અજ્ઞાન બાળકીને વટલાવી શકાય જ કેમ? પરન્તુ મારૂં ત્યાં કોણ સાંભળે? મેં ન્યાયાધીશને પગે પડીને કહ્યું કે મારી પુત્રીને એક વાર મારી સમક્ષ લાવો અને મને એક વાર પૂછવા દો કે તેં રાજીખુશીથી ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો છે? પરંતુ મારી એ માંગણી કબૂલ કરવામાં આવી નહિ અને કહેવામાં આવ્યું કે ખ્રિસ્તી ધર્મમાં દાખલ થએલાઓને હિંદુઓ કે બીજા ધર્મવાળાઓ સાથે વ્યવહાર રાખવા દેવામાં આવતો નથી એટલે તે બાળકીને હવે તને સોંપવામાં નહિ આવે તેમ જ તને બતાવવામાં પણ નહિ આવે!! ઓ પ્રભુ! राजा हरति सर्वस्वं शरणं कस्य जायते? જ્યાં રાજા પોતે જ સર્વસ્વ લૂંટી લે ત્યાં કોને શરણે જવું? પુત્ર અને તે સાથે પુત્રીને પણ ગુમાવી બેસવાથી મારૂં અંતઃકરણ નિરાશાથી છવાઇ ગયું અને હું બેભાન બની પડી ગયો. જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે હું બંધ સળીઆવાળી કેદમાં પડચો હતો!

"મહારાજ! પોર્તુગીઝોની કેદમાં મેં કેટલો વખત ગાળ્યો તેનુ મને કશું ભાન રહ્યું નથી કારણકે મારી પુત્રીના વિયોગમાં મારૂં ચિત્ત ઠેકાણે

---

પણ તે તે મંડળે દૂર મૂકયો હતો. કેવળ સંશય ઉપરથી જ કોઇને પણ પકડવામાં આવતો અને જ્યાંસુધી તે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાનું કબૂલ કરતો નહિ, ત્યાંસુધી તેને જુદા જુદા પ્રકારની યાતનાઓમાંથી પસાર થવું પડતું અને કેટલીક વાર તેવા ગુન્હેગારોને જીવતા બાળી મેલવામાં આવતા એ સાક્ષીઓ મળી આવે તો અંધારી કોટડીમાં પૂરવાની અથવા બીજી કેટલીક તરેહની શિક્ષા થતી. યાતના વેઠયા પછી જો માણસ કબૂલાત આપવાને તૈયાર ન થાય તો તેની સર્વ માલમના ખૂંચી લઇ પહેરવાને માત્ર કફની આપી છોડી મેલવામાં આવતો. અંધારી કોટડી ને કેદનું પરિણામ જેના ઉપર ન થયું હોય તેને અગ્નિકુંડમાં નાંખવામાં આવતા. ... આરોપીને વકીલ રાખવા દેવામાં આવતો નહિ કિંવા સાક્ષીની જબાની તેના દેખતાં લેવામાં આવતી નહિ. આરોપી સ્ત્રી હોય, પુરૂષ હોય, કિંવા કુમારિકા હોય તોપણ આરોપીને નગ્ન કરીને લાકડાની પાટપર સુવાડી પાણી, આગ, ખીલા વગેરે જુદી જુદી જાતનાં હથિયારોવડે આરોપીનો જીવ ન જાય એવી રીતે શરીરને પીડા ઉપજાવવામાં આવતી. સતત પંદર વર્ષ સુધી આવી યાતના દઇને છેવટે અગ્નિકુંડમાં તેની આહુતિ આપવાનાં ઉદાહરણો પણ ઇતિહાસમાંથી મળી આવે છે. + – – સ્પેનમાં આ મંડળના પહેલા અધ્યક્ષ ટાર્કવીમાડાએ એકલાએ પોતાની ૧૮ વર્ષની કારકીર્દીમાં ૧૧૪૪૦૧ લોકોને જુદા જુદા પ્રકારની શિક્ષા કરી હતી. **જી. એસ. સરદેસાઇ.**

રચું નહોતું. મેં અનેક વાર અધિકારીઓને પગે પડીને મારી પુત્રીનો મારી સાથે મેળાપ કરાવવાની વિનતિ કરી, અનેક વાર તેમની દયાની ભિક્ષા માંગી અને છેવટે કંટાળીને અનેકાનેક શાપો દીધા, તોપણ તેની કશી અસર થઇ નહિ. મારી પુત્રી ક્યાં રહે છે, તે કેવી રીતે દિવસો ગાળે છે, તે શું ખાય છે કે ભૂખી રહે છે, તેના કશા ખબર પણ મને મળતા નહિ. એક વર્ષે હું કેદમાંથી છૂટયો પરંતુ મને ગોવામાંથી બહાર જવાનું મન થયુ નહિ. મારી પુત્રીને હું જોઉં, મળું અને બની શકે તો મેળવું, ત્યારપછી જઉં એવી ધારણાથી ગોવામાં હું ચાર વર્ષ ભટક્યો પરંતુ મારી આશા અફળ ગઇ. નિરાશ થઇને હું વસઇ આવ્યો અને જોઉં છું તો નિર્મળેશ્વરનું મંદિર ભાંગી પડેલું, શિવલિંગ અને બીજી મૂર્તિઓ અદૃશ્ય થએલી અને હિંદુ તીર્થસ્થાન તરીકેનું નામ નિશાન પણ નહિ રહેલું. *विमलं निर्मलं चैव खदिरं तीर्थमुत्तमम् એવાં ઉત્તમ તીર્થો માંહેના એક નિર્મળેશ્વરની આવી દશા જોઇને મારી આંખોમાં આંસુ આવ્યાં. જે સ્થાને મેં મારૂં બચપણ ગાળ્યું હતું, જે સ્થાન મારા પિતાનું મરણ થવાથી મારૂં આશ્રયસ્થાન થઇ પડયું હતું, જે સ્થાને મારાં પુત્ર પુત્રી રમતાં અને વિદ્યાભ્યાસ કરી કલ્લોલ કરતાં હતાં તે સ્થાને હું એકલો–અનાથ બનેલો એ ખંડેર બનેલા શિવમંદિરને જોઇ ધ્રુસ્કે ને ધ્રુસ્કે ધરાઇને રોયો. પરંતુ તુરત મને પ્રેરણા થઇ કે શિવમંદિરની આવી દશા જોઈને નિરાશ બેસી રહેવું નહિ, પણ તેનો ઉદ્ધાર કરવો. તે ખડેરમાં મુખ્ય શિવલિંગ કે તેના ટુકડા પણ નહોતા, તોપણ પહેલાંના શિવલિંગને જ સ્થાને મેં એક બીજું શિવલિંગ સ્થાપિત કર્યું અને પૂજન–અર્ચન કરી તેની પૂર્વની મહત્તાને જાળવી રાખવાને કિંચિત્ અંશે પ્રયત્ન કર્યો; પરંતુ આ મારા કાર્યને લીધે મને વધારે દુઃખ સહન કરવું પડયું. મને પાખંડી મતવાળો લેખીને તુરત જ પુનઃ મને ગોવે મોકલવામાં આવ્યો, પુનઃ મારા આરોપની તપાસ ચલાવવામાં આવી. છ માસ સુધી જુદાં જુદાં પ્રકારનાં કષ્ટો વેઠી પુનઃ હું છૂટો થયો. વસઇમાં મેં મારૂં જીવન ગાળ્યું હોવા છતાં હવે ત્યાં જવાની મારી ઇચ્છા નથી થતી. મહારાજ ! પોર્તુગીઝોના મુલકમાં હિંદુઓ હવે રહી શકે તેમ જ

---

* મી. J. Gerson da Cunha પોતાના લેખ Notes on the History and Antiquities of the Island of Bassein માં લખે છે કે "But to return to Vimaleshwara (now called Nirmaleshwara). The Portuguese or rather the Inquisition, pulled down the temple, desecrated the *tirtha*, and made the *linga* of Siva disappear."

નથી. કાંતો તેઓ ખ્રિસ્તી થાય તો રહી શકે અથવાતો જુદા જુદા પ્રકારના દંડ આપે, આપદાઓ વેઠે, દબાએલા રહે, ખુલ્લી રીતે ધર્મક્રિયાઓ ન કરે અને દર રવિવારે ફરજીઆત ખ્રિસ્તી દેવળમાં જાય, તો જ તેઓ ત્યાં રહીને નિર્વાહ ચલાવી શકે તેમ છે, અને નહિતો લોકોને પોતાની મેળે જ દેશવટો લેવો પડે છે!* હું મારા પુત્રની આહુતિ આપી ચૂક્યો છું,

* Modern Portuguese writers do not ignore the harm the Inquisition did to their Eastern Empire. One of them (Senhor Abranches Garcia, one of the Judges of the High Court of Portuguese India) says that very stringent decrees were issued throughout Portuguese India by the Provincial Council (a peripatetic institution auxiliary to the Court of the Inquisitors at Goa) affecting populations of towns and parishes. The neophytes were strictly prohibited from living with the infidels under the penalty of paying one *pardaõ* (six annas) to the individual who should prefer the charge against them. It was also determined that no convert should keep friendship with a heathen, or even have him as a servant except as a groom, in which case the practice of his religion would not be allowed. In Bassein the Christians were not to employ the Parbus (high class Hindus of Bassein), neither lend them money nor admit them into partnership, nor even give them shelter in their houses, under pain of transportation, subject to the approval of the Viceroy. No infidel was allowed to serve in a public office as a clerk, nayak, peon, mukadama, receiver, parpate, interpreter, attorney, solicitor, broker, or shroff, nor were the Christians of Goa and Bassein permitted to rent their property to the pagan. It was, moreover, decreed that a roll or register of all infidels residing in each parish of the city of Goa, Bassein, &c., of a hundred persons each, should be kept, half of whom were compelled to attend every Sunday afternoon alternately a meeting where Christian doctrine or catechism was forcibly inculcated by a priest appointed for the purpose by the prelate of the diocese, and those who remained absent were mulcted one *tanga* ($2\frac{1}{2}$ annas) for the first occasion, two for the second, and three for the third, the amount to be paid to their accusers. *J. Gerson da Cunha.*

પુત્રીને ગુમાવી બેઠો છું, શિવમંદિરની અવદશા જોઇ ચૂક્યો છું, ધનમાલ ખોઇને તથા જાતે અનેક સંકટો વેઠીને વૃદ્ધ થયો છું! હવે માત્ર મરણ ક્યારે આવે અથવાતો જીવનનો કાંઈ અવશેષ બાકી રહ્યો હોય તો મારી પુત્રીનું સુખદર્શન હું ક્યારે કરૂં તેની જ રાહ જોઇ રહ્યો છું! અત્યારે તો આ જગતમાં મારૂં કોઇ પણ આપ્તજન હોય તો તે માત્ર એક સચરાચર ઇશ્વિર છે! મહારાજ! પોર્તુગીઝોના તાબામાંના મહારાષ્ટ્રના કોંકણના વિભાગની અત્યારે આ સ્થિતિ છે!"

એ વૃદ્ધ બ્રાહ્મણનાં વીતકની આ કથાએ બન્ને ભાઈઓ ઉપર જૂદા જૂદા પ્રકારની અસર કરી. બાજીરાવની આંખોમાં આંસુ આવ્યાં અને ચીમણાજીની આખોમાં ક્રોધની રતાશ ચડી આવી. બાજીરાવનાં આંસુ ગુરૂવર્ય બ્રહ્મેંદ્ર સ્વામીએ પોતાપર કરેલા ઉપકારના સ્મરણનાં તથા એ વૃદ્ધ બ્રાહ્મણની કરૂણાજનક સ્થિતિએ ઉપજાવેલી દયાનાં હતાં અને ચીમણાજીનો ક્રોધ પોર્તુગીઝોના પ્રજાપીડક વર્તનપરનો હતો. બાજીરાવ અંતરમાં બોલી ઉઠ્યો: "ઓહો ગુરૂવર્ય! આપના ઉપકારનો બદલો હું કેવી રીતે વાળું? અત્યારસુધી જે દિશા તરફ હું અંધ બનીને જોતો હતો તે જ દિશા આપે મને દીવો લઇને બતાવી આપી છે અને કર્ત્તવ્યભ્રષ્ટતાના દોષમાંથી બચવાની મને તક આપી છે! ગુરૂદેવ! ધન્ય છે આપની દેશભક્તિને, ધર્મશીલતાને અને શિષ્યવાત્સલ્યને!" ચીમણાજી તો ખુલ્લી રીતે બોલી ઉઠ્યો: *"શિવાજી મહારાજનું ધ્યાન જે દિશાએ દોરાઇ ચૂક્યું હતું તે દિશા તરફ આપણે

* મોરોપંતે ૧૦૦૦૦ સૈનિકો સમેત કલ્યાણની નિકટમાં છાવણી નાંખી અને વસઇના ફીરંગીઓ (પોર્તુગીઝો) પાસે પોતાનો વકીલ મોકલીને તેમના તાબાના સઘળા પ્રાંતની ઉપજનો ચોથો ભાગ માંગ્યો. શિવાજીએ અગાઉ ફીરંગીઓ પાસે ચોથની માંગણી કરેલી હોય એમ જણાય છે. અગાઉ ફીરંગીઓએ તહનામું કરી દર વર્ષે શિવાજીને તોપ, દારૂગોળો વગેરે પૂરૂં પાડવાનું કબૂલ કર્યું હતું અને એ શરત પ્રમાણે તેઓ વર્તતા પણ હતા; પરન્તુ એ વખતે તેમના પ્રાંતમાંથી ચોથનો હક માંગવાનું એ કારણ હતુ કે, પોતાના પ્રાંતના ઘણા હિંદુ કુટુમ્બોપર ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા માટે તેઓએ જુલમ ગુજારવા માંડ્યો હતો અને જેઓ તે ધર્મ સ્વીકારવા તૈયાર થતા નહોતા તેમને તેઓ ભયંકર રીતે પીડતા હતા. ફીરંગીઓના આ અત્યાચારની વાત સાંભળતાં શિવાજીના અંતઃકરણમાં અત્યંત દુઃખ થવાથી તેમના પ્રાન્ત ઉપર ચોથની ખંડણી નાંખવાનો તેણે સંકલ્પ કર્યો હતો.

કે. એ. કેળુસ્કર.

The cause of this demand (*chauth*) was enmity borne towards the Portuguese, who had lately inflicted great severities on many

અત્યારસુધી જોઇએ તેવું ધ્યાન ન આપ્યું તેનું જ આ ફળ છે કે પોર્તુગીઝો આપણા હિંદુ બંધુઓને અનેક રીતે પીડા ઉપજાવવા લાગ્યા છે. મોરોપંતે પોર્તુગીઝો પાસેથી ચોથ લઇને તેમને નમાવ્યા હતા ત્યારે આજે આપણે તેઓને સ્વસ્થ બેસી રહેવા દીધા છે તેનું પરિણામ એ આવ્યું કે તેઓ ધીમે ધીમે પોતાનો બાહુ ચલાવતા ગયા અને હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાની જ તેઓ ગોઠવણ કરવા લાગ્યા છે!"

શાંત અને ગંભીર વદને બાજીરાવ બોલ્યો: "ત્યારે એ સંબંધમાં હવે શું કરવું જોઇએ?"

"જ્યાં જ્યાં ફીરંગીઓનું જોર હોય ત્યાં ત્યાં ચડાઈ લેઇ જઇને તેમને નસાડવા જોઇએ અથવા તેમની પાસેથી એવી શરતો કરાવી લેવી જોઇએ કે જેથી તેઓ હિંદુઓને ધર્મ સંબંધી કશી પીડા ઉપજાવી શકે નહિ અને તે સાથે તેઓના વેપાર ઉપર પણ કાંઇક અંકુશ મેલવો જોઇએ. મોટા ભાઇ! જો તેઓ તરફ ગાફેલ રહેશો તો ભવિષ્યમાં પસ્તાવું પડશે. ફીરંગીઓ બહુ ચકોર છે હોં!"

"બસ, મારે તારી પાસેથી એટલું જ કહેવડાવવું હતું કે અત્યારે માંહોમાંહેના કજીઆ–કુસંપમાં વખત ગાળવાનો અવકાશ નથી. ફીરંગીઓ પ્રત્યે મારૂં ધ્યાન વિશેષે કરીને દોરવાનું કાર્ય ગુરૂવર્ય સ્વામીજીએ કર્યું છે અને ત્યારથી હું એ કર્ત્તવ્ય બજાવવાને અધીરો બની ગયો છું એ વાત તને કહેવા માટે જ હું અહીં આવ્યો છું પણ જોઉં છું કે એ પરદેશી શત્રુઓને વિસરીને તું સ્વદેશી શત્રુઓના કંટકો ખસેડવાને બહુ જ અધીરો બની ગયો છું. ભાઇ! એક જ સમયે જો બે કર્ત્તવ્યો ઉભાં થાય તો જે કર્તવ્ય વિશેષ આવશ્યક હોય તે જ પ્રથમ હાથમાં લેવું જોઇએ ખરૂં કે નહિ? આપણા હિત શત્રુઓ આપણી ગમે તેવી નિંદા કરતા હોય કિંવા ગમે તેવી ખટપટ ચલાવતા હોય, કદાચ તેઓની ખટપટ અને બહાદુરીથી તેઓ મહારાષ્ટ્રીય સામ્રાજ્યના નાયક પણ બની જાય, પણ તેથી શું? ગમે તેવા તોએ તેઓ આપણા દેશબંધુઓ છે, પરન્તુ કોંકણમાં જેઓ વિશેષ પ્રબળ થતા જાય છે, વ્યાપારનો મોટો ભાગ પોતાના હાથમાં લેતા જાય છે, હિંદુઓને પીડે છે અને ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરે છે, તેઓ તો પરદેશીઓ અને પરધર્મીઓ છે.

families of the Marathee religion within their districts, because they refused to become Christians; and this time of retaliation, by requiring them to become tributaries, seems to have been expressly chosen. *Orme's Hist. Frag.*

માટે ફીરંગીઓની સામે સ્વારી લઇ જવાની જેટલી ઉતાવળી જરૂર છે તેટલી અત્યારે માંહેમાંહે કુસંપ કરવાની નથી, એ તારા ધ્યાનમાં હવે ઉતર્યું ?"

બાજીરાવના આ શબ્દોએ ચીમણાજીને મુંગો બનાવી મેલ્યો. આ સમયે સામ્રાજ્યને લાભકારક શું છે તેનો વિચાર કરતાં તેને બાજીરાવે જ દર્શાવેલી કાર્યદિશા વિશેષ ઉચિત જણાઇ. પોતાની ક્રોધાંધતા અને ઘેલછાને માટે તેને શરમ આવવા લાગી. પોતાની આવેશયુક્ત દૃષ્ટિ કરતાં વડીલ ભાઇની દીર્ઘ વિચારણાયુક્ત દૃષ્ટિ તેને વધારે મૂલ્યવતી જણાઇ અને તે બોલ્યો: "મોટા ભાઇ ! વિશેષ કશું હું બોલી શકતો નથી. મારી મૂર્ખતાનું મને પ્રાયશ્ચિત્ત આપો !"

"બસ, તેનું પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યું. મારું કથન તું સમજ્યો, એ જ તેનું પ્રાયશ્ચિત્ત હતું. આજે જ મધ્યાહ્ન પછી પ્રધાનમંડળ એકત્ર કરી ફીરંગીઓને વશ કરવાનો માર્ગ શોધવાનો પ્રશ્ન રજુ કરવાને મેં નિશ્ચય કર્યો છે અને ગુરૂજીની સમક્ષ મેં પ્રતિજ્ઞા લીધી છે તે મુજબ જ્યાંસુધી હું તેઓને વશ કરીને હિંદુઓ ઉપર ગુજરતો અત્યાચાર બંધ કરાવીશ નહિ, ત્યાંસુધી જંપીશ નહિ. આ વૃદ્ધ બ્રાહ્મણની કથાએ મને એટલો અધીરો બનાવી મેલ્યો છે કે જાણે પ્રધાનમંડળની સંમતિ વિના હું અત્યારે ને અત્યારે જ વસઇ ઉપર ચડી જઉં !"

ચીમણાજી શાન્ત ચિત્તે શિલા ઉપર બેઠો જ રહ્યો હતો. બપોર પછી તેને પ્રધાનમંડળમાં આવવાનું કહી બાજીરાવ પોતાની સાથે પેલા વૃદ્ધ બ્રાહ્મણને લઇને પોતાના નિવાસસ્થળ પ્રતિ ચાલ્યો. જતાં જતાં તેણે બ્રાહ્મણને કહ્યું: "મહારાજ ! તમારાં વીતકની કથા બહુ કરૂણાજનક છે. આટલાં દુઃખો વેઠયા છતાં તમે ધર્મમાંથી ચલિત થયા નહિ, તે જોઇ હું તમારા પર બહુ પ્રસન્ન થયો છું. તમને મારી પાસેથી જે કાંઇ જોઇતું હોય તે માંગી લો !"

"પ્રભુ ! મારે બીજું શું જોઇએ ? ભીખ માંગીને પણ પેટ તો ભરીશ, પણ મને મારૂં રત્ન—મારી પુત્રી મળે તો બીજું કશું જોઈતું નથી. મહારાજ ! તે મરી ગઇ નથી એવી સાક્ષી મને મારો આત્મા આપે છે, તેથી હજી તેનું મ્હોં જોવાની આશા રહી છે ! એ આશા પૂરી થશે કે તુરત જ હું શાન્ત ભાવે અને નિશ્ચિંત મને મરીશ !"

"શાહૂ મહારાજની કૃપાવડે હું તમને તમારી પુત્રીનું મ્હોં દેખાડીશ."

"પ્રભુ આપનું કલ્યાણ કરો." વૃદ્ધ બ્રાહ્મણે આશીર્વાદ આપ્યો, એટલામાં બાજીરાવનું નિવાસસ્થાન આવ્યું.

## પ્રકરણ ૫ મું.

### ઇતિહાસ-પરિચય.

જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે બાજીરાવ પેશ્વાએ એક મોટી ફત્તેહ મેળવીને પોતાની રાજકાર્યકુશળતાનો તેમજ શૌર્યવીર્યનો પરિચય આપ્યો હતો. નિઝામ સાથે અનેક વાર તેને યુદ્ધ કરવું પડયું હતું. નિઝામને દિલ્હીના બાદશાહની મદદ હોવાથી તેણે મરાઠાઓને બહુએ રંજાડયા હતા અને મરાઠાઓએ પણ નિઝામને તથા મોગલોને રંજાડવામાં કશી ન્યૂનતા રાખી નહોતી. ઠેઠ દિલ્હીના દરવાજા સુધી મરાઠાઓ પોતાનું બાહુબળ બતાવી આવ્યા હતા. સઘળે સ્થળેથી તેઓ 'ચોથ' તથા 'સરદેશમુખી' ઉઘરાવી આવ્યા હતા. નિઝામે મોગલોની મદદથી ઘણા ઘણા દાવ ખેલ્યા હતા પરંતુ બાજીરાવે તેને છેવટસુધી હારો ખવરાવી હતી. છેવટે ભોપાળ ખાતે બાજીરાવે તેને ઘેર્યો અને ૨૪ દિવસ સુધી ઘેરો ચાલ્યા બાદ નિઝામને બાજીરાવની શરતોનો સ્વીકાર કરીને સુલેહ કરવાની ફરજ પડી હતી. એ સુલેહ વખતે નિઝામે પોતાના જ હસ્તાક્ષરવડે બાજીરાવને આખો માળવા પ્રાંત અને નર્મદા તથા ચંબલ નદીઓ વચ્ચેનો મુલક આપી દીધો હતો; એટલું જ નહિ પણ આ શરતો મોગલ શહેનશાહ પાસે પણ સ્વીકારાવવાની તથા લડાઇના ખર્ચના બદલામાં ૫૦ લાખ રૂપિયા બાજીરાવને આપવાની જોખમદારી પણ નિઝામે પોતાને માથે લીધી હતી.

આ વખતે ગુજરાતમાં પણ મરાઠાઓનું પૂરૂં પ્રાબલ્ય જામી ગયું હતું, અને માળવા તથા નર્મદા-ચંબલ વચ્ચેનો મુલક તેઓના હાથમાં આવતાં આખા દક્ષિણમાં બાજીરાવની પેશવાઇની હાક પ્રસરી ગઇ હતી. મુત્સદ્દીઓનાં મગજ કદાપિ નવરાં પડતાં જ નથી. એક બાજુએથી પરવાર્યા પછી બીજી બાજુએ તેમનું ધ્યાન વળે છે. આ ધ્યાન એકાએક કોકણ તરફ હવે વળ્યું. કોકણમાં અંગ્રેજો, પોર્તુગીઝો અને જંજીરાનો સીદી એટલા પરદેશીઓ પોતપોતાની સત્તા જમાવતા હતા. અંગ્રેજોની સત્તાનો વિકાસનો તો હજી અરૂણોદય થતો જતો હતો એટલે તેઓનું વર્તન મરાઠાઓને અસંતોષ ઉપજાવે તેવું નહોતું. જંજીરાના સીદી સાથે થોડા વખત પહેલાં જ બાજીરાવે કેટલીક શરતો સાથે સુલેહ કરી હતી, પણ પોર્તુગીઝો ઉપર અંકુશ મેલવાની બાજીરાવને જરૂર જણાઇ હતી.

એ વખતે મરાઠાઓ અંગ્રેજો સાથે મિત્રાચારીનો દાવો ધરાવતા હતા. થાણા જીતવામાં અંગ્રેજોએ પોર્તુગીઝોની સામે મરાઠાઓને મદદ કરી હોવાની વાત પણ ઉડી હતી અને મરાઠાઓને અંગ્રેજો પાસેથી કેટલોક દારૂગોળો પણ મળતો હતો.

બ્હારના દુશ્મનોને વશ કરવાને મરાઠાઓએ આટલો પરિશ્રમ ઉઠાવ્યો હતો ખરો, પરન્તુ તેઓ માંહોમાંહે સરખાઈ ધરાવતા નહોતા. શાહૂના પ્રધાનમંડળમાં બે પક્ષો પડી ગયા હતા અને તેઓ જો કે મરાઠી રાજ્યના હિતની કાર્યવાહીમાં લાગેલા હતા, તોપણ અંગત દ્વેષે તેઓને એટલા નિષ્ઠુર બનાવ્યા હતા કે એક બીજાને મ્હાત કરવાની પેરવીમાં તેઓ દાવપેચ રમ્યા કરતા હતા. આ વૈરનું કારણ બાલાજી વિશ્વનાથને પેશવાઇ મળી ત્યારથી ઉદ્‌ભૂત થયું હતું, તોપણ બાજીરાવને પેશવાઇ મળી અને તેણે નિઝામ ઉપર જીત મેળવી મરાઠી રાજ્યને મજબુત કર્યું ત્યારથી સામો પક્ષ ઉદ્વેગાનલથી બળવા લાગ્યો હતો. એ વૈરના ઉંડા ઇતિહાસમાં ઉતરીને આપણે તેનું અવલોકન કરીશું.

ઇ. સ. ૧૭૨૦ માં પેશવા બાલાજી વિશ્વનાથનું મરણ થયું, તે વખતે પેશવાઇ કોને આપવી તે વિષે મરાઠા કચેરીમાં અનેક પ્રકારની ખટપટો શરૂ થઈ હતી. પ્રતિનિધિપદ પરશુરામ ત્રિંબકના બીજા પુત્ર શ્રીપતરાવને મળેલું હતું અને તે દેશસ્થ હોવાથી બાલાજી વિશ્વનાથ જેવા કોકણસ્થ બ્રાહ્મણના પુત્ર બાજીરાવને વંશપરંપરાનુસાર પેશવાઇ ન મળે તે માટે તેણે ઘણા યત્નો કર્યા હતા. કોકણ જેવા પ્રાંતમાંથી પેટ માટે નોકરી કરવા નીકળેલાઓ મહારાષ્ટ્રમાં મુત્સદ્દીગીરી કરી શકે જ નહિ એવું દેશસ્થોનું અભિમાન હતું અને કોકણસ્થો પોતાના બુદ્ધિબળ અને બાહુબળથી પોતાની યોગ્યતાનું મરાઠા કચેરીમાં ભાન કરાવતા હતા એટલે તેઓ સૌ કોઈની પ્રશંસાને પાત્ર થતા. પરન્તુ બાજીરાવને પેશવાઇ મળી તે વખતે દેશસ્થોની આંખમાં જે ઇર્ષ્યા ઉત્પન્ન થઇ હતી તે ૧૭૩૧ માં બનેલા એક બીજા બનાવ ઉપરથી વધારે સળગી ઉઠી. ૧૭૩૧ માં સેનાપતિ ખંડેરાવ દાભાડેના પુત્ર સેનાપતિ ત્રિંબકરાવ દાભાડેને શાહૂએ ગુજરાત ઉપર સ્વારી લેઇ જવાની આજ્ઞા કરી હતી, તે ઉપરથી ત્રિંબકરાવે પોતાના બે નાના ભાઇ યશવંતરાવ દાભાડે અને બાબુરાવ દાભાડેને સાથે લઇને ગુજરાતની સ્વારીની તૈયારી કરી. તે જ વખતે બાજીરાવ પેશવાએ માળવા ઉપર સ્વારી કરવાનું ઠર્યું હતું એટલે બન્ને પોતપોતાના લશ્કરની સાથે લગભગ એક જ વખતે સ્વારી ઉપર ચઢવાના હતા. એ વખતે બાજીરાવે

ત્રિંબકરાવ દાભાડેને કહ્યું કે " ગુજરાતના અર્ધાં પરગણાં તમે મને આપજો એટલે હું માળવા સર કરીને તેનાં અર્ધાં પરગણાં તમને આપીશ. " પરન્તુ દાભાડેએ ગુજરાતના કેટલાક ભાગમાં પોતાનો અધિકાર જમાવ્યો હતો તેથી પેશવાનું આ કથન દાભાડેને રૂચ્યું નહિ. તેણે કહ્યું કે " મહારાજે આપણને જે પ્રમાણે આજ્ઞા કરી છે તે જ પ્રમાણે આપણે વર્તવું જોઇએ. તમને માળવાપર સ્વારી લેઇ જવાનું કહ્યું છે અને મને ગુજરાતપર સ્વારી લેઈ જવાનું કહ્યું છે, એટલે મારા મુલકમાં તમારે હિસ્સો માંગવો ન જોઇએ અને તમારા મુલકમાં હું પણ હિસ્સો માંગીશ નહિ. એ બાબત આપણે મહારાજને પણ વિનતિ કરીશું. " પછી એ વાત શાહૂને નિવેદન કરવામાં આવી એટલે શાહૂએ સ્પષ્ટતઃ ફરમાવ્યું કેઃ " માળવા જીતનાર માળવામાં અમલ કરે અને ગુજરાત જીતનાર ગુજરાતમાં અમલ કરે એ વધારે સારૂં છે; નહિતો માંહોમાંહે કદાચ કલહ જાગશે. " બન્ને જણ પોતપોતાને મળેલી આજ્ઞા પ્રમાણે રવાના થયા. પરન્તુ બાજીરાવે ઉતાવળે કુચ કરી અને દાભાડેના લશ્કરમાંથી કન્તાજી કદમ નામનો એક સરદાર પોતાના લશ્કર સાથે છૂટો પડી ગયો અને બાજીરાવને જઇ મળ્યો. ત્યારપછી ડભોઈ આગળ દાભાડેના અને પેશવાના લશ્કર વચ્ચે યુદ્ધ થયું. ત્રિંબકરાવ હાથી ઉપર ચડીને તીરંદાજી કરતો હતો એવામાં તેને એક ગોળી લાગી અને તેનું મરણ થયું.

આ માંહોમાંહેના યુદ્ધના સંબંધમાં મરાઠાઓના બન્ને પક્ષો તરફથી જુદાં જુદાં કારણો આપવામાં આવે છે. એક પક્ષ કહે છે કે બાજીરાવે ગુજરાતના મહાલો કબજે કરવાને સૌથી પહેલાં ડભોઇ ઉપર પોતાનો અધિકાર બેસાડ્યો હતો અને દાભાડેના લશ્કરને અગાઉથી દગો કરીને ફીતુરી બનાવી મેલ્યું હતું જેને પરિણામે બન્ને લશ્કર વચ્ચે યુદ્ધ થયું અને ત્રિંબકરાવનું મરણ થયું. એ પક્ષ આ યુદ્ધનો વાંક એ પ્રમાણે બાજીરાવ ઉપર મેલે છે.* બીજો પક્ષ એ યુદ્ધનું ઘણું ગંભીર કારણ જણાવે છે. તે કહે છે કે દાભાડેએ ગુજરાતમાં ૩૫૦૦૦ માણસોનું મોટું લશ્કર એકઠું કર્યું હતું અને તે લશ્કર સાથે દક્ષિણ ઉપર ચડી જઇ રાજ્યને પેશવાથી મુક્ત કરી કોલ્હાપુરના રાજાની સાથે મળી જઇ રાજ્ય અર્ધોઅર્ધ વહેંચી લેવાની ધારણા રાખી હતી અને તેને માટે દાભાડેએ કેટલાક મરાઠા સરદારો સાથે પત્રવ્યવહાર પણ કર્યો હતો. આ કાર્યને માટે નિઝામ ઉલ મુલ્કની સાથે દાભાડે મળી ગયો હતો અને નિઝામ ઉલ મુલ્ક પણ લશ્કરની મોટી તૈયા-

---

* જુઓ मराठा कुळाचा इतिहास–भाग दूसरा.

રીઓ કરી રહ્યો હતો. આ હકીકત જાણવામાં આવતાંની સાથે બાજીરાવે ઉતાવળે તૈયારી કરી અને નિઝામ ઉલ મુલ્ક તથા દાભાડેનાં લશ્કરો એકત્ર થાય તે પહેલાં તે ગુજરાત ઉપર ચડી ગયો. બાજીરાવનું લશ્કર મજબૂત હતું ખરૂં, પરન્તુ તેની સંખ્યા દાભાડેના લશ્કર કરતાં માત્ર અર્ધી જ હતી. નર્મદા નદી પાર કરતાંની સાથે જ બાજીરાવની સામે દાભાડે તરફથી દમાજી ગાયકવાડ લશ્કરની સાથે ચડી આવ્યો અને તેણે બાજીરાવને હરાવ્યો પણ આથી કાંઇ બાજીરાવ નિરાશ થયો નહિ. તેણે દાભાડેની સામે પોતાના પૂરે પૂરા બળ સાથે હલ્લો કર્યો અને કન્તાજી કદમ દાભાડેના લશ્કરમાંથી પોતાની સેના સાથે નાઠો એટલે બાજીરાવમાં વધારે હિંમત આવી. બન્ને લશ્કરો વચ્ચે ડભોઇ આગળ યુદ્ધ થયું તેમાં સેનાપતિ ત્રિંબકરાવ દાભાડે મરણ પામ્યો અને બાજીરાવની જીત થઇ. આ પ્રમાણે આ બીજો પક્ષ દાભાડેનો ગંભીર ગુન્હો જણાવે છે.*

સત્ય કથન ગમે તે પક્ષનું હોય પણ એટલું તો નક્કી છે કે આ આંતર્ યુદ્ધની† અસર બન્ને પક્ષો ઉપર થવા પામી હતી. બાજીરાવે તો સેનાપતિના મરણને માટે બહુએ શોક કર્યો હતો અને ઘણું દાનપુન્ય કરી પોતાને હાથે થએલો કાર્યને માટે ઇશ્વરની ક્ષમા ચાહી હતી. પહેલા પક્ષના કથન પ્રમાણે શાહુ એ પેશવાનો જ વાંક લેખ્યો હતો પણ તેની સેવાવૃત્તિ જોઇને તેને ક્ષમા કરી હતી અને દાભાડેની માતા ઉમાબાઇના ખોળામાં માથું મેલી માફ માંગી તેમજ યશવંતરાવ દાભાડે અને બાબુરાવ દાભાડેને પણ સમજાવ્યા. બીજા પક્ષના કહેવા પ્રમાણે આ કાર્યથી મરાઠાઓમાં પ્રસરેલી અશાંતિ દૂર કરીને શાંતિ ફેલાવવાને બાજીરાવે બહુ યત્નો કર્યા હતા અને દાભાડેના ઇનામી ગામ તળેગાંવ ખાતે બાજીરાવે બ્રાહ્મણોને જમાડી તેઓને દક્ષિણા આપી પ્રાયશ્ચિત કર્યું હતું. દાભાડેના મરણથી ફેલાએલી અશાંતિ રાજ્યને નુકસાનકારક ન થઇ પડે તેટલા માટે તેણે બહારથી આ પ્રમાણે કર્યું હતું. એ ગમે તેમ હો પણ દાભાડે કુટુંબનો બાજીરાવ ઉપરનો દ્વેષ તેથી જરા પણ શમ્યો નહોતો, અને આગલું વૈર યાદ કરીને તેઓ બાજીરાવની સામે અનેક ખટપટ જગાવતા હતા. શ્રીપતરાવ પ્રતિનિધિના મનમાં પેશવા પ્રત્યે જે જૂનું વૈર હતું તેને લીધે દાભાડે કુટુંબની તેની સાથે હવે એક ગાંઠ બંધાઇ હતી. ત્રિબંકરાવ દાભાડેના મરણથી સેનાપતિ પદ યશવંતરાવને આપવામાં આવ્યું હતું અને તે નાની વયનો હોવાથી તેની મા ઉમાબાઇ

* જુઓ Grant Duff કૃત History of the Mahrattas–Vol. I.

† Civil war.

તેના વાલી તરીકે રહી. પીલાજી ગાયકવાડને કાર્યભાર સોંપ્યો હતો અને તે વખતથી તેના જૂના ઇલકાબ 'સમશેર બહાદુર' ઉપરાંત 'સેના ખાસખેલ'નો ઇલકાબ પણ તેને આપવામાં આવ્યો હતો.

આ પ્રમાણે અંદરના દ્વેષને લીધે બન્ને પક્ષો એક બીજાથી ચેતેલા જ રહ્યા કરતા હતા. બાજીરાવ પ્રતિનિધિ અને દાભાડેથી સાવધ રહેતો હતો ખરો, તોપણ તેનું અંતર્ કોઇ પ્રકારની નીચતા કરીને શત્રુનો કાંટો ખસેડવાને ઇચ્છતું નહિ, ત્યારે તેનો ભાઇ ચીમણાજી અપ્પા આકળા સ્વભાવનો હોવાથી તે શત્રુને જીવતા જોવાનું પણ સહન કરી શકતો નહિ. જો બાજીરાવ જેવા સૌમ્ય પ્રકૃતિના મુત્સદ્દીના અંકુશ તળે તે ન હોત તો તેણે ક્યારની લોહીની નદી વહેવડાવી હોત એમ તેના સ્વભાવ ઉપરથી કહી શકાય. પ્રતિનિધિ અને દાભાડેનાં ગુપ્ત કાર્યોની બાતમી બાજીરાવ અને ચીમણાજીને મળ્યાં કરતી હતી. પેશવા અને તેના કુટુંબની નિંદા હમેશાં પ્રતિનિધિની ખાનગી કચેરીમાં થયાં કરતી હતી અને ગુપ્ત કારસ્થાનો પણ ઘડાતાં હતાં; તેને લગતી પ્રત્યેક ખબર સાંભળીને ચીમણાજી એટલો સંતપ્ત થઇ જતો હતો કે અનેક વાર તે તલવાર લઇને શત્રુઓનાં ખૂન કરવાને દોડ્યો હશે અને દરેક વખતે બાજીરાવે તેને અટકાવ્યો હશે. પોતાના લઘુ બંધુનો સ્વભાવ બાજીરાવ સારી પેઠે સમજતો હતો અને તેથી જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે ત્યારે શત્રુનો કાંટો દૂર કરવા કરતાં વધારે અગત્યનાં કાર્યો તરફ ચીમણાજીને રોકાએલો રાખવાને તે યત્નશીલ રહેતો હતો. આગલા પ્રકરણનાં આપણે તે જ પ્રકારનો એક પ્રસંગ જોઇ ગયા છીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### સ્વારીની ગોઠવણ.

આજે મરાઠા કચેરીમાં એક નવા વિગ્રહના આરંભ વિષે મંત્રણા ચાલવાની હતી. ખુદ બાજીરાવ પોતે તે સંબંધી હિમાયત કરવાનો હતો એટલે સઘળો મુત્સદ્દી વર્ગ સમજી ચૂક્યો હતો કે એ વિગ્રહનો આરંભ અવશ્ય થવાનો જ. સાંજના છેલ્લા પ્રહરમાં મહારાજા શાહુના મંત્રભવનમાં મંત્રીઓ અને મુત્સદ્દીઓને એકત્ર થવાનું કહેણ મહારાજાને નામે બાજીરાવે મોકલી દીધું હતું અને તે પહેલાં બાજીરાવે શાહુને નવા વિગ્ર-

હના કારણની સઘળી સમજુતી આપી હતી. શાહુ જો કે લાંબા વખત સુધી મુસલમાનોની વચ્ચે ઉછર્યો હતો છતાં તેના પિતામહના રૂધિરનો તેને જે વારસો મળ્યો હતો તેને પરિણામે તેનામાં કિંચિત્ ધર્માભિમાન રહ્યું હતું. શિવાજીના પ્રત્યેક કાર્યની ઉપયોગિતા અને આવશ્યકતામાં શાહુ અત્યંત વિશ્વાસ ધરાવતો હતો અને શિવાજીની નજર ફીરંગીઓને બહુ બળવાન્ નહિ થવા દેવા તરફ લાગેલી હતી એટલે આ વખતે તેઓને વધારે બળવાન્ થતા અટકાવવા જોઇએ એ વાત તેના ધ્યાનમાં તુરત આવી ગઇ. બ્રહ્મેંદ્ર સ્વામીએ તથા પેલા વૃદ્ધ બ્રાહ્મણે વસઇમાં હિંદુઓની જે દુર્દશા થતી હતી તેની કહેલી વાત પણ બાજીરાવે શાહુને કહી હતી અને એ વિગ્રહનો આરંભ કરવાની અનિવાર્ય આવશ્યકતા તેને સમજાવી હતી. શાહુને દૃઢ બનાવ્યો હોવા છતાં બાજીરાવને પોતાના વિરોધી પક્ષ તરફની અડચણનો મોટો ભય હતો. શ્રીપતરાવ પ્રતિનિધિ અને યશવંતરાવ દાભાડે સેનાપતિ આ નવા કાર્યમાં સંમત થાય તે વિષે તે ચોક્કસ નહોતો, તોપણ એક વાર આ નવો પ્રશ્ન પ્રધાનમંડળની વચ્ચે મૂકવો અને શું પરિણામ આવે છે તે જોવું એવો બાજીરાવે નિશ્ચય કર્યો હતો. પરિણામમાં જો યુદ્ધનો નિશ્ચય થાય તો તે જ તેને જોઇતું હતું અને નિશ્ચય ન થાય તો છેવટે યુદ્ધની જોખમદારી પોતાને શિર લેઇને પણ છેવટે ફીરંગીઓ સાથે લડવું એવો તેનો મનોનિશ્ચય હતો.

ઠરાવેલા વખતે પ્રધાનમંડળ મળ્યું. એક વિશાળ શણગારેલા દિવાનખાનામાં બિછાવેલી જાજમ ઉપર રેશમી ગાદી તકીઆ ગોઠવી દેવામાં આવ્યા હતા જેમાંની એક ગાદીપર શાહુ પોતાનો સાદો અને સ્વચ્છ પોશાક પહેરીને દબદબાભરી રીતે બેઠો હતો. આસપાસ જુદા જુદા મંત્રીઓ અને મુત્સદીઓ તથા સરદાર–સામંતો પોતાના અધિકાર પ્રમાણે ગોઠવાઇને બેઠા હતા. મંત્રણાના પ્રારંભમાં બાજીરાવે કોકણ અને પોર્તુગીઝોના હાથમાં રહેલાં શહેરોમાં હિંદુઓની થતી દુર્દશાની વાત કહી સંભળાવી. શિવાજીના વખતમાં મોરોપંતે પોર્તુગીઝો પાસેથી ચોથ અને સરદેશમુખી લઇ તેમની પાસે ખંડીયાપણું કબૂલ કરાવ્યું હતું પરન્તુ અત્યારે તેઓએ તે આપવાનું બંધ કરી પોતાનું બળ અનેક રીતે જમાવવા માંડ્યું હોવાનું કહી તેઓથી ચેતીને ચાલવાની જરૂર તેણે સમજાવી. જો ફીરંગીઓ તરફ વધારે વાર ગફલત રાખવામાં આવે તો તેઓ પોતાની ચતુરાઇ અને લડાઇનાં સાધનોના બળથી મરાઠી રાજ્યને ધક્કો લગાડવામાં પણ ભવિષ્યમાં ફાવી જાય એવા ભયનું વાસ્તવિકપણું પણ તેણે દર્શાવ્યું.

મુત્સદીઓ કરતાં બાજીરાવમાં કેટલીક વિશેષતા હતી. યુદ્ધની કિંવા બીજી કોઇ તરેહની કશી ગોઠવણ કરવી હોય તો તે ગોઠવણ કરવાનું અને તે સાથે તે ગોઠવણનો વહેવારૂ રીતે અમલ કરવાનું એ સઘળું કાર્ય પોતે એકલો બજાવી શકતો અને વખત આવ્યે પોતાના વાચાબળથી–વક્તૃત્વ શક્તિથી પણ હરકોઇના મગજ ઉપર ઇષ્ટ અસર નીપજાવી શકતો. આ વખતે પ્રધાનમંડળ ઉપર પૂરી અસર નીપજાવ્યા વિના ફીરંગીઓ સામે યુદ્ધ આરંભવાનો પોતાનો હેતુ પાર નહિ પડે એમ ધારીને તેણે એક લાંબા ભાષણવડે સઘળી વસ્તુસ્થિતિ સમજાવી અને મરાઠાઓના ઉછળતા લોહીને વધારે ઉશ્કેર્યું. બાજીરાવના ભાષણથી કેટલાક જુવાન સરદારો તો એટલા ઉશ્કેરાયા કે તેઓ કાંઇક બોલવાને એકદમ ઊભા થઇ ગયા, પરન્તુ પુનઃ ભાનમાં આવીને અને મંત્રીઓના અભિપ્રાયો હજી દર્શાવાયા નહિ હોવાથી વચમા પોતે બોલવું ઉચિત નથી એમ માની બેસી ગયા.

બાજીરાવનું કથન પૂરૂં થતાં જ શાહુ બોલ્યોઃ " શિવાજી મહારાજે મહારાષ્ટ્રીય રાજ્યની સ્થાપના કરી હતી તે કાંઇ પોતાના ખજાનામાં ધનનો સંચય એકઠો કરવા માટે કરી નહોતી, પરન્તુ વિદેશીઓ અને વિધર્મીઓના અત્યાચારમાંથી આ દેશની હિંદુ પ્રજાનું સંરક્ષણ કરવાનો તેમનો મુખ્ય હેતુ હતો. એ જ મહારાજનો વંશ હજી મહારાષ્ટ્રની રાજ્યગાદી ઉપર બિરાજમાન હોવા છતાં મહારાષ્ટ્રમાં ફીરંગીઓ હિંદુ પ્રજાપ્રતિ આ પ્રકારનું વર્તન રાખે તે ન સહન થઇ શકે તેવું છે. આપણા મુલકનાં મોટાં મોટાં વેપારી બારાંઓ તેઓ પોતાના કબજામાં લેઇને આપણને પરતંત્ર દશામાં મૂકે તે પણ આપણું, આપણા બળનું અને આપણા પૂર્વજોનું મોટું અપમાન કર્યા બરાબર છે. તેઓ ગમે તેમ વર્ત્યા કરે અને આપણે ટગર ટગર જોઇને મૌન બેસી રહીએ તે જોઇને સ્વર્ગમાં શિવાજીના આત્માને કેટલું દુઃખ થાય ? તેમણે આ ભૂમિમાં જે કાર્યો કર્યાં હતાં તેની ઉજ્જવલ કીર્તિને જો આપણે એકસરખી ટકાવી રાખવા ઇચ્છતા હોઇએ તો આપણે તેમના જેવી જ ચાણાક્ષતા રાખીને ઉગતા શત્રુઓને વશ કરવાના કર્તવ્યમાં જરા પણ ગફલત રાખવી જોઇએ નહિ એવો મારો અભિપ્રાય છે. "

સત્વર ઊભો થતો ચીમણાજી બોલી ઉઠ્યોઃ " ધન્ય છે મહારાષ્ટ્રીય રાજવંશ શિરોમણિને ! શિવાજી મહારાજ ગયા પણ તેમના લોહીનું એક બિંદુ પણ જ્યાંસુધી તેમના રાજવંશમાં ટકી રહેલું છે ત્યાંસુધી આપણે કર્તવ્યભ્રષ્ટ થઈ શકીશું નહિ. ફીરંગીઓને જેર કરવામાં થોડી પણ ગફલત ભવિષ્યના મહા અનર્થનું મૂળ થઇ પડવાનો ભય છે, માટે યુદ્ધની ગોઠવણીને તુરત જ અમલમાં મેલવી જોઇએ. "

થોડી વાર શાન્તિ પ્રસરી. હવે કોણ બોલે છે તે જાણવાને સૌ ઉત્સુક બન્યા. એકાદ બે ક્ષણ એ ઉત્સુકતામાં વીત્યા બાદ સેનાપતિ યશવંતરાવ દાભાડેએ જણાવ્યું: “ શિવાજી મહારાજના પગલે ચાલવાના કર્તવ્યને તો કયો મૂર્ખ વિસરી જાય? પરન્તુ સંયોગોનો વિચાર કરવાની બહુ જરૂર છે. નિઝામ ઉલ મુલ્કને આપણે નમાવ્યો છે, પરન્તુ હજી તેનું અંતર ચોખ્ખું નથી. તે આપણા ઉપર છાપો મારવાને લાગ શોધી રહ્યો છે. જંજીરાનો સીદી હજી આપણાથી કાંઇક દબાઇ રહ્યો છે, તે જો આપણે કોકણ તરફ જઇશું તો પોતા ઉપર ભય આવ્યો માનીને સામો થશે. ગુજરાતની સ્થિતિ હજી બરાબર શાન્ત નથી અને નાદીરશાહ નામનો એક અફઘાન લુંટારો મોટી સેના સાથે હિંદુસ્તાનમાં આવે છે એવું મેં સાંભળ્યું છે. અંગ્રેજો અને પોર્તુગીઝો વચ્ચે વેપારની અને મુલકની હરીફાઇ ચાલતી હોવાથી તેઓની વચ્ચે અણબનાવ ચાલે છે, પરન્તુ તે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે અંગ્રેજો આપણી તરફ અંતરમાં પૂરો મિત્રભાવ રાખે છે તે વાતમાં શંકાશીલતા રહેલી છે. આવી વસ્તુસ્થિતિમાં એક નવા વિગ્રહનો આરંભ કરવો એ મને તો ઠીક લાગતું નથી, પછી તો જેવી પ્રધાનમંડળની અને મહારાજની મરજી.”

ફીરંગીઓ સાથે યુદ્ધ આરંભવામાં આટલી બધી અડચણો ઉપસ્થિત કરવામાં આવશે એવું શાહુએ ધાર્યું નહતું. દાભાડેના શબ્દો સાંભળીને તે મોટી ગુંચવણમાં પડયો. પોતાના પ્રધાનો વચ્ચે બહુ મતભેદો પડયાં કરે એ તેને પસંદ નહોતું એટલે આ મતભેદને લીધે તેને કાંઇક દુઃખ પણ થયું. બીજા મુત્સદ્દીઓ તો સમજી ગયા કે પેશવાની યોજના હોય ત્યાં તેનો વિરોધી પક્ષ સામો પડે તેમાં કશી નવાઇ નથી. શાહુના વદનપરની રેખાઓ ઉપરથી બાજીરાવ તેના અંતરની ગુંચવણ સમજી ગયો અને દાભાડેની દલીલોના રદીઆ આપવાનું તેને આવશ્યક લાગ્યું, પરન્તુ બીજાઓના અભિપ્રાયો બહાર આવ્યા વિના પોતે એકાએક બોલવું એ તેને ઉચિત લાગ્યું નહિ. આથી તે બોલ્યો: “યુદ્ધના આરંભમાં આપણને સેનાપતિએ જે અડચણો બતાવી તેનો વિચાર આપણે પછી કરીશું; પરન્તુ ત્યાંસુધીમાં બીજાઓના અભિપ્રાયો બહાર આવે તો સારૂં.”

તુરત જ ખંડુજી માણકર બોલ્યો: “ ફીરંગીઓની સામે જવાની તો હવે બહુ જરૂર ઊભી થઈ છે, કારણકે તેઓએ પોતાના કીલ્લાઓને એવા તો મજબૂત બનાવ્યા છે કે સામાન્ય રીતે જ તે તેઓની લડાયક તૈયારીઓ હોય એમ કહી શકાય. તેઓ પોતાનું બળ અસાધારણ રીતે

એટલે તેઓની મહત્ત્વાકાંક્ષા આપણને હાનિકારક થઇ પડ્યા વિના નહિ રહે એવું મારૂં માનવું છે; આવી અગત્ય હોવા છતાં સેનાપતિ મહારાજે જે હરકતો બતાવી છે તેનું નિવારણ પણ તેની સાથે થવું જોઇએ."

મલ્હારરાવ હોલકરે કહ્યું: "ફીરંગીઓની સામે તલવાર ઉચક્યા વિના તો ચાલી શકવાનું નથી જ; આજે નહિ તો થોડા વખત પછી પણ આપણને તેમની સામે હલ્લો લઈ જવો પડશે, કારણકે તેઓએ પોતાનાં સ્થાન અને બંદર બહુ મજબૂત બનાવ્યાં છે. તેઓ પોતાના દેશમાંથી લશ્કર લાવે છે અને આ દેશના લોકોને વટલાવીને પોતાના લશ્કરમાં દાખલ કરે છે; એટલે વખત જતાં તેઓનું બળ વધશે એ નક્કી છે. બળ વધ્યા પછી સ્વારી કરવી તે કરતાં અત્યારે સ્વારી કરવી એ વધારે સારૂં છે."

ગાયકવાડે ભ્રકુટી ચઢાવતાં કહ્યું: "ફીરંગીઓ સામે સ્વારી લઇ જવાની આપણે વાતો કરીએ છીએ, પરન્તુ આપણે જે આરોપો તેમની સામે મેલીએ છીએ તેનો જવાબ તેઓ કેવો આપે છે તે જાણ્યા વિના આટલી બધી વાતચીત પણ શામાટે ચલાવવી જોઇએ? તેઓની પાસેથી આપણે નિયમ પ્રમાણે ખંડણીની માંગણી કરવી જોઇએ. હિંદુઓ પરના અત્યાચારો બંધ કરવાનું જણાવવું અને આપણી જે કાંઇ બીજી માંગણીઓ હોય તે પૂરી કરવા તેઓ ઉપર દબાણ કરવું. તેનો જો સંતોષકારક ઉત્તર તેઓ ન વાળે તો પછી સ્વારી લઇ જવાનો વિચાર કરવો જોઇએ પણ તે પહેલાં જે કાંઇ પગલું આપણે ભરીશું તે મિથ્યા સાહસ લેખાશે."

કેટલાકને ગાયકવાડની સલાહ રૂચી અને શાહુની મુખમુદ્રા બદલાવા લાગી. લાગલો જ પેશવા બોલી ઉઠયો: "ફીરંગીઓ પાસેથી જવાબ માંગવો એ તેમને વધારે બળવાન્ થવા દેવાને માટે વખત આપવા બરાબર છે. તેઓની તૈયારીઓ અધૂરી હોય એટલે તેઓ આપણને એકાદ વાર કદાચ સંતોષકારક જવાબ આપે; પરન્તુ તેથી તેઓ હિંદુઓ પરનો અત્યાચાર બંધ કરે તેની જામીનગીરી શી? તેઓ પોતાના કીલ્લા અને બારાં વધારે મજબૂત કરે, લશ્કર વધારે, વેપાર વધારે તે બધાની સામે આપણે તેઓ ઉપર કેવી રીતે અટકાવ મેલી શકીશું? તેઓની અત્યારની પ્રવૃત્તિ જ આપણા રાજ્યને ભયકારક થતી જતી હોય તેમ જણાય છે અને તેને તોડી પાડવાની જરૂર છે, તો પછી તેમાં જવાબ માંગવાની જરૂર શી છે? લડાઇ કર્યા વિના શું આપણે તેઓની પાસેથી એવી માંગણી કરી શકીશું કે તમે તમારા કીલ્લા તોડી પાડો, બંદરો ઉપર અમારો અંકુશ સ્થાપિત કરો, વેપારના નફામાં અમને ભાગ આપો અને તમારા લશ્કરમાં વધારો ન કરો? આવી

માંગણીઓનો ઉત્તર માત્ર લડાઇથી જ માંગવો જોઇએ અને તેઓને દાબી દેવામાટે અત્યારે માત્ર એક લડાઇ જ આવશ્યક વસ્તુ છે. હવે આપણે સંયોગોનો વિચાર કરીએ. નિઝામ ઉલ મુલ્ક હજી પણ આપણા ઉપર છાપો મારવાનો દાવ રમતો હોય તોપણ શી ફીકર છે? તેની સામે થવાની આપણે જોગવાઇ રાખવી એ જ માત્ર વિચારવું જોઇએ છે પણ તેટલા માટે આ બાજુના કર્ત્તવ્યનું વિસ્મરણ કરવું જોઇતું નથી. જંજીરાનો સીદી તો આપણને કોકણમાં મદદગાર થશે. આપણે અગાઉથી આપણા ઇરાદાની તેને ખબર આપીશું પછી તે સામો થાય એવો ભય રાખવો નિરર્થક છે. ગુજરાતની સ્થિતિ શાંત છે એમ હું માનું છું અને તે શાંત ન હોય તોપણ તેને શાંત કરવાને આપણને કાંઇ મોટા લશ્કરની જરૂર પડે તેમ નથી. નાદીરશાહ હિંદમાં આવે છે પણ તેની ચોટ મોગલોને લૂંટવાની છે. હજી તો તે કંદહાર ખાતે છે. આપણે પાસે રહીને મોગલોને નાદીરશાહ પાસે લુંટાવવા માંગતા નથી, તોપણ મોગલોનો બચાવ કરવાને આપણે નાદીરશાહની સામે જઇએ એવો તો આપણો અને મોગલોનો સંબંધ નથી જ, એ ગુજરાતમાં થએલાં તોફાનો અને નિઝામ ઉલ મુલ્કના બળવાઓ ઉપરથી આપણે સારી પેઠે સમજીએ છીએ. નાદીરશાહ દક્ષિણ તરફ આવે એ ભય રાખવામાં આવે તોપણ તે હજી એટલો દૂર છે કે તે પહેલાં તો આપણે કદાચ ફીરંગીઓને વશ કરી ચૂક્યા હોઇશું. અંગ્રેજો અને પોર્તુગીઝો યુરોપના વતનીઓ છે એટલે અંગ્રેજો ખુલ્લી રીતે તો કદાચ પોર્તુગીઝોની સામે થવામાં આપણને મદદ નહિ કરે, પરંતુ તેઓ વચ્ચેની હરીફાઇ એટલી સખ્ત છે કે ખાનગી રીતે અંગ્રેજો આપણા ટેકામાં રહેશે એમ હું માનું છું. આ પ્રમાણે આ નવા યુદ્ધમાં પડવા માટે આપણે કોઈ પણ રીતે પ્રતિકૂળ સંયોગોમાં મુકાયા નથી અને તેથી આ અગત્યના કર્તવ્યને વિસરી જઇને આપણે પતિત થવું જોઇતું નથી."

બાજીરાવના વક્તૃત્વે સૌને પોતાના પક્ષમાં ધસડી લીધા. શાહુનું વદન પ્રફુલ્લિત દેખાયું. દાભાડે અને ગાયકવાડ કિંચિત્ મ્લાન દેખાયા. તુરત જ પ્રતિનિધિએ કહ્યું: "પણ આ નવા યુદ્ધને માટે આપણી પાસે ખર્ચની પૂરી જોગવાઇ નથી તેનું કેમ?"

રાજ્યના હિસાબી કામનો મોટો ભાગ પ્રતિનિધિને હસ્તક રહેલો હતો એટલે તેનો આ નવીન પ્રશ્ન સૌને વિચારણીય જણાયો. પેશવાએ તુરત જ તેનો ઉત્તર વાળતાં કહ્યું: "ફીરંગીઓને વશ કરવાનો સવાલ રાજ્યના એક મોટા ભયને દૂર કરવાના સવાલના જેવો જ છે અને તેને

માટે રાજ્યનાં તથા પ્રજાનાં સાધનો હમેશાં મહારાજ શાહુરાજના ચરણ આગળ જ મુકાએલાં છે, એટલે ખર્ચની જોગવાઇને માટે કશી ચિંતા કરવી વાજબી નથી."

પ્રતિનિધિ, દાભાડે, ગાયકવાડ સૌ મૌન બેસી રહ્યા. શાહુએ એક વાર સૌના વદન તરફ દૃષ્ટિ કરી અને આસ્તેથી કહ્યું: "આ યુદ્ધ તુરતમાં આરંભવું જોઇએ એવો મારો પણ અભિપ્રાય છે અને તમો સૌમાંથી મોટા ભાગનો વિચાર પણ એવો જ છે એટલે હું એ સ્વારી લેઇ જવાને સંમતિ આપું છું; હવે કેવી ગોઠવણથી કામ લેવું તે માટે સેનાપતિ, પેશવા વગેરે સૌ કોઇએ વિચાર કરી નિશ્ચય કરવો."

સ્વારી કરવાનો નિશ્ચય થઇ ચૂક્યો અને જો કે દાભાડે, પ્રતિનિધિ તથા તેમના પક્ષના બીજાઓને તે રૂચતો નહોતો, તથાપિ શાહુની આજ્ઞાથી તેઓ ખુલ્લો વિરોધ દર્શાવી શક્યા નહિ. પ્રતિનિધિએ કહ્યું: "જો મહારાજની આજ્ઞા છે અને બીજા પ્રધાનોનો પણ તેવો જ અભિપ્રાય છે, તો ભલે ફીરંગીઓ સામે સ્વારી લેઈ જવામાં આવે. સ્વારીની ગોઠવણનો આપણે સૌ સાથે મળીને વિચાર ચલાવીએ."

માણકરે એક લાકડાની પાટી આણી અને તેના ઉપર કોયલાવડે આકૃતિઓ પાડતાં કહ્યું: "જુઓ, વસઇનો કીલ્લો એ આખા કોકણમાં ઘણું અગત્યનું સ્થાન છે અને ફીરંગીઓએ ત્યાંના કીલ્લા તથા બંદર એવાં મજબૂત કર્યાં છે કે આપણે તેની સામે તુરતમાં ચડી જઇશું તો ફાવવાનો સંભવ નથી. એક લશ્કરને ગોવા તરફ મોકલી ત્યાંના ફીરંગીઓને તે સ્થળે જ રોકી રાખવા જોઇએ. વળી સીરગામ, તારાપુર, કુતુલવાડી, એ મથકો તરફ પણ લશ્કરનો એક વિભાગ જવો જોઇએ. વસઇ સામે ચડવા પહેલાં થાણા, ધારાવી, સાષ્ટી, વેસાવા એ બધાં સ્થળો તાબે કરવાં જોઇશે અને જ્યારે એ પ્રમાણે સઘળે ઠેકાણેથી ફીરંગીઓને આપણે હરાવીશું ત્યારે આપણે વસઇ તરફ જઈ શકીશું."

બાજીરાવનો અભિપ્રાય પણ માણકરને બહુધા અનુસરતો જ હતો. તેણે કહ્યું: "લશ્કરની ઝાઝી હાનિ વિના ફીરંગીઓને વશ કરવાને માટે માણકરનું કહેવું વાજબી છે. ફીરંગીઓનાં લશ્કરો કાંઇ બહુ મોટાં નથી, પરન્તુ જો તેઓ એકજ સ્થળે એકઠાં મળે તો યુદ્ધ વધારે લંબાવાનો સંભવ છે તેટલા માટે તેમને જૂદા જૂદા પકડીને જ હરાવવા જોઇએ. ફીરંગીઓનાં બીજાં ગમે તેટલાં મથકો આપણે કબજે કરી શકીશું, પરન્તુ જ્યાંસુધી વસઇ આપણા હાથમાં આવશે નહિ ત્યાંસુધી તેઓ પૂરેપૂરા મ્હાત

થશે નહિ; તેટલા માટે આપણું પહેલું કે છેલ્લું લક્ષ્યબિંદુ વસઇ જ હોવું જોઇએ. પરન્તુ વસઈ ઉપર ઘેરો નાંખતાં પહેલાં બહુ જ ચેતવાનું છે. એ કીલ્લાનો સંબંધ ફીરંગીઓનાં બીજાં જમીનપરનાં અને દરિયાનાં મથકો સાથેથી તોડી નાંખવામાં આવશે નહિ ત્યાંસુધી તેઓ યુદ્ધમાં ટકી રહેશે, અને તેટલા માટે વસઇની આસપાસનાં મથકો કબજે કરવાને શરૂઆતથી જ એક લશ્કર ત્યાં મોકલવું જોઇએ. હું ધારૂં છું કે માણકર પોતે જ ત્યાં જાય તો ઠીક."

માણકર બોલ્યો: "મહારાજની આજ્ઞા છે તો હું ત્યાં જવા તૈયાર છું."

ત્યારબાદ આખી સ્વારીની ગોઠવણ એ પ્રમાણે કરવામાં આવી કે ચીમણાજીની જ આગેવાની નીચે કોંકણમાં સ્વારી મોકલવી અને તેમની સાથે સિંધીઆ તથા હોલકરને મોકલવા. બીજી બાજુએ વેંકટરાવ નારાયણ ઘોરપડેનું ઘોડેસ્વાર લશ્કર કોંકણમાં જ હતું તેને ગોવા તરફ કુચ કરવાનો સંદેશો મોકલવાનું ઠર્યું. જ્યારે કોંકણમાં સઘળાં મથકો તાબે થાય ત્યારે ચીમણાજીએ વસઇ તરફ ફરવું અને તે ત્યાં પહોંચે તે પહેલાં માણકરે આસપાસના પ્રદેશ ઉપર કબજો મેળવી લેવો કે જેથી વસઇનો કિલ્લો તાબે કરવામાં ચીમણાજીને બહુ શ્રમ લેવો પડે નહિ. ચીમણાજીએ આ સઘળો કાર્યભાર અત્યંત હર્ષપૂર્વક સ્વીકારી લીધો. શાહુએ દાભાડેને કોંકણમાં જવા પૂછ્યું પણ તેણે ત્યાં જવાની ના જ કહી—ના કહે એ સ્વાભાવિક પણ હતું. સઘળી ગોઠવણ પૂરી થઇ એટલે બાજીરાવે આનંદસૂચક ઉચ્છ્વાસ લીધો અને અંતર્માં બ્રહ્મેન્દ્ર સ્વામીને વંદન કરતાં મસ્તક નમાવ્યું.

---

## પ્રકરણ ૭ મું.

---

## " રણમાંથી પીઠ ફેરવી આવ્યા, નહીં ઉઘાડું દ્વાર !"

આજે ચીમણાજી અપ્પાના અંતર્નો આનંદ માતો નહોતો. શાહુ મહારાજની સમક્ષ સઘળા મંત્રીમંડળ અને સરદારોની વચ્ચે એક અગત્યની સ્વારીના મુખ્ય સેનાપતિ તરીકે જવાનું અને વળી મહારાષ્ટ્રનું નાક પાછું મેળવવાનું મહત્ત્વનું કાર્ય આજે તેને સોંપવામાં આવ્યું હતું એ જ તેના આનંદનો વિષય હતો. જ્યારે મંત્રીમંડળે એ સ્વારીનું સેનાપતિપદ તેને આપવાનું નક્કી કર્યું અને છત્રપતિ શાહુ મહારાજે ચીમણાજી તરફ દ

કરીને કહ્યું કે "અપ્પા! ફીરંગીઓ તરફથી હિંદુઓને પડતા ત્રાસને દૂર કરવાનું, મહારાષ્ટ્રીય રાજ્યનો એક ઉગતો શત્રુ બહુ બળવાન્ થયા પહેલાં તેના બળને વિદારવાનું અને મહારાષ્ટ્રના નાકરૂપ વસઇનો કિલ્લો સર કરવાનું પવિત્ર તથા હિતકર કાર્ય તમને સોંપવામાં આવે છે અને અમને આશા છે કે અમે તમને વિજયતિલક કરીને પાછા સતારામાં બોલાવવાને ભાગ્યશાળી થઇશું," તે વખતે તો ચીમણાજીની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં અને મહારાજના પગને વંદન કરીને તે કૃતજ્ઞતાના બે શબ્દો બોલવા જતો હતો પરન્તુ હર્ષથી તેની છાતી તો એવી ભરાઇ ગઇ હતી કે તે કશું બોલી શક્યો નહિ અને શાહુએ તેને પોતાને હાથે બેઠો કરી કહ્યું: "બાલાજી વિશ્વ-નાથના પુત્ર! તમારી એકનિષ્ઠા અને પરાક્રમની મને પ્રતીતિ છે: જાઓ, વિજય મેળવવાની તૈયારી કરો." ચીમણાજીને આ ઉત્તેજનસૂચક શબ્દોથી અત્યંત હર્ષ વ્યાપ્યો. દાભાડે અને પ્રતિનિધિ જેવા અંતરંગ શત્રુઓની સમીપમાં મહારાજે પોતાની આ પ્રમાણે કદર કરી તેથી તેને વિશેષ સ્વાત્માભિમાન ઉત્પન્ન થયું અને મનમાં બોલ્યોઃ "ખરેખર! મહારાજના પ્રતાપ આગળ એ બિચા-રાઓ મેંઢા જેવા છે! તેમને મારી નાંખવાને જ શું હું આજે ઉતાવળો થઇ ગયો હતો? નહિ, નહિ, જ્યાંસુધી મહારાજની અમારા ઉપર આ-ટલી કૃપા છે ત્યાંસુધી તેઓ ભલેને ગમે તેવી ખટપટ કરે! તેઓ અમારો વાંકો વાળ પણ કરી શકશે નહિ! મને સ્વારીપર મોકલવાનું ઠર્યું ત્યારે તેઓ બિચારા વગર મૂએ જ મરી ગયા જેવા–પતિતવદન દેખાતા હતા! પોતાની જ અસૂયાથી મરી ગએલાઓને પુનઃ શસ્ત્રથી મારવાની શી જરૂર છે?" અપ્પા એવા વિચારમાં નિમગ્ન થતો અને અંતરમાં સંતોષ ધારણ કરતો પોતાના નિવાસસ્થાનમાં પેઠો.

મંત્રણામાં વિશેષ વખત ગયો હોવાથી ચીમણાજી ઘેર આવ્યો ત્યારે રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. રસોઇ ક્યારનીએ તૈયાર થઇ ચૂકી હતી અને નોકર–ચાકર સૌ તેના આગમનની જ રાહ જોઇ બેઠાં હતાં; પરન્તુ ચીમણાજીને અત્યારે ભોજનનું કે ભોજનના સમયનું બિલકુલ ભાન નહોતું દિવાનખાનામાં આવીને તેણે વસ્ત્રો ઉતારવા માંડયાં એટલામાં તે ચમક્યો: એક બાજુએથી કાંઇ મધુર ગીત આવતું તેના શ્રવણ સાથે અથ-ડાવા લાગ્યું. સ્વર તુરત જ ઓળખાઇ ગયો. અંગરખાની કસો છોડતાં તેના હાથ ત્યાં જ સ્થિર થઇ ગયા અને જે ઓરડા તરફથી ગીત આવતું હતું તેની નિકટમાં જઈ તેનાં બંધ દ્વારની ઓથે ઊભા રહી પરવશ ચિત્ત ગીત સાંભળવામાં તે મુગ્ધ બન્યો:

રણમાંથી પીઠ ફેરવી આવ્યા, નહીં ઉઘાડું દ્વાર,
સમરાંગણમાં મરી સ્વર્ગને, સાધ્યું કેમ ન સાર? રણમાંથી.
'મારૂં કે મરૂં' બિરદ ક્ષત્રીનું વિસર્યા રણમોઝાર,
પૂર્વજ કેરા યશ નિર્મળને કીધો મલિન અપાર ! રણમાંથી.
રણશૂરા ! ક્યાં શૌર્ય ગયું તમ ? કેમ કર્યો ન જોહાર?
મુખ કાળું લઇ પાછા આવ્યા, વિસર્યું ન ક્યમ ધરણાર ? રણમાંથી.
આર્યો ઉભેલા જોઈ બારણે, લજ્જિત થઉં બહુ વાર,
વીરસુતા અમે, હાય ! શું છઇએ, કાયર પતિની નાર ? રણમાંથી.
શૂરી સતીના સમરવિમુખ પતિને હો કોટિ ધિક્કાર,
અબળા સરખા અબળ છતાં, ક્યમ વ્યર્થ મૂછોનો ભાર ? રણમાંથી.
જાઓ પાછા સમરાંગણમાં, કરો સુયશ-વિસ્તાર,
રિપુને મારો કિંવા મરજો, ન ત્યજો સ્વર્ગવિચાર. રણમાંથી.
જ્યારે પાછા ફરશો પ્રીતમ, પ્હેરી વિજયનો હાર,
હર્ષે વધાવી કાળજડાનાં ખોલીશ સ્નેહ સુદ્વાર. રણમાંથી.
નહિતો મરજો લડતાં રણમાં, મળીશું સ્વર્ગ મોઝાર,
પણ અત્યારે મુખ નહિ જોઉં, નહીં ઉઘાડું દ્વાર. રણમાંથી.

ગીત પૂરૂં થયું. 'નહીં ઉઘાડું દ્વાર' એ પદ પ્લુતોચ્ચાર સાથે બે-ત્રણ વાર સંભળાયો. ગીતના પ્રત્યેક પદમાં પરિપૂર્ણ વીરરસ ઉછળી રહ્યો હતો અને ગાનારી રમણીના કંઠે તેને વધારે ખીલવ્યો હતો. પોતાની પત્નીના કંઠમાં-ગળાની લ્હેકમાં વીર રસની આટલી ઉંચી ઝમક રહેલી છે તે ચીમણાજીએ આજે પહેલી જ વાર જાણ્યું. "આજે વળી એક નવા વિગ્રહના આરંભની મંત્રણા ચાલવાની છે" એવું જણાવીને જ્યારે ચીમણાજી ઘેરથી નીકળી રાજમહાલય તરફ જતો હતો, ત્યારથી જ લક્ષ્મીબાઇને આજે યુદ્ધના જ વિચારો આવ્યા કરતા હતા. અત્યારે તે સ્વામીના પ્રત્યાગમનની રાહ જોતી જ પોતાના શય્યાભવનમાં એક બારી પાસે ઊભી હતી અને એકાંત હોવાથી જરા ખુલ્લા કંઠે જૂદાં જૂદાં વીરરસનાં જ યુદ્ધ-ગીતો ગાતી કાળક્ષેપ કરતી હતી. આવાં ગીતો ચીમણાજીએ લક્ષ્મીબાઇને મ્હોંએથી ઘણીએ વાર સાંભળ્યાં હતાં, છતાં આજના ગીતમાં તેને ઘણું નવું તત્ત્વ જણાયું કારણકે લજ્જા કે ભયના જરા પણ સંકોચ વિના, શાંત-શીતળ રાત્રિને સમયે અને ખુલ્લે કંઠે એ ગાન ગવાતું હતું-વિશેષમાં ચીમણાજીને તે ગાન ગુપ્ત રહીને શ્રવણ કરવાનો પ્રસંગ મળ્યો હતો !

ગાન પૂરૂં થતાં શાંતિ પથરાઇ. ચીમણાજી તે શાંતિનો ભંગ કરતો ઓરડામાં લક્ષ્મીબાઇ સાંભળે તેવા ઉચ્ચ સ્વરથી બોલ્યો: "હું ર ..."

પાછો આવ્યો નથી, પરન્તુ રણક્ષેત્રમાં જવા માટે આવ્યો છું; તો આવો રોકડો જવાબ નહિ સંભળાવતાં દ્વાર ઉઘાડો, સુન્દરી !"

લક્ષ્મીબાઇ આ આકસ્મિક શબ્દો સાંભળીને બહુ શરમાઇ ગઇ અને તુરત જ દ્વાર ઉઘાડી લજ્જિત વદનને બાજુએ ફેરવી નીચું જોઇ ઊભી. તેની એ અવસ્થા જોઇને ચીમણાજીથી હસ્યા વિના રહેવાયું નહિ. એક વિકટ હાસ્ય કરીને તે બોલ્યોઃ "આજે આવો રોકડો જવાબ મળશે એવી મને કલ્પના સુદ્ધાં નહોતી."

"એમાં મેં રોકડો જવાબ શો આપ્યો વારૂ ?" લજ્જિત થતા વદનમાંથી તીણા કંઠના શબ્દો નીકળ્યા.

"વાહ વાહ ! ઘરનું દ્વાર ઉઘાડવાની પણ હમણાં જ ના કહેતાં હતાં તે ભૂલી જ ગયાં કે શું ?"

"બર્જું ! આવો ઉલટો અર્થ તે શું લેતા હશો ? તમારી સહ જોઇને બેઠી હતી, અને આજે રોજ કરતાં જરા મોડું થયું છે એટલે વખત ગાળવાને જરા ગીત ગાતી હતી, તેમાં તો તમે મને ગળામાંથી પકડો છો !"

"એ તો ઠીક; પણ એ ઉપરથી મને એક પ્રશ્ન કરવાનું સૂજી આવ્યું છે. આજે મહારાજ તરફથી મને કોંકણમાંના ફીરંગીઓ ઉપર સ્વારી લેઇ જવાની આજ્ઞા થઈ છે. વસઇનો કિલ્લો હાથ કરવાનું ફરમાન પણ થયું છે. ન કરે નારાયણ ને કદાચ તેમાં હું નિષ્ફળ થઇને પાછો આવું, તો પછી તમે મને આવો જ રોકડો જવાબ સંભળાવો, એમ તો ખરૂંને ?"

"હા, એક વાર નહિ પણ સો વાર ! અમે વીરપિતાની પુત્રીઓ વીર પતિની પત્નીઓ જ હોઇ શકીએ અને કાયર પતિનું મુખદર્શન અમે નહિ કરીએ; તમને સ્વારીમાં જવાનું ફરમાન થયું એ વાત જાણીને આ કાળજામાં કેટલો ઉલ્લાસ ઉભરાયો છે, તે તમારે જોવો છે ? લાવો તમારી સમશેર, એટલે હું તે ચીરી બતાવું !" એમ બોલતાં જ લક્ષ્મીબાઇએ ચીમણાજીની કમરે લટકતી સમશેરની મૂઠ પકડી અને ચીમણાજીએ તેને સમશેર બહાર કાઢતાં અટકાવી.

ચીમણાજીએ સસ્મિત વદને પણ ગંભીર ભાવથી કહ્યું: "હં, હં, ત્યારે અમે મોડા કે વ્હેલા રણભૂમિમાં મરીએ અને તમે સ્વતંત્રપણે મ્હાલો એવી જ ઇચ્છા રાખો છો કે ?"

આ શબ્દો સાંભળીને લક્ષ્મીબાઇ જરા અકળાઇ. તેનાથી કશું બોલાયું નહિ. પોતાના કથનના મર્મથી સ્વામીના અંતઃકરણમાં અન્યથા ભાવ જાગૃત થયો છે, અને પોતાની પતિભક્તિ તરફ સ્વામી શંકાશીલ થયા છે

એવો વિચાર અંતરમાં ભાગી આવ્યો. તેને એથી જરા માઠું લાગ્યું. માત્ર એક જ ક્ષણમાં આંખમાંથી ડબડબ આંસુ પડી ગયાં.

ચીમણાજી મર્મમાં બોલતો ગાવા લાગ્યો :

(ગીતિ)

" બાહ્ય વિશુદ્ધિ બતાવી, કપટ કાળજાતણું ઢાંકનારાં,
" આંસુ પાંપણે બાંધ્યાં, વચનવિદગ્ધ વિલાસિની વનિતાનાં ! "

સ્વામીના આ શબ્દો લક્ષ્મીને ભયાનક ઉદ્વેગ ઉત્પન્ન કરનાર થઇ પડ્યા. પોતાની સ્વામીનિષ્ઠા વિષે પતિનું અંતર કલુષિત થયું હોવાની તેની ખાત્રી થવા લાગી. પૂર્વે પોતે કદાપિ નહિ સાંભળેલાં વચનો આજે પતિના મુખમાંથી નીકળેલાં સાંભળી તે પોતાના જીવનને અફળ ગએલું માનવા લાગી તથા પોતાના ભાગ્યને દોષ આપવા લાગી. મનમાં બહુ જ અકળાઇને મુખને બીજી દિશાએ ફેરવી તે બોલી: " નાથ ! આપ યુદ્ધમાં જવાના છો એવા મંગળ પ્રસંગે આ કપટી કાળજાની સ્ત્રીનું મુખ આપે જોવું ઉચિત નથી, તેથી હું જઉ છું. " એટલું બોલતાં જ લક્ષ્મી ત્યાંથી ચાલતી થઈ.

દશ-બાર ડગલાં સુધી તો ચીમણાજીએ તેને જવા દીધી, પરન્તુ પછી તુરત દોડીને તેને પકડી લીધી અને અટ્ટ હાસ્ય કરતાં કહ્યું: " બહુ થયું, બહુ થયું હવે, થોડી વારની ટોળમાં આટલી અકળામણ શાને ? "

સરલ સ્વભાવની લક્ષ્મી સ્વામીના મુખમાંથી ' ટોળ ' શબ્દ સાંભળીને કાંઇક ચમકી. અશ્રુનો ઊભરો પુનઃ આંખમાં જ સમાઇ ગયો. સ્વામીના સપ્રેમ ચુંબને તેના મ્લાન કપોલને પુનઃ અરૂણશ્રીની શોભા અર્પી. ગદ્ગદ્ કંઠને જરા જોરથી ખેંચીને લક્ષ્મી બોલી: " બળ્યું, આવી ટોળ ફરી કરશો નહિ ! મને તો એમ જ સૂજ્યું હતું કે આટલાં વર્ષ પછી મારો જન્મારો અફળ ગયો ! એકદમ ગભરાવી નાંખે તેવી ટોળ જોજો હવે કદાપિ કરતા ! પતિનાં પરાક્રમો જોઇને તથા તેમની યશઃકીર્તિ સાંભળીને સતીઓને આનંદ થાય એ સ્વાભાવિક નથી શું ? અને તેવી વીર સતીઓને પતિ શૌર્યપૂર્વક લડતાં મરણ પામવાની ખબરથી કેટલો આનંદ થાય છે તથા પતિ પીઠ બતાવીને પાછો ફરે તે જોઇને કેટલો ખેદ થાય છે તે સમજવાને તમે કઠણ હૃદયના પુરૂષો યોગ્ય નથી, માટે પ્રભુને પ્રાર્થના કરો કે આવતા ભવમાં સ્ત્રીનો અવતાર આપે ! " એમ બોલતાં પતિની આંખોની સાથે આંખો મિલાવી લક્ષ્મી ખડખડ હસી પડી.

" સત્ય છે, મારી ગૃહલક્ષ્મી ! સ્ત્રીના અંતરનો અનુભવ સ્ત્રીજના

અનુભવ વિના અશક્ય જ છે, અને તેથી જ અમારાં પરાક્રમોની અર્ધ કીર્તિની તમે સ્ત્રીઓ પણ વિભાગિની છો."

"જુઓ, આજે તમારી ટોળે મોટું નુકસાન કર્યું. પતિ શુભ કાર્યપર જાય, ત્યારે અમંગળસૂચક આંસુ ન પડવાં એવો મારો નિયમ છે અને આજે તમે એ નિયમનો ભંગ કરાવ્યો."

"નહિ, નહિ, સ્ત્રીના હૃદયની કોમળતાની સાક્ષી આપનારા અને તેની સદ્‌ગુણપ્રિયતા ઉપર પ્રકાશ પાડનારા પવિત્ર અશ્રુજળને અમંગળ કોણ કહે? એ અશ્રુ તો મારામાં પ્રસંગોપાત્ત ભીમની શક્તિ, અર્જુનનું શસ્ત્રનૈપુણ્ય અને રામચંદ્રનું પરાક્રમ ઉત્પન્ન કરશે."

લક્ષ્મી કાંઇક લજ્જિત થતી સપ્રેમ બોલી: "નાથ! એ તમે શું બોલ્યા? તમે યુદ્ધભૂમિપર હો તે વખતે તમને અમારી સ્મૃતિ થાય અને અશ્રુમય મૂર્તિ તરફ લક્ષ જાય, તો પછી યુદ્ધકાર્યમાં ખામી આવે, એ શું અમારા તરફથી તમને સાહાય્ય મળી ગણાય? એ રીતે તો અમે તમારા કાર્યમાં અંતરાય પાડનારી જ થઇએ."

ચીમણાજી આવેશપૂર્વક બોલ્યો: "નહિ, નહિ, એ આંસુ કોઇ ભીરૂ સ્ત્રીનાં નહિ પણ વીરપત્નીનાં છે! એ અશ્રુના એક બિંદુને માટે તો શત્રુના રૂધિરનાં હજારો બિંદુ મારે વહેવડાવવાં પડશે; માટે હું તો સઘળાં શુકનોમાં એ અશ્રુનાં શુકનને શ્રેષ્ઠ સમજું છું. સમરભૂમિપર જ્યારે જ્યારે મને તારી આ મૂર્તિ સાંભરશે, ત્યારે ત્યારે મને વિલક્ષણ શૌર્ય ચડશે અને જય પ્રાપ્ત કરીને તારૂં દર્શન કરવા માટે પ્રત્યેક ક્ષણે હું ઉત્સુક રહીશ."

ખુદ પતિને મ્હોંએ થએલી પોતાની સ્તુતિ સાંભળીને સ્ત્રીને ઉમંગ સ્ફુરે એ સ્વાભાવિક છે. સ્વામીના શબ્દો સાંભળીને લક્ષ્મી તો ભૂમિ તરફ દૃષ્ટિને સ્થિર રાખી સ્તબ્ધ ઊભી રહી. અંતર્‌માં કિંચિત અભિમાનવતી બનેલી પરન્તુ પોતાના સરળ સ્વભાવવડે નમ્ર રહેલી લક્ષ્મી બોલી: "પણ એમાં મારી આટલી બધી સ્તુતિ શામાટે કરવી જોઇએ? એ વાત હવે જવા દો અને કૂચ ક્યારે કરવાની છે તે જણાવો."

"કૂચ કરવાને હજી કાંઇક સમય લાગશે કારણકે ઘણી તૈયારીઓની હજી જરૂર છે; પણ આ વાગ્વિનોદમાં પેટનો ખાડો પ્રતિક્ષણે વધતો જાય છે એ ભૂલી જ ગયાં કે શું?"

લક્ષ્મી સ્મિત કરતી—સ્વામીના બાહુપાશમાંથી છૂટી રસોડા તરફ ચાલી. ચીમણાજી તેની પાછળ પાછળ ગયો.

---

# પ્રકરણ ૮ મું.

## વિશ્વાસરાવ.

બીજા દિવસના પ્રભાતમાં બાજીરાવ નિત્યકર્મથી પરવારીને પોતાની બેઠકમાં આવ્યો, તે વખતે અનેક રાજકર્મચારીઓ તેને મળવાને એકત્ર થઇને બેઠા હતા. આગલે દિવસે થએલો નિશ્ચય સઘળા સરદારોને અને નાના મોટા રાજકર્મચારીઓને વિદિત થઇ ચૂક્યો હતો એટલે સૌ કોઇ પોતાને આ નવી સ્વારીમાં કઇ કઇ પદવી મળે છે અને કયું કયું કામ સોંપવામાં આવે છે તે જાણવાને આતુર થઈ રહ્યા હતા. કોઇ પોતાના હાથ નીચેના લશ્કરને સ્વારીમાં જવાનો લાભ મળશે કે નહિ તે પૂછવાને આવ્યા હતા, કોઈ લડાઇની સામગ્રીને માટે વરદી લેવા આવ્યા હતા, કેટલાક સોદાગરો ઘોડા વેચવાને આવ્યા હતા ત્યારે કેટલાક લશ્કરની ખોરાકીની સામગ્રીનો અડસટ્ટો જાણવાને આવ્યા હતા. એક પછી એક સૌની સાથે બાજીરાવે વાતચીત કરી. પોતાની જાણમાં હતું તેટલા જવાબો તેણે પોતાને પ્રશ્ન પૂછનારને આપ્યા અને જાણ બહાર હતું તેટલું તે તે બાબતના કાર્યભારીઓને પૂછવાની તેઓને સૂચના કરી. કયા કયા લશ્કરી વિભાગોને સ્વારીમાં મોકલવા તે વિષેનો વિચાર સેનાપતિ દાભાડેની સાથે મળીને કરવાનો હતો એટલે તેનો સ્પષ્ટ ઉત્તર તે આપી શક્યો નહિ, પરન્તુ ચોક્કસ લશ્કરોને મોકલવાનો પોતાનો નિશ્ચય છે એટલો જવાબ તો તે આપી શક્યો. જે કોઇ કાંઇ પૂછતું તેનો શાન્ત ચિત્તે જવાબ આપીને તે વિદાય કરતો. ત્યાં બેઠેલા એક પછી એક જણને બોલાવી બોલાવીને તેણે સૌને ઉત્તરો આપ્યા અને એ સઘળું કામ પતાવતાં બે પ્રહર વીતી ગયા. હવે બેઠક ખાલી થઇ ગઇ. તેનો વિશ્વાસુ માણસ એક માત્ર વિશ્વાસરાવ ત્યાં બેસી રહેલો જણાયો. બાજીરાવે તેના ભણી નજર કરી પરન્તુ તેને કશું પૂછ્યું નહિ, તેમ જ તે શા કામે આવ્યો હતો તે જાણવાની તેણે ઇચ્છા બતાવી નહિ.

વિશ્વાસરાવ શાન્ત બેસી રહ્યો. બાજીરાવે પોતા તરફ નજર કરી છતાં તેણે પોતાને કશું પૂછ્યું નહિ એ જોઇને તેના મનને કિંચિત્ દુઃખ થયું. બાજીરાવ કેટલાક દસ્તાવેજો તપાસવામાં રોકાયો હતો એટલે વિશ્વાસરાવ કશું બોલ્યા વિના બેસી રહ્યો. કેટલીક વારે બાજીરાવ જમવા ઉઠ્યો એટલે વિશ્વાસરાવે બાજીરાવની પાસે જઇને પૂછ્યું: "મહારાજ! સ્વારીમાં આ સેવકને શું કશી કામગીરી સોંપવામાં નહિ આવે?"

બાજીરાવે આસપાસ નજર કરી. કેટલેક દૂર ચાકરો બેઠા હતા તે વિના કોઇ નજીક જણાયું નહિ, એટલે તેણે કહ્યું: "વિશ્વાસરાવ! તું મારા ધ્યાનમાં જ છે, પણ અધીરો ન થા. આજે રાત્રે આવજે, અને બેઠકમાંથી બધા ચાલ્યા જાય તથા હું અને તું એકલા રહીએ ત્યાંસુધી ગુપચુપ બેસી રહેજે." એમ કહી બાજીરાવ ચાલ્યો ગયો.

તે આખો દિવસ બાજીરાવને બિલકુલ નિવૃત્તિ મળી નહિ. જે નવું કાર્ય આરંભવાનું હતું તેને અંગે અનેક પ્રવૃત્તિઓ ઉઘડી હતી અને તેની તૈયારીઓ ઉતાવળે ચાલતી હોવાથી પ્રત્યેક ક્ષણે તેને માથે અનેક પ્રકારનાં કાર્યોનો બોજો લદાએલો જ રહેતો. બાજીરાવે કહી રાખ્યા મુજબ વિશ્વાસરાવ રાત્રે બાજીરાવની બેઠકમાં આવ્યો, તો આખી બેઠક માણસોથી ભરાઇ ગએલી. સૌ કોઈ નવા યુદ્ધને અંગે પોતાને પણ કાંઈ પ્રવૃત્તિ સોંપવામાં આવે એવી આશા સાથે પેશવાની હજુરમાં હાજર થયા હતા. વિશ્વાસરાવ આવ્યો, ત્યારે તો બાજીરાવ બેઠકમાં પણ હતો નહિ. વિશ્વાસરાવે પૂછપરછ કરી તો જણાયું કે પેશવા પોતાના લઘુ બંધુ ચીમણાજીની સાથે અંદરના ખંડમાં કોઇ પ્રકારની ગુપ્ત મસલતમાં બેઠો હતો. થોડી વારે બન્ને બંધુઓ બહાર આવ્યા અને સૌએ ઊભા થઇ તેમને માન આપ્યું. પેશવાએ ગાદી ઉપર બેઠક લીધી અને ચીમણાજી ચાલ્યો ગયો એટલે સૌ પાછા બેસી ગયા. હવે બાજીરાવ સૌની પૃચ્છાના ઉત્તરો આપવામાં રોકાયો. મોડી રાતસુધી એ કામ ચાલ્યું. મધરાત વીતી ગઇ એટલે એક ચાકરે આવી કહ્યું: "મહારાજ! મધરાત થઈ ગઈ છે, હવે બિછાને પધારશો?" બાજીરાવે જવાબ આપ્યો: "આજનું કામ કાલ ઉપર રાખીને હું સૂવાનો નથી, માટે ફરી મને સુવાને કહેવા ન આવતો." ચાકર ચાલ્યો ગયો. એક પ્રહર પછી સઘળું કામ પૂરૂં થયું. બેઠક ખાલી થઇ ગઇ. એક બે ચાકરો અને વિશ્વાસરાવ માત્ર બેઠકમાં રહ્યા એટલે પેશવાએ ચાકરોને બેઠકમાંથી બહાર જવા કહ્યું અને વિશ્વાસરાવને પાસે બોલાવ્યો. ઉમંગથી ઉછળતે હૃદયે વિશ્વાસરાવ પેશવાની પાસે જઇને શિર ઝુકાવીને હાથ જોડી બેઠો.

બાજીરાવ ક્ષણભર શાંત બેસી રહ્યો અને બોલ્યો: "વિશ્વાસરાવ! ફીરંગીઓની સામે વિગ્રહ આરંભવાનું કારણ કેવી રીતે ઊભું થયું તે તું જાણે છે. એક સ્વકર્ત્તવ્ય અને બીજું ગુરૂજીની આજ્ઞા, એ બે બાબતો કારણીભૂત છે, અને તેમાંની એકે બીજી કરતાં ઓછી અગત્યની નથી; પરન્તુ સંયોગો ઘણા મુશ્કેલીવાળા ઉપસ્થિત થયા છે. જ્યારે આ વિગ્રહનો આરંભ કરવાનો મેં વિચાર કર્યો ત્યારે તે કાર્ય મને જેટલું સાધારણ લાગતું હતું તેથી વ-

ધારે મુશ્કેલ અત્યારે લાગે છે. આપણે નિર્બળ છીએ અને ફીરંગીઓ સબળ છે એ કારણ નથી; પરન્તુ કારણ આપણી અંદર સરખાઈ નથી એ છે. બાહ્ય શત્રુને વશ કરવાનું જેટલું સહેલું છે એટલું હિત શત્રુને વશ કરવાનું કઠીન છે બલકે તેનાથી ચેતતા રહેવાનું કાર્ય બજાવવામાં જ અહુ બળ વાપરવાની જરૂર પડે છે. આ સ્થિતિમાં અત્યારે હું મેલાએલો છું, અને એ મુશ્કેલ સંયોગોને લગતા જ કોઇ મુશ્કેલ કાર્યની સોંપણી હું તને કરવા ઇચ્છું છું.”

“અહો, પ્રભુ ! એ તો આપની મારાપર અત્યંત કૃપા થઇ કહેવાય. આપનાં ગુપ્તમાં ગુપ્ત કાર્યો આપ મને સોંપો એટલા વિશ્વાસને પાત્ર થવા માટે હું આપનો જેટલો આભાર માનું—

બાજીરાવ વચમાં બોલ્યોઃ “વિશ્વાસરાવ ! હું તને પૂછું છું કે તને શું જોઇએ છે ? તને શી પ્રિય વસ્તુની જરૂર છે ? તને ધન જોઇએ છે ? સ્પષ્ટ કહેજે, પરમેશ્વરને માથે રાખીને કહેજે.”

“ના, મહારાજ ! મને ધન જોઇતું નથી. સ્વામીભક્તિ, મરાઠી રાજ્યની ઉન્નતિ એ મને પ્રિય છે અને તેને લગતાં કાર્યોવડે મારી કીર્તિ વધે એ માત્ર અભિલાષા છે.”

“હજી પણ કહી દેજે કે તને સ્વામીભક્તિ કીર્તિને માટે પ્રિય છે કે ધનને માટે ?”

“કીર્તિને માટે જ પ્રભુ ! આત્માના સોગન લઇને એ વાત હું આપને કહું છું.”

“તો સ્વામીભક્તિ બે રીતે થશે અને કીર્તિ પણ બે રીતે મળશે. એક રીતે ઇશ્વરને માથે રાખીને મારા વિશ્વાસમાં રહેવાથી અને બીજી રીતે મારા સામા પક્ષના દાભાડે અને પ્રતિનિધિના મંડળના વિશ્વાસમાં રહેવાથી. હું તને પ્રાર્થના કરીને કહું છું કે જો આ મહારાષ્ટ્રીય રાજ્યની ઉન્નતિનો—તારી જન્મભૂમિના ઉદયનો તું અભિલાષી હોય તો તેમાંના કોઇ એક પક્ષનો વિશ્વાસુ માણસ બનીને રહે, પરન્તુ જો તું મારી સામેના પક્ષનો માણસ હોય તો હું તને કહું છું કે મારાપર દયા કરીને–મરાઠી ગાદી ઉપર ઉપકાર કરીને મારા વિશ્વાસનો દુરૂપયોગ નહિ કરતાં તેમની પાસે ચાલ્યો જા; મને તેથી બહુ જ આનંદ થશે.”

વિશ્વાસરાવની આંખમાં આંસુ આવી ગયાં. તેની છાતી ભરાઇ આવી. તેનાથી બોલાયું નહિ.

બાજીરાવ આગળ બોલ્યો: "વિશ્વાસરાવ ! તું જાણે છે કે જેઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ મેલવામાં આવે છે તેઓના ખોળામાં રાજ્યનું માથું મૂકવામાં આવે છે. તું દેશભક્ત હો કિંવા ન હો, પરન્તુ દેશદ્રોહી તો નથી જ એવી મારી ખાત્રી છે અને તેથી તને સમજાવીને–વિનતિ કરીને હું કહું છું કે મારી સાથે કિંવા મારી સામેના પક્ષની સાથે દગો રમીશ નહિ ! તારા દગાની અસર મને કે તને તો થશે કિંવા નહિ થાય, પરન્તુ તેથી સમસ્ત રાજ્ય ઉપરનો ફટકો પડશે જ, અને તેથી જો તારા પેટમાં સ્વલ્પ પણ દગો હોય તો તે દૂર કરજે. એટલો ઉપકાર કરીશ તો ઇશ્વર તારા ઉપર રાજી રહેશે."

વિશ્વાસરાવ બોલ્યો: "મહારાજ ! આ દીન સેવકનું હૃદય શું હજી પણ આપ સમજી શક્યા નથી ! આટલો અનુભવ અને આટલો પરિચય કરી પણ અસર કરી શક્યો નથી ? પ્રભુ ! હું એક માત્ર શાહુ મહારાજનો અને પેશવા બાજીરાવનો અનન્ય વિશ્વાસુ સેવક છું–મારા વડીલોની કીર્તિપર જરા લક્ષ રાખો મહારાજ ! મારે માટે આવી ભયંકર શંકાને સ્થાન, તેથી મને બહુ દુઃખ થાય છે કૃપાવંત !" એમ બોલતો વિશ્વાસરાવ બાજીરાવના ચરણમાં લોટી પડ્યો.

બાજીરાવે તેને પોતાના ચરણમાંથી ઉઠાડતાં કહ્યું: "વિશ્વાસરાવ ! તું દિલગીર ન થા. મને તારા પર અવિશ્વાસ નથી, પરન્તુ સામો પક્ષ જે ખટપટ ચલાવ્યાં કરે છે તેને લીધે મારે સાવધ રહેવું પડે છે અને સાવધાનતાને માટે મારે તારી ખાત્રી કરવાની જરૂર હતી, કારણકે હું તને ઘણું જ જોખમનું અને વિશ્વાસુ કામ સોંપવા માંગું છું. એ કામ એવું છે કે જો તું જરા બેવફા થાય તો અમારા જ નિકંદનમાં તને વિજય મળે અને તેની માઠી અસર એ થાય કે એક વાર આ સમર્થ રાજ્ય ડોલી જાય ! તારી વફાદારીની ખાત્રી તો હું અનેક પ્રસંગે કરી ચૂક્યો છું, પરન્તુ તને કામ સોંપતાં પહેલાં તું મારાથી દગો રમતો હોય તો તને સહીસલામત રીતે દૂર કરવાની મારી ઇચ્છા હતી અને તેટલા માટે મેં તને આ વિનતિ કરી હતી: હજી પણ હું તને છેવટને માટે કહું છું કે જો તારૂં ચિત્ત દ્વિધા હોય તો તું ચાલ્યો જા, હું તને ધન આપું અને તું સહીસલામત ચાલ્યો જા, ઇશ્વરના સોગંદ લઇને કહું છું કે હું તારો વાંકો વાળ પણ કરીશ નહિ અને અત્યારસુધી તું મારી સાથે દગો રમ્યો હોય તો હું તને આત્મસાક્ષીએ માફી આપીશ."

વિશ્વાસરાવ બોલ્યો: "મહારાજ ! જે વખતે રાજ્યમાં કંટકો વેરાએલા હોય તે વખતે સંભાળીને પગ મેલવાની આપની દક્ષતા ઉચિત

જ છે અને તે કારણથી મારી વફાદારીને માટે આપ શંકાશીલ થયા હો તો મારાં આંસુને માટે મને માફ કરો; પરન્તુ પ્રભુ! આપ નિશ્ચય માનજો કે વિશ્વાસરાવને સત્કર્મથી મેળવેલી કીર્તિ વિના બીજી અપેક્ષા નથી. તે મહારાજા શાહુરાજ અને પેશવા બાજીરાવ પ્રત્યે એકનિષ્ઠ છે અને તેનું ચિત્ત દ્વિધા થઇ પોતાના પૂર્વજોની કીર્તિને કલંક નહિ લગાવે તે નિશ્ચિત માનજો."

"ધન્ય છે તને વિશ્વાસરાવ! તારા જેવા રાજસેવકો વિના અમારે પેશવાઇનો અધિકાર સંભાળવો અને મહારાજને રાજ્ય ચલાવવું એ મુશ્કેલ જણાયા વિના રહે નહિ. જો સાંભળ, હું તને શ્રીમણાજીની સાથે મોકલવા ઇચ્છું છું."

"અહોભાગ્ય મારૂં કે મને મારૂં શૌર્ય બતાવવાનો પ્રસંગ મળશે."

"તને એક સિપાઇ કે સરદાર તરીકે મોકલવા ઇચ્છતો નથી, પરન્તુ આપણા લશ્કરના ચાર કિંવા ગુપ્ત દૂત તરીકેનું કાર્ય તારે કરવાનું છે."

"મહારાજ! એવું ક્ષુલ્લક કાર્ય મને?"

"નહિ, તે કાર્ય ક્ષુલ્લક નથી, સાંભળ. ચારનું કામ અત્યંત વિશ્વાસુ મનુષ્ય સિવાય બીજાને સોંપી શકાય નહિ અને તારામાં મારો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તે હું તને સોંપવા માંગું છું ચાર જો જરા દગો કર તો તે પોતાના માલીકનું માથું એક ક્ષણમાં ધડથી જૂદું કરાવી શકે અથવા તો આખી સેનાને તોપને ગોળે મરાવી શકે આવું મહત્ત્વનું અને ગુપ્તમાં ગુપ્ત કાર્ય તારા વિના બીજાને સોંપવામાં ગંભીર હાનિ રહેલી છે અને તેથી મેં આટલી ખાત્રી કર્યા પછી તને જ પસંદ કર્યો છે."

વિશ્વાસરાવ શરમાઇને નીચું જોતાં બોલ્યો: "આવા મહત્ત્વના કાર્યને મેં ક્ષુલ્લક કહ્યું તેથી મને પસ્તાવો થાય છે."

"એમાં પસ્તાવાની જરૂર નથી. મારૂં કથન સાંભળ. ચારના ધર્મો કઠીન છે. આંખોને હમેશાં ખુલ્લી રાખવી પરન્તુ મ્હોં ઉપર તાળું વાસી દેવું, કાનનાં બારણાં ખુલ્લાં રાખીને જે કાંઇ પ્રવેશ કરે તેને સ્મૃતિ રૂપી પટારામાં પૂરી મૂકવું એ તેના મુખ્ય ધર્મો છે. શત્રુની છાની યુક્તિઓ જોવામાં હમેશાં વિચક્ષણ રહેવું પરન્તુ નેત્રોની ચંચળતા શત્રુની દૃષ્ટિમાં ન આવી જાય એટલી સાવધાનતા રાખવી એ કાર્ય મુખ્ય અને અગત્યનું છે, નહિતો જીવતા માથાનો સોદો સમજવો. આટલા મુખ્ય ધર્મો ઉપર લક્ષ રાખજે અને પછી પ્રાસંગિક ધર્મોની વિચારણા તો તારા જેવો ચતુર જુવાન તુરત જ કરી શકે એવો મને વિશ્વાસ છે."

"આપનો બોધ શિરસાવંધ માનું છું."

"વિશેષ શ્રવણ કર, વિશ્વાસરાવ!

भवेत् स्वपरराष्ट्राणां कार्याकार्यावलोकने ।
चारचक्षुर्महीभर्तुर्यस्य नास्त्यन्ध एव ॥

એ પ્રમાણે પોતાના અને પારકા રાજ્યના કાર્યાકાર્યના અવલોકનમાં જે રાજા ચારની ચક્ષુથી જુએ છે તે અંધ રહેતો નથી, પરન્તુ ચાર વિનાનો રાજા તો આંધળો જ છે: તાત્પર્ય એ છે કે ચાર એ સમસ્ત રાજ્યના રત્નરૂપ નેત્ર છે. ધ્યાનમાં રાખજે, વિશ્વાસરાવ, કે તું અમારા નેત્રરૂપ છે. તું જ અમને આંધળા બનાવી શકે અને તું જ અમને આખા દેશનો પ્રકાશ બતાવી શકે; માટે તારા ધર્મોમાં ગફલત રાખીશ નહિ."

વિશ્વાસરાવની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. તે ઉપકારવશ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: "મહારાજ! આજે મારો અવતાર સફળ થયો. આપના અત્યંત વિશ્વાસને પાત્ર થવા માટે હું મને ધન્ય માનું છું. પ્રભુ! આપ નિશ્ચિંત રહેજો કે આપે મારામાં સ્થાપિત કરેલા વિશ્વાસનો દુરૂપયોગ નહિ જ થાય; ઇશ્વરે મારૂં નામ પણ વિશ્વાસરાવ યોજ્યું છે એ ભૂલતા નહિ."

"સાબાશ છે! જા હવે, કૂકડા બોલવાનો વખત થયો છે." બાજીરાવે વિશ્વાસરાવની પીઠ થાબડી અને વિશ્વાસ નમન કરીને ઉઠ્યો.

* * * * *

હર્ષથી ઉછળતે હૃદયે વિશ્વાસરાવ ઘેર આવ્યો. વિશ્વાસરાવ સંસારનો એક દુ:ખી યુવાન્ હતો. તેનાં માતાપિતા મરણ પામ્યાં ત્યારે વિશ્વાસરાવ દશ બાર વર્ષની વયનો હતો. થોડો વિદ્યાભ્યાસ કર્યા પછી તેને માથે માતા પિતાના મરણરૂપી સંકટ પડવાથી વિદ્યાભ્યાસ અટકી પડ્યો અને ઉદરનિર્વાહને માટે રાજ્યમાં નોકરી લેવી પડી. નોકરીના બદલામાં વિશ્વાસરાવને માત્ર પોતાના પોષણ જેટલું અનાજ મળતું અને તે એ રીતે ઉદરનિર્વાહ કરતો. માતા પિતા જે કાંઇ થોડું દ્રવ્ય મૂકી ગયાં હતાં તે વિશ્વાસરાવ જાળવી રહ્યો હતો. તેની એક મોટી બ્હેન હતી અને તેને સતારામાં જ પરણાવી હતી. કોઈ કોઈ વાર તે ભાઈની પાસે આવતી અને તેના કુશળ વર્તમાન જાણી આનંદ પામતી. વિશ્વાસરાવનાં આપ્તજનોમાં તેની બ્હેન સાવિત્રી સિવાય બીજું કોઇ નહોતું. પોતાની ચતુરાઇ અને ઉદ્યમીપણાથી વિશ્વાસરાવ ધીમે ધીમે આગળ વધીને બાજીરાવનો વિશ્વાસુ માણસ થયો હતો. આ નવા વિગ્રહમાં બાજીરાવે તેને ઘણું અગત્યનું પદ આપ્યું હતું અને તેનામાં

સંપૂર્ણ વિશ્વાસ સ્થાપિત કર્યો હતો, તેથી આનંદ પામતો વિશ્વાસરાવ ઘેર આવીને એકાન્ત ગૃહમાં—એકાન્ત શય્યામાં પડ્યો. મોડી રાત સુધીના ઉજાગરાને લીધે તેને તુરત નિદ્રા આવી ગઇ. હર્ષના અતિરેકને લીધે નિદ્રામાં તે મનોરમ સ્વપ્નું જોવા લાગ્યો. પોતે મહારાજા શાહુરાજની સમક્ષ કચેરીમાં ઊભો રહ્યો છે, મહારાજ તેને માનભરી પદવી અને વસ્ત્રદાન કરે છે, ઉપરાંત એક માનવંતા સરદારની પુત્રી વેરે તેનું લગ્ન કરે છે, એવો દેખાવ તે જોવા લાગ્યો. પરન્તુ એ સ્વપ્નનું સુખ આગળ વધે એટલામાં કોઇએ બારણું ઠોકવા માંડ્યું અને બૂમ મારી: "ભાઈ વિશ્વાસરાવ!"

વિશ્વાસરાવ તુરત જાગી ગયો. સ્વપ્નનો આભાસ હજી દૂર થયો નહતો એટલે પોતાને કોણે બોલાવ્યો તેનું હજી તેને ભાન નહોતું એટલામાં તેના નામની બીજી બૂમ સંભળાઇ. સ્વરને તે તુરત ઓળખી શક્યો નહિ, પણ બારણે કોઇ પોતાને બોલાવે છે એટલું તો નિશ્ચિત થયું. તે સત્વર ઉઠ્યો અને બારણું ઉઘાડ્યું તો પોતાની બ્હેન સાવિત્રી જ નજરે પડી!

"કોણ? મોટી બ્હેન! અત્યારે ક્યાંથી? આટલી મોડી રાત્રે શું કામ પડ્યું!"

સાવિત્રી કશું નહિ બોલતાં ઘરમાં પેઠી. વિશ્વાસરાવ બ્હેનની સાથે સાથે ઓરડામાં આવ્યો. સાવિત્રી ઓરડામાં આવીને એક ભીંતને અઢેલીને બેઠી અને ધ્રુસ્કે રડી પડી. વિશ્વાસરાવ આશ્ચર્યથી દિગ્મૂઢ બન્યો અને બોલ્યો: "પણ એટલું શું છે બ્હેન? આમ એકાએક રડવાનું કારણ શું?"

સાવિત્રીના મુખમાંથી કશો ઉત્તર નીકળ્યો નહિ. તે રડીને હૃદય ખાલી કરે ત્યાંસુધી વિશ્વાસરાવ મૌન બેસી રહ્યો.

સાવિત્રી બિચારી એક દુઃખી સ્ત્રી હતી. તેનો પતિ ધનાજી એક દુર્વ્યસની અને જુગારી પુરૂષ હતો. રાજ્યમાં તેને દસ રૂપિયાની નોકરી માત્ર હતી પરન્તુ એ પૈસા ભાગ્યે જ કોઇ વાર ઘેર આવતા. જ્યારે પૈસા હાથમાં આવતા ત્યારે કલાલને ત્યાં તથા જુગારી મિત્રોમાં તે થોડા જ વખતમાં પૂરા થઇ જતા, છતાં ઘર આગળ જો ખાવાનું તૈયાર ન હોય તો તેના ક્રોધનો પાર રહેતો નહિ! ધનાજીને બે સ્ત્રીઓ હતી. તેમાંની સાવિત્રી મોટી હતી અને તેના ઉપર નાની તારાને શોક્ય લાવવામાં આવી હતી! જ્યારે જ્યારે ધનાજીને ઘર આગળ ક્રોધ કરવાનું કારણ મળતું, ત્યારે ત્યારે તે ક્રોધ સાવિત્રી ઉપર જ ઉતરતો. તારા ધનાજીની માનીતી સ્ત્રી હતી એટલું જ નહિ, પરન્તુ સાવિત્રી સ્વામીને તેની કુટેવો માટે ઠપકો આપતી અને કોઇ વાર પડોશીઓમાં ફજેત કરતી, ત્યારે તારા પોતાની શોક્ય-

ની નિંદા કરીને પતિનું વ્હાલ મેળવતી ! કોઇ વાર ઘરમાં અનાજ ન હોય અને કશું રાંધ્યું ન હોય તોપણ ધનાજી ગમે ત્યાંથી લાવીને તારાને ખવાડતો એટલું તેના પર વ્હાલ હતું. આખો દિવસ કશું ખાવાનું ન મળ્યું હોય એવા બે-ચાર દિવસો ધનાજી અને સાવિત્રીને દર મહિનામાં વીતાડવા પડતા, પરન્તુ માનીતી તારાને કોઇ વાર ભૂખી રાખવામાં આવતી નહિ. ધનાજીનો નાનો ભાઇ કાન્હુજી સારો હતો અને મહીને આઠ-દસ રૂપિયા પેદા કરી લાવતો તેને આધારે જ ગૃહવ્યવહાર ચાલતો હતો, તોપણ કોઇ વાર કાન્હુજીને પણ કડાકા થતા. મોટા ભાઇના આકળા સ્વભાવનો વિચાર કરીને તે તેને કશું કહેતો નહિ અને ચાલુ પરિસ્થિતિમાં સંતોષ માનતો હતો.

સાવિત્રીનું આ દુઃખ વિશ્વાસરાવના જાણવા બહાર નહોતું. ઘરના કોઇ કલહને લીધે સાવિત્રી અકળાઇને આટલી મોડી રાત્રે પોતાને ત્યાં આવી હોવી જોઇએ એવું તેણે અનુમાન કર્યું. કેટલીક વારે તે શાન્ત થઇ એટલે વિશ્વાસરાવે તેને ધીરેથી પૂછ્યું: “મોટી બહેન ! શું કાંઇ ઘરમાં કંકાસ થયો છે ?”

“ભાઇ ! કંકાસની ક્યાં નવાઇ છે ?” સાવિત્રી ઉત્તર આપતાં બોલી: “મારા દુર્ભાગ્યનો કાંઇ પાર નથી.”

“પણ શો પ્રકાર બન્યો તે મને કહેવામાં વાંધો છે ?”

“વાંધો શાને હોય ? વાંધો હોય તો આટલી રાત્રે હું આવું જ શાને ? ઘરમાં સૌને ગઇ કાલથી કડાકા થાય છે ! બળ્યું, ભૂખ્યા રહેવાથી પણ જો આ દેહનો અંત આવી જતો હોય તો સારૂં, પણ ઇશ્વર એટલી કૃપા પણ કરતો નથી. કોઇ જુગારીઓનું દેવું કરીને ઘેર આવ્યા છે અને તેમના હાથનો માર ખાવાની બીકને લીધે ઘરની બહાર નીકળ્યા નથી. બીજાં સૌ ભૂખ્યાં મરે એની કશી ચિંતા નથી, પણ પેલી નવી ભૂખી છે તેથી ક્યારના ધમપછાડા કરી રહ્યા છે ! બહાર જઇ શકતા નથી, નહિતો પાઘડી વેચીને પણ એ રાંડનું પેટ ભરે ! ગઇ સાંજના મને પજવી રહ્યા છે અને કહે છે કે ગમે ત્યાંથી નવીને માટે શેર આટો લાવી આપ ! ઘરની આબરૂ એવી કે પાડોશીઓ કોઇ આપે નહિ ! છેવટે તેમના ત્રાસથી કંટાળીને, ભાઇ ! શોક્યને ખવડાવવા હું તારી પાસે આટો લેવા આવી છું ! શું કરૂં ? મારૂં દુઃખ હું બીજાં કોને કહું ?”

વિશ્વાસરાવે ઉંડો નિસાસો નાંખ્યો. તેની આંખમાં પણ આંસુ આવી ગયાં. બહેનનું પાનું કુલાંગાર પતિની સાથે પડ્યું તેથી વિશ્વાસરાવના અંતરને બહુ દુઃખ થયું. તેણે સાવિત્રીને ધીરજ આપતાં કહ્યું: “બહેન ! હશે,

જેવું આપણું ભાગ્ય! પણ તમે ભૂખ્યાં છો તો જરા ખાઇ લો, અને પછી આટો લઇને જાઓ!"

"ભાઇલા! હજી તો એ ભૂખ્યા છે, મારા દિયર બિચારા સાંજના ભૂખ્યા જ સૂઇ રહ્યા છે અને હું કેવી રીતે ખાઉં?"

"ઘરમાં બધાં ભૂખ્યાં છે, તો મારી પાસે જે કાંઈ આટો અને અનાજ છે તે બધું લઇ જાઓ, મને હવે તેની જરૂર નથી, કારણકે થોડા દિવસમાં હું ચીમણાજી અપ્પા સાથે યુદ્ધમાં જવાનો છું. તમે તમારે અહીં ખાઇ લ્યો અને ઘેર જઇને સૌને ખવાડજો."

"એમને ભૂખ્યા રાખીને હું કેમ ખાઉ? સૌની સાથે હું પણ ઘેર જઇને જ ખાઇશ. પણ ભાઇ! તું યુદ્ધમાં જવાનો છે? એવી આકરી નોકરીપર હું તને નહિ જવા દઉ! બાપાના કુળમાં તું એક જ દીવો છે!"

વિશ્વાસરાવ બોલ્યો: "મોટી બ્હેન! પિતાજીએ મરાઠી રાજ્યની સેવા કરવામાં જ પોતાનું આખું જીવન ગાળ્યું હતું અને હું તેમનો પુત્ર શું બીજો માર્ગ લઉ? મહારાજ બાજીરાવની મારાપર અત્યંત કૃપા થઇ છે અને તેમણે મને ઘણા વિશ્વાસનું તથા મહત્ત્વનું કામ સોંપ્યું છે, જે માટે મારે પ્રભુનો આભાર માનવો જોઇએ."

"લડાઇમાં તે લડવા સિવાય બીજું શું કામ હોય? એમાં વળી વિશ્વાસનું બીજું કામ શું?"

"ના, બીજું જ કાંઇ કામ મને સોંપાયું છે અને તે કોઇને જણાવી શકાય તેમ નથી. પરંતુ જો ધનાજીની ઇચ્છા હોય તો હું તેમને બાજીરાવ મહારાજને કહીને સ્વારીમાં કાંઈ નોકરી અપાવું અને સાથે લઇ જઉ. અહીંની પજવણી મટશે અને તેથી બે પૈસાનો બચાવ પણ થશે. તમે તેમને પૂછી જોજો."

"અરે, બાજીરાવ મહારાજનું તો એમની પાસે નામ જ લેઇ શકાય નહિ! દિવસમાં પાંચસો વખત તે એમને ગાળો ભાંડે છે; એમના બીજા સોબતીઓ પણ એવા જ છે, એટલે તેમની સાથે એ પણ એમનું બૂરૂં બોલે છે! હશે, એ વાત જવા દે! તેમને બીજી નોકરીની વાત કહેવાની હિમત પણ હવે મારામાં રહી નથી! આ જીંદગીથી હવે તો હું કંટાળી ગઇ છું. ત્યારે હવે હું જઉ? પ્રભાત થવા આવ્યું છે. ઘેર સૌ ભૂખ્યાં અકળાતાં હશે."

વિશ્વાસરાવ બ્હેનના આટલા ભોળપણને માટે આશ્ચર્ય પામ્યો. જેઓ તેનો તિરસ્કાર કરે છે, તેને મારવા ધાય છે, ગાળો ભાંડે છે, તેઓની જ

ચિંતા આપત્તિના વખતમાં સાવિત્રીના અંતરમાંથી દૂર થતી નથી—એટલી બધી સરલતાએ વિશ્વાસરાવને મુગ્ધ કર્યો. આપ્તજન વર્ગ ઉપર સૌ કોઇના હૃદયમાં પ્રીતિ હોય છે, પરન્તુ પોતાને દુઃખ આપતાં આપ્તજનો ઉપરની મમતા તો કોઇના હૃદયમાં ટકી શકતી નથી, છતાં સુશીલ સાવિત્રીમાં એ વીરલ ગુણ પણ હતો. વિશ્વાસરાવના જાણવામાં મોટી બહેનનો એ અનુપમ ગુણ આજે પહેલી જ વાર આવ્યો. તેણે કહ્યું: " હા, ભલે જાઓ, માત્ર પાંચ સાત દિવસ ચાલે એટલો આટો મારે માટે રહેવા દઇને બીજો સઘળો આટો અને અનાજ લેઈ જાઓ; હવે મને તેનો ખપ રહ્યો નથી."

સાવિત્રી ઉઠી. ભાઇની ગૃહવ્યવસ્થાથી તે સારી પેઠે જાણીતી હતી એટલે ઘરમાં જઇને તેણે અનાજ વગેરે બહાર કાઢયું. ભાઇના ઉપયોગને માટે જોઇતો આટો રહેવા દઇને બાકીનો આટો અનાજ વગેરે તે ઉપાડીને પોતાને ઘેર ગઈ અને ભૂખથી લોથપોથ થઇ ગએલા પતિની સામે તે સઘળું મૂક્યું, પરન્તુ સાવિત્રી એટલી દુર્ભાગિની હતી કે તે વખતે પણ સ્વામીની આંખમાં તેણે પોતા માટેનું મમત્વ જોયું નહિ!

## પ્રકરણ ૯ મું.

### પોર્તુગીઝ લોકોની પરિસ્થિતિ.

લડાઇ માટેની સઘળી તૈયારીઓ પૂરી થયા પછી ચીમણાજી અપ્પાએ મોટા લશ્કરની સાથે સતારામાંથી કૂચ કરી. મલ્હારરાવ હોલકર અને રાણોજી સિંધિયા એ મુખ્ય સરદારોને તેમના લશ્કરની સાથે ચીમણાજીએ પોતાની સાથે લીધા હતા. પોતે મોટા લશ્કરની સાથે નીકળે તે પહેલાં ચીમણાજીએ વ્યંકટરાવ ઘોરપડેને પોતાના ઘોડેસ્વાર લશ્કર સાથે ગોવા તરફ જવા ફરમાવ્યું હતું, એવા હેતુથી કે તે પોર્તુગીઝ લોકોની તૈયારીઓ, તેઓની અંદરખાનેની સ્થિતિ અને લડવાને યોગ્ય સ્થળોની તપાસ કરી રાખે. તે સાથે ખંડૂજી માણકરને તેના હાથ નીચેના લશ્કર સાથે ઉત્તર કોકણમાં મોકલવામાં આવ્યો હતો. ખંડૂજીએ સૌથી પહેલાં તારાપુર પાસેના અસિરીના કીલ્લાને ઘેરો ઘાલ્યો. એ વખતે ડૉન આંટોનિયો કાર્ડિમ ફ્રીયસ નામના પ્રસિદ્ધ પોર્તુગીઝ સરદારની વસઈ અને સાષ્ટીના મુલકપર સુબેદાર તરીકેની નીમણુક થઇ હતી, અને તેણે મરાઠાઓ પાસેથી પોતાનો કેટલોક મુલક પાછો લઇ લીધો હતો. કર્નલ પેડ્રો ડી મેલોએ ૫૦૦ પોર્તુગીઝ સિપાઇઓ અને ૪૦૦૦ દેશી (પોર્તુગીઝોને હાથે ખ્રિસ્તી બનેલા)

સિપાઇઓ વડે ખંડૂજી માણકરની સામે હલ્લો કર્યો અને તેને પાછા પગ લેવરાવ્યા. થાણાનો કીલ્લો મરાઠાઓ પાસેથી ખૂંચવી લેવાનો તેણે મોટો ઉદ્યમ આરંભ્યો, પરન્તુ એ ખબર ચીમણાજીને મળતાં જ તેણે હોલકરને ખંડૂજીની મદદે મોકલી આપ્યો, એટલે મરાઠી પક્ષ મજબૂત બન્યો. ડોન આંટોનિયો ફ્રાયસે પોતે થાણાના કીલ્લાપર હલ્લો કર્યો પરંતુ હોલકરે તેને હરાવીને પાછો હઠાવ્યો. આ યુદ્ધમાં જ ફ્રાયસને એક ગોળી વાગવાથી તેનું મરણ થયું.

ચીમણાજીએ કોકણ તરફ લશ્કર સાથે કૂચ કરી તે અગાઉ એ બનાવ બની ગયો હોવાથી પોર્તુગીઝો વધારે સાવધ બની ગયા. ચીમણાજીની લડાઇ સંબંધી તૈયારીઓ એટલી મોટી હતી કે સ્વાભાવિક રીતે જ પોર્તુગીઝો તેથી હીબકી ગયા. ૧૭૩૯ ની શરૂઆત થતાંની સાથે જ રાણોજી સીંધીઆએ કતલવાડી અને દાહાણુના કીલ્લા સર કર્યા અને ફેબ્રુઆરી મહિનો પૂરો થયા પહેલાં શિરગાંવ, કેળવે અને તારાપુર પણ પોર્તુગીઝોની સાથે લડાઇ કરીને લઇ લીધા. તારાપુર આગળ ગંભીર યુદ્ધ થયું હતું. મરાઠાઓએ કીલ્લાના પાયામાં ચાર સુરંગો ખોદીને તૈયાર કરી હતી તેમાંની બે સુરંગો સારી રીતે ફુટવાથી કિલ્લો તૂટી શક્યો હતો. બાજી ભીવરાવ, રામચંદ્ર હરી, યશવંતરાવ પવાર અને આંગરેના સરદાર તુકાજી પવાર એ સરદારો પોતપોતાના લશ્કર સાથે કીલ્લા ઉપર તૂટી પડયા, પરન્તુ પોર્તુગીઝોએ ફાવવા દીધા નહિ. છેવટે રાણોજી ભોંસલેએ જ્યાં કિલ્લો તૂટયો નહોતો ત્યાં આગળ સીડીની મદદથી લશ્કરને કીલ્લા ઉપર ચડાવ્યું. કીલ્લો જ્યાં આગળ તૂટયો નહોતો તે દિશાએથી મરાઠાઓને દાખલ થવાની સગવડ મળી ગઇ, પરન્તુ પોર્તુગીઝોને એ યુક્તિની ખબર મળતાં તેઓ બહાદૂરીથી લડયા, છતાં છેવટે કીલ્લો મરાઠાઓએ પોતાના કબ્જામાં લીધો.

કોકણના યુદ્ધમાં ચીમણાજીને ઉપરાઉપરી વિજય મળવા માંડયો તેમાં જેવી રીતે મરાઠી લશ્કરનું શૌર્યવીર્ય કારણીભૂત હતું તેવી જ રીતે પોર્તુગીઝોની અંદરખાનેની નબળી સ્થિતિ પણ કારણીભૂત હતી. આ નબળી સ્થિતિનાં અનેક કારણો હતાં. પોર્તુગાલથી આવતા શુદ્ધ પોર્તુગીઝ લોકોની વસતી કોકણના સઘળા પોર્તુગીઝ કીલ્લાઓમાં બહુ થોડી હતી કારણકે પોર્તુગાલ બહુ નાનો દેશ હોવાથી ત્યાંથી ઘણા લોકો હિંદમાં આવી શકતા નહિ; પરન્તુ આ દેશમાં તેઓએ જે સંપત્તિ મેળવી હતી તેનું રક્ષણ કરવાને લશ્કરની જરૂર તો પડતી જ, એ કારણથી તેઓએ દેશી લોકોને ખ્રિસ્તી બનાવીને તેઓને પાયદળ લશ્કરમાં દાખલ કરવા માંડયા

હતા. એ દેશી લોકોને થોડી ઘણી કવાયત શિખવીને સિપાઇગીરી આપવામાં આવતી હતી અને ધીમે ધીમે તેવા સિપાઇઓની સંખ્યા બહુ વધી ગઇ હતી. પાયદળના સિપાઈ બનવાનું શુદ્ધ પોર્તુગીઝ લોકોને ગમતું નહિ તેથી દેશી ખ્રિસ્તીઓનું પાયદળ ઊભું કરવાની એક વિલક્ષણ રીત આલ્બુકર્કે શરૂ કરી હતી. તેણે પોર્તુગીઝ પુરૂષોનાં લગ્નો દેશી સ્ત્રીઓ સાથે કરવાની ગોઠવણ કરવા માંડી. આવા લગ્નની ગોઠવણ જેના તરફથી કરવામાં આવતી તેને ઇનામ આપવામાં આવતું અને લગ્ન કરનાર પુરૂષને નોકરી આપવામાં આવતી. આ યુક્તિથી 'હાફકાસ્ટ' પ્રજાનો બહુ વધારો થઇ ગયો હતો પરન્તુ તેથી પોર્તુગીઝ મુલકની આવક કરતાં ખર્ચમાં બહુ મોટો વધારો થઇ જવા પામ્યો હતો. ખર્ચનો આ વધારો ઘણી વાર પોર્તુગીઝ ગવર્નરોને હેરાન કરનારો થઇ પડયો હતો, તોપણ ધર્મગુરૂઓ તરફથી એ ધોરણ ચાલુ રાખવાનો બહુ જ આગ્રહ કરવામાં આવતો, કારણકે એ રીતે ખ્રિસ્તી પ્રજાનો વધારો થતો અને તેથી તેઓને મન ખ્રિસ્તી ધર્મની એક પ્રકારની સેવા થતી ! પરન્તુ એવાં લગ્નોથી જે નવી પ્રજા ઉત્પન્ન થઇ તે હિંદમાંના પોર્તુગીઝ રાજ્યને ભારે નુકસાન કરનારી થઈ પડી. એ અર્ધખ્રિસ્તી લોકો વિનાકારણ ગુમાની અને આળસુ બનવા લાગ્યા, છતાં તેઓને નોકરી આપીને તેમનું પોષણ કરવાનો ખર્ચ પોર્તુગીઝ સરકારને જ આપવો પડતો. ધીમે ધીમે એ નવી પ્રજા ઘણી વધવા લાગી અને સરકારને પૈસાની ટાંચ પડવા લાગી, એટલે તે લોકો પોતાની સરકારની સામે એક બંડખોર લશ્કર જેવા જ થઇ પડયા. એ લોકો ભિખારી સ્થિતિ ભોગવતા હોવા છતાં એશઆરામી, જુગારી અને દુરાચારી બહુ અંશે જોવામાં આવતા. તેઓ પોતાની બંદૂકો વેચી દેતા અને પેટ ભરવાને માટે ગમે તેવાં નીચ કૃત્યો પણ કરતા. ગોવાની સરકાર તરફથી પોર્તુગાલના રાજા જોગ એક વખત એવી ભલામણ કરવામાં આવી હતી કે " આ લોકો રાતદહાડો ભીખ માંગતા ફરે છે, એટલું જ નહિ પણ ખ્રિસ્તીઓને ત્યાં જવાને બદલે મુસલમાનો કને પણ ભીખ માંગે છે; એટલા માટે ગમે તેમ કરીને પણ એવા લોકોને લશ્કરી નોકર સમજીને તેઓનો પગાર ચાલુ કરવાની કૃપા કરશો. "

ચીમણાજીએ કોંકણપર સ્વારી કરી ત્યારે પણ પોર્તુગીઝ મુલકની, તેની સંપત્તિની અને તેના લશ્કરની બહુધા આવી દશા હતી. ગોવામાં પહેલો પોર્તુગીઝ ગવર્નર ૧૭૫૯ માં આવ્યો તે પહેલાં હિંદમાંના પોર્તુગીઝ લોકોની સાંસારિક અને સાંપત્તિક સ્થિતિ સડેલી હતી. ધર્મ નિમિત્તે ગમે

તેટલું ખર્ચ કરવાને તેઓ તૈયાર હતા અને કીલ્લાઓ બાંધવા, લડાયક સાધનો એકઠાં કરવાં વગેરે કાર્યોમાં તેઓ સારી કુશળતા ધરાવતા હતા, પરંતુ લશ્કરની મજબૂતીમાં તેઓ બહુ ઉતરતા હતા. એશઆરામ તો તેઓની જીંદગીમાં તંતુએ તંતુએ વણાઇ ગયો હતો! લશ્કરની અંદરખાનેની મજબૂતી કરતાં બહારનો ભભકો ઘણો વધી ગયો હતો અને ધર્માધિકારીઓનો ડામડોળ પણ પાર વિનાનો હતો. લોકો પોતાનાં કામકાજ ગુલામો અથવા નોકરો પાસે કરાવતા હતા. ઘરબારવાળા પોર્તુગીઝો પોતાને હાથે કશો ધંધો કરવામાં પ્રતિષ્ઠાની હાનિ થએલી સમજતા હતા અને સ્ત્રીઓ પણ કશું ગૃહકાર્ય કરતી નહિ. લશ્કરમાં, ધર્મ ખાતામાં, કિંવા બીજી સરકારી નોકરી અથવા થોડોઘણો દરિયાઇ વ્યાપાર એ સિવાય બીજો કશો ધંધો શુદ્ધ પોર્તુગીઝ લોકો કરતા નહિ. ધંધો નહિ કરવાની તુંડાઈને લીધે તેઓ આળસુ અને વ્યસની બન્યા હતા અને તેવા લોકો જુગારખાનાંમાં પોતાના દિવસો ગાળતા બહુધા જોવામાં આવતા. આળસુ સ્ત્રીઓ પડદામાં રહીને અનેક પ્રકારની ગમત અને મોજમજા કરતી. જુગારખાનાં તરફથી સરકારને કર મળતો એટલે સરકાર તે ચાલવા દેતી અને એવાં જુગારખાનાંઓમાં પણ સર્વ પ્રકારના રંગરાગ ચાલતા. સ્ત્રીઓને પુરૂષોમાં બેસવાની મનાઇ હોવાને લીધે તેઓ ઘરમાં બેસી રહીને ગાનતાન, રમતગમત, ગામગપાટા, ગુલામોની ઠઠ્ઠા મશ્કરી વગેરેમાં વખત ગાળતી. તે સ્ત્રીઓ કપટવિદ્યામાં પણ નિપુણ લેખાતી. પ્રાર્થના કરવાને દેવળમાં જતી વખતે સ્ત્રીઓનો ઠાઠ લગભગ મોગલ બાદશાહોની બેગમોના જેવો હતો અને એવી ઉંચી એડીનાં બૂટ તેઓ પહેરતી કે તેથી ચાલી શકાતું નહિ હોવાને લીધે ગુલામો તેમને મ્યાનામાંથી ઉંચકીને મંદિરમાં લેઇ જતા! પુરૂષોનો ઠાઠ પણ બહુધા તેવો જ હતો. સુંદર પોશાક પહેરેલો ગુલામ છત્રી પકડતો અને સાહેબની સાથે સાથે ચાલતો. ગાડીના ઘોડાઓને હીરાજડિત લગામો અને પોશાકથી શણગારવામાં આવતા. ગરીબ લોકો પણ કંઇ કંઇ યુક્તિઓ કરીને શ્રીમંતોના જેવો ઠાઠ કરતા! ઘેર ગુલામ રાખવાની શક્તિ ન હોય તો અર્ધા કલાક માટે ગુલામને મજુરી આપવાની ઠરાવીને પણ તેમની પાસે છત્રી ઉપડાવી તેઓ તે છત્રીની નીચે મોટા શ્રીમંતના ડોળથી ચાલતા! ટ્રાવર્નિયરે પોતાના પ્રવાસના વર્ણનમાં લખ્યું છે કે "ગોવાનાં પૂર્વનાં શ્રીમંત કુટુંબો હાલમાં ભિક્ષા માંગવા લાગ્યાં છે, તોપણ તેઓએ પોતાનો ઠાઠ છોડયો નથી! પોર્તુગીઝ સ્ત્રીઓ પાલખીમાં બેસીને ભિક્ષા માંગવા જાય છે, અને તેમની સાથેનો નોકર અંદર જઇને ભિક્ષા એકઠી કરી લાવે છે!"

હિંદમાંના પોર્તુગીઝ લોકોની અંદરખાનેની સ્થિતિ આટલી બધી સડી ગઇ હતી, ધર્મપ્રસારની ઘેલછામાં તેઓ ગમે તે પ્રકારનો અન્યાય કે પાપ કરવાને પાછું વાળી જોતા નહિ, મોટું પણ નિર્બળ અને આળસુ લશ્કર તેમના મોટા અને મજબૂત કિલ્લાના બચાવ માટે રહ્યું હતું અને ખ્રિસ્તી નહિ થએલા દેશીઓમાં પોર્તુગીઝ રાજ્ય અમલ અત્યંત અપ્રિય થઇ પડયો હતો, તે વખતે ચીમણાજીએ કોંકણમાં સ્વારી કરી હતી, એટલે પોર્તુગીઝ કીલ્લાઓ એક પછી એક તરતમાં તેના હાથમાં આવવા લાગ્યા હતા અને પોતાના સંપૂર્ણ વિજયને માટે તેને આત્મવિશ્વાસ હતો.

## પ્રકરણ ૧૦ મું.

### જ્યોતિર્મયી.

આપણી કથાની પૂર્વે ૫૦ વર્ષ પહેલાંનો આ એક પ્રસંગ છે. ઇ. સ. ૧૬૮૭ માં જ્યારે મહારાષ્ટ્રની રાજગાદી સંભાજીના હાથમાં હતી, ત્યારે પ્રતાપરાવ નામના એક માણસને તેણે પોતાની હજુરમાં રાખ્યો હતો. પ્રતાપરાવ એક સજ્જન મનુષ્ય હતો. તેના મનમાં એમ હતું કે પ્રસંગોપાત્ત સંભાજીને ઉપદેશની બે વાતો કહી સંભળાવવી, કારણકે સંભાજીની વર્તણુક પ્રતાપરાવને બિલકુલ પસંદ નહોતી. પરંતુ સંભાજીની આસપાસ ખુશામતીઆઓ અને વ્યસનીઓનો એક મોટો કીલ્લો બંધાઇ રહેતો તેને ભેદીને સંભાજીના કોમળ અંતઃકરણને સ્પર્શ કરવાની સંધિ પ્રતાપરાવને મળી શકતી જ નહિ. કદાચ કોઇ વાર તેવો પ્રસંગ મળી આવતો, પરન્તુ તે વખતે મહારાજ છાંટો પાણી લેઇને લહેરમાં ચડયા હોય ! પ્રતાપરાવના ગંભીર સ્વભાવને લીધે હજુરીઆઓની નજરમાં તે શલ્યની પેઠે ખૂંચતો હતો અને તેથી તેઓ પ્રતાપરાવને સંભાજીની હજુરમાંથી દૂર કરવાને કાંઇ કાંઇ ખટપટો ચલાવતા હતા. છેવટે એક દિવસ તેમના દુષ્પ્રયત્નોને સફળતા મળવાનો પ્રસંગ આવી લાગ્યો.

એક દિવસ સંભાજી. પ્રતાપરાવ અને બીજા કેટલાકો શિકારે ગયા હતા. સંભાજી નિઃશંક અને અસાવધ રીતે ચાલતો હતો. બાકીનું મંડળ ઘણે દૂર રહ્યું હતું. સંભાજીની સાથે સાથે ફક્ત એકલો પ્રતાપરાવ એક બંદૂક લઇને ચાલતો હતો. કેટલીક વારે એક વાઘની કર્ણકઠોર ગર્જના સાંભળવામાં આવી કે તુરત જ સંભાજીએ પ્રતાપરાવની બંદુક તેના હાથમાંથી ખુંચવી લઇને વાઘના કપાળ સામે તાકી. બંદુક છોડી પણ દુર્દૈવે બંદુક-

માંથી ગોળી બહાર નીકળી નહિ! બંદુકનો આંકડો ઢીલો બની ગયો હતો. સંભાજી ક્રોધ અને આશ્ચર્યથી પ્રતાપરાવ તરફ જોવા લાગ્યો. પ્રતાપરાવ પણ વિલક્ષણ આશ્ચર્યથી સંભાજી તરફ તાકી રહ્યો. આમ શાથી થયું અને બંદુકનો આંકડો શાથી ઢીલો પડી ગયો તે તે સમજી શક્યો નહિ. તે કેવળ બ્હાવરા જેવો અને વિચારશૂન્ય બની ગયો. તેની દૃષ્ટિ સંભાજી તરફ ઝાઝુ વાર સ્થિર રહી શકી નહિ. શરમાઇ જવાને લીધે તુરત જ તેણે નીચું ઘાલ્યું પરન્તુ એટલામાં તો વાઘ આવીને સંભાજી ઉપર તલપ મારવા લાગ્યો! વાઘ તલપ મારે તેટલામાં પાછળથી બંદુકનો અવાજ સંભળાયો અને ગોળી વાઘના મસ્તકમાં પેઠી કે તુરત જ તે મરણ પામ્યો. તે જ વખતે પાછળથી કોઇ બોલ્યું: “મહારાજ! સાપને પાએલું દૂધ વિષરૂપ જ બને છે.” આ શબ્દો પ્રતાપરાવને પણ બંદુકની ગોળી જેવા લાગ્યા. વાઘ મરણ પામ્યો તે સાથે પ્રતાપરાવ પણ મૃતવત્ બની ગયો. સંભાજીએ પાછળ વળીને જોયું અને કહ્યું: “કોણ? કનોજ કે? પ્રિયમિત્ર કનોજ! તેં જ આજે મને જીવિતદાન આપ્યું!”

સંભાજી અને કનોજ બન્ને જંગલમાં લાંબો વખત એક સાથે રખડ્યા. શિકારમાંથી પાછા ફરતાંની સાથે જ પ્રતાપરાવને ફરમાવવામાં આવ્યું: “કાલે સ્હવાર થતાં પહેલાં તારે મારી હદ છોડીને ચાલ્યા જવું, નહિ તો તને અને તારા કુટુંબને શૂળીએ ચડાવવામાં આવશે.” બિચારો પ્રતાપરાવ પોતાની આઠ માસના ગર્ભવાળી પત્ની સમેત રાતોરાત શહેર છોડીને ચાલ્યો ગયો.

સંભાજીની કારકીર્દીમાં પ્રતાપ સરખા કેટલાએ દુર્ભાગીઓ ઉપર આવાં ભાગ્યચક્રો ફરી વળ્યાં હતાં, અને તેમને ગામ છોડીને વનવાસ સ્વીકારવો પડ્યો હતો. મરાઠી રાજ્યના કોઇ પણ ગામડામાં કે શહેરમાં તેવા દુર્ભાગીઓ રહી શકતા નહિ, એટલે તેઓને દૂર જંગલોમાં કિંવા ડુંગરોમાં પર્ણકુટીઓ બાંધીને નિવાસ કરવો પડતો અથવા તો પરમુલકમાં ચાલ્યા જવાની ફરજ પડતી. પ્રતાપે પણ પરમુલકમાં જઇને રહેવાનું પસંદ નહિ કરતાં કોઇ દૂરના એકાંત અને નિર્ભય અરણ્યમાં પર્ણકુટી બાંધી જીવન વ્યતીત કરવાનું ઉચિત માન્યું. રાતોરાત શહેર છોડવાનું હોવાથી પતિ-પત્ની બન્ને બે ઘોડાપર સ્વાર થઇને નીકળી પડ્યાં, અને સૂર્યોદય થતાં તો તેઓ એક નિર્જન પરન્તુ મનોરમ વનમાં આવી પહોંચ્યાં. કુદરતી રીતે બનેલું એક તળાવ ત્યાં તેમના જોવામાં આવ્યું. કિનારા પર આડાં અવળાં ઉગી નીકળેલાં વૃક્ષોનો સમૂહ દૃષ્ટિએ પડ્યો. સારૂં જળાશય

અને આસપાસમાં વનસ્પતિ જોઇને પ્રતાપે તળાવની પડોશમાં જ-પણ થોડે દૂર પોતાની પર્ણકુટી બાંધવાનો વિચાર કર્યો. પર્ણકુટી બાંધવાનું કાર્ય જરા ઉતાવળે કરવાની પ્રતાપને જરૂર જણાઇ આવી કારણકે ઘોડે બેસવાના અતિ પરિશ્રમને લીધે તેની સ્ત્રી પ્રસૂતા થવાની અણી ઉપર હતી. થોડા વખતમાં બની શકે તેવી પર્ણકુટી પ્રતાપે તૈયાર કરી અને તત્ક્ષણ સ્ત્રીને પુત્ર-પ્રસવ થયો; પરંતુ એ નિર્જન અરણ્યમાંના પુત્રપ્રસવથી આનંદ માનવો કે શોક કરવો તે કશું પ્રતાપને સૂઝ્યું નહિ. તેના મનની સ્થિતિ બહુ સંતપ્ત થઇ હતી એટલે પુત્રજન્મનો આનંદ તેને જરા પણ પુલકિત કરી શક્યો નહિ. વિશેષ સંતાપનો વિષય એ થઇ પડયો કે પ્રસૂતિ થયા પછી તુરત સ્ત્રીને તાવ ચડવા લાગ્યો અને ઉત્તરોત્તર તે વધવા લાગ્યો. પ્રતાપ બિચારો આ દુઃખની ઘટિકામાં શું કરે ? પોતાના અને પુત્રના દુર્ભાગ્યને રડતો અને નેત્રોમાંથી અશ્રુ ઢાળતો પ્રતાપ તળાવમાંથી ભીની માટી કાઢી લાવી તેનો લેપ પુનઃ પુનઃ પત્નીના કપાળે કરીને તેના જ્વરને શાંત કરવા યત્ન કરતો હતો. અણઉતાર તાવને લીધે અગીઆરમે દિવસે તેનું અને તેને બીજે દિવસે બાળક પુત્રનું પણ મરણ થયું ! પ્રતાપ હવે જગતમાં માત્ર એકલો જ રહ્યો. આખું વિશ્વ તેને ઉદાસ ભાસવા લાગ્યું.

* * * *

એ સમયને પાંત્રીસ વર્ષ વીતી ગયાં. જુવાન પ્રતાપ હવે સાઠ વર્ષનો વૃદ્ધ બન્યો હતો. અનેકાનેક આશા–નિરાશા અને આસક્તિ–વિરક્તિમાં તેણે પોતાનું જીવન ગાળ્યું હતું અને ભગવદ્‌ભક્તિમાં ચિત્તને પરોવવાનો અભ્યાસ પરિશ્રમપૂર્વક સાધ્યો હતો. સ્ત્રીના પ્રેમી સ્મરણને કાળે કરીને ચિત્તમાંથી દૂર કર્યું હતું અને પહેલાં ઉદાસીન દેખાતું જગત્ હવે તેને ઇશ્વરની ચમત્કૃતિઓથી ભરપૂર લાગતું હતું. ખરેખર, તેના અંતઃકરણમાં દૈવી શક્તિએ પ્રવેશ કરીને માયાનો સમૂળો નાશ કરી નાંખ્યો હતો તથા અંતઃકરણને શુદ્ધ પ્રેમને યોગ્ય બનાવ્યું હતું. એક ઇશ્વરભકતને છાજે તેવાં કષાય વસ્ત્રો તેણે ધારણ કર્યાં અને નિર્લેપી સંન્યાસીનું જ જીવન તેણે ગાળવા માંડયું હતું. પોતાના જેવા રાજકર્માચારીને માટે સંન્યાસ કેવળ અસંભવિત હતો તેને બદલે તે અત્યારે સંભવિત અને શક્ય થઇ ગયો તે માટે તે સંભાજીનો અંતઃકરણપૂર્વક આભાર માનવા લાગ્યો.

એ પ્રમાણે વૈરાગ્ય વૃત્તિમાં કંદ–મૂળનો આહાર કરતાં અને એક નિષ્ઠાથી ઇશ્વરસેવા કરતાં તે કાળગમન કરતો હતો. એક દિવસ પ્રતાપ-નિત્યનિયમ પ્રમાણે કંદમૂળ લાવવાને વનમાં ફરતો હતો એવામાં એક

વિશાળ વડના વૃક્ષ નીચે એક નાના કપડાના કકડામાં વિંટાળેલું કાંઇ તેના જોવામાં આવ્યું. પ્રતાપે એકાએક ચોતરફ નજર ફેંકી પણ નિકટમાં કોઇ જણાયું નહિ. વૃક્ષના થડની નિકટમાં જઇને જોવાથી તેને જણાયું કે એકાદ વર્ષની વયનું એક નાનું અત્યંત તેજસ્વી બાળક નિર્દોષપણે રમી રહ્યું છે! પ્રતાપને તે જોઇને અત્યંત આશ્ચર્ય લાગ્યું અને અત્યંત ખેદ પણ થયો. બાળકની પાસે તે બેઠો તો તેના તેજથી તે દિગ્મૂઢ બની ગયો. આવું અત્યંત સ્વરૂપવાન્ બાળક અહીં કોણ મૂકી ગયું હશે તે વિચારે તેને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન કર્યું. બાળકને તેણે ઉચકી લીધું તો તે એક બાલિકા માલૂમ પડી. તેના કંઠમાં સુવર્ણનો એક માત્ર મણકો બાંધેલો હતો અને મણકાની સાથે એક કાગળની ચિઠ્ઠી બાંધેલી હતી. પ્રતાપે તે ચિઠ્ઠી છોડી અને વાંચી, તો તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"ઓ પ્રભુ! ઉચ્ચ મરાઠા કુળની આ નાની બાળકીને જંગલમાં રડવડતી મૂકીને હું તારી પાસે આવું છું. પતિથી ત્યજાએલી, ઘરબારથી ભ્રષ્ટ થએલી, ભૂખે મરતી અને રોગોથી પિડાએલી હાલતમાં આ દુઃખી જીવનને લંબાવવું, તે કરતાં આ આશાભરી બાળકીને તારી સંભાળ નીચે મૂકી તારી પાસે આવવું એવું આ નિરાશ હૃદયને હવે વિશેષ ઉચિત લાગે છે! આપઘાત કરવાનું પાપ સુજાડનાર, ઓ પ્રભુ! મારૂં નિરાશ જીવન છે, અને એ નિરાશ જીવન મારા કર્મનું જ ફળ હશે! પતિમાં સપ્રેમ આસક્તિ રાખતાં છતાં, પતિભક્તિની પ્રબળ વાંચ્છના છતાં અને પ્રભુમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખતાં છતાં પતિએ મારો ત્યાગ કર્યો, મને ભૂખે રડવડતી મૂકી, આ નિર્દોષ બાળકી પણ પિતાનો પ્રેમ પ્રાપ્ત કરી શકી નહિ, ત્યારે હવે આ લોકમાં પ્રભુ મને સુખી કરશે એવી મારી શ્રદ્ધા ખૂટી ગઇ છે, અને તેથી, હે પ્રભુ! સુખની વાંચ્છનામાં હું તારી પાસે આવું છું!"

"આ બાળકી કદાચ આ અરણ્યમાં જ ભૂખી મરી જશે, પરન્તુ જો કોઇને હાથ તે જીવતી આવે, તો પ્રભુની ખાતર તેનું રક્ષણ કરજો! તેના કોટમાં જે મણકો છે તે તેમ જ રાખજો—કારણકે તે મણકો જે કુળમાં તેનો જન્મ થયો છે તેનું નિદર્શન કરનારો છે."

"લી. પ્રેમશૂન્ય, ઘાતકી અને પાપી માતા."

તે ચિઠ્ઠી વાંચીને પ્રતાપની આંખો આંસુથી ભરાઇ આવી. અંતઃકરણમાં પ્રેમનું નિર્ઝર ફૂટી આવ્યું, અને દયાની દૃષ્ટિથી એક વાર ફરીને તે રમણીય બાળમુખ તરફ નજર કરી. મરણ પામતી વખતે તેની સ્નેહાળ માતાને કેટલું દુઃખ થયું હશે, આવી દેવ જેવી સ્વરૂપવતી દિકરીનું પણ ચિં-

તવતાં તેને તેનું અંતઃકરણ કેટલું કઠોર બનાવવું પડયું હશે તેની કલ્પનાએ તેને મુગ્ધ કર્યો. બાલિકાના ગુલાબી ગાલ ઉપરની સુરમ્ય સુરખી અને નેત્રોમાં રમતા નૈસર્ગિક નિર્દોષ હાસ્યે એ વૃદ્ધ હૃદયમાં સુકાઇ ગએલા વાત્સલ્યના નિર્ઝરને જાગૃત કર્યું. આસપાસમાં એ બાલિકાની મરણ પામેલી માતાનું શબ પડયું હશે એમ ધારીને તેણે આસપાસ દૃષ્ટિ કરી પણ કશું માલૂમ પડયું નહિ. પરમેશ્વરની એ વિલક્ષણ કૃતિને માટે આશ્ચર્ય દર્શાવતાં અને બાળકીનું મૃત્યુ થાય તે પહેલાં પોતે આવી પહોંચવા માટે ઇશ્વરનો આભાર માનતાં તેણે એ બાળકીને ઉચકી લીધી અને પોતાની પર્ણકુટીમાં લાવીને રાખી. તેની સાથે મળી આવેલી ચિઠ્ઠી તેણે જાળવી રાખી અને બાલિકાની ગૌરવર્ણી સ્વરૂપમય કાયાના અનુપમ જ્યોતિ ઉપરથી તેનું નામ જ્યોતિર્મયી રાખ્યું.

* * * * *

એ પ્રસંગને બીજાં પંદર વર્ષ વીતી ગયાં છે. હવે પ્રતાપ અતિવૃદ્ધ થઇ ગયો છે અને મૃત્યુ પ્રસંગની અપેક્ષા કરી રહ્યો છે. જ્યોતિર્મયીનું રૂપ, લાવણ્ય, બુદ્ધિ ઇત્યાદિનો વિકાસ થઇને હવે તે અજ્ઞાતયૌવના મુગ્ધા બની છે. પાલક પિતાના સંસ્કારો પુત્રીમાં પણ વજ્રલેપ થયા છે અને તે પણ ભક્તિમતી થતાં દયાળુ બની છે. પુત્રીની ઇચ્છાને અનુસરીને પિતા પુત્રી ઉભયે મળી તળાવના કિનારા ઉપર માટીનું એક નાનું પણ સ્વચ્છ શિવાલય બનાવ્યું છે. શિવાલયની આસપાસ નાના મોટા રોપાવડે એક નાનો બગીચો બનાવ્યો છે. જ્યોતિર્મયીને દિવસનો સમય વ્યતીત કરવામાં શિવપૂજા, છોડવાને પાણી પાવાનું કામ, પર્ણકુટીને સાફ રાખવાનું કામ, એ સઘળું ઠીક ઉપયોગી થઇ પડતું. જ્યોતિની શિવભક્તિ જોઇને પ્રતાપને બહુ જ આનંદ થતો અને પોતાના સંસ્કારોનો વારસો પુત્રીને મળવા માટે તેને અભિમાન આવતું.

પિતાની વૃદ્ધાવસ્થાને લીધે શિવપૂજાને માટે તળાવમાંથી કમળો લાવવાનું, અરણ્યમાંથી કંદમૂળ લાવવાનું વગેરે કામ જ્યોતિએ પોતે જ માથે લીધું હતું તોપણ કંદાદિ પદાર્થોને માટે તેને અરણ્યમાં જ્યાં ત્યાં રખડવું પડે તે પ્રતાપને ઠીક લાગતું નહિ. એ કારણથી પોતાનું શરીર કૃશ અને નિર્બળ થયા છતાં ઘણી વાર તો તે જ અરણ્યમાં જતો અને જ્યોતિને આરામ આપતો. પ્રતાપ સમજતો કે બાળક જ્યોતિને બહુ શ્રમ આપવાથી તે વિકસતું પુષ્પ ચીમળાઇ જશે, પરન્તુ જ્યોતિને મન પોતાના નાના હરણની સાથે રમતાં રમતાં અરણ્યમાં અટન કરવામાં એટલો બધો આનંદ

મળતો કે જે દિવસે પ્રતાપ પોતે અરણ્યમાં નીકળી પડતો તે દિવસે જ્યોતિને પર્ણકુટીમાં કે શિવાલયમાં બેસી રહેવાથી ઉલટો કંટાળો આવતો ! એકાદ બે વાર તેણે આવો કંટાળો પિતાને પણ દર્શાવેલો. પ્રતાપે તે ઉપરથી થોડાં શિવભક્તિના પદો તેને શીખવ્યાં. નવરાશના વખતમાં એ પદો મંજુલ સ્વરે ગાવાનું તેને ગમતું. જ્યારે જ્યારે તે એ પદો ગાતી, ત્યારે ત્યારે તેની ક્રીડાનું સાધન બાલહરિણ જ્યાં હોય ત્યાંથી છલંગો મારતું જ્યોતિની પાસે આવીને ઊભું રહેતું અને તેની સોડમાં ભરાઇને એ મધુર ગીતનો આસ્વાદ લેતું.

આજે પ્રભાતમાં જ્યોતિ પોતાની કુટીમાંથી નીકળીને સહજ સહેલ કરવાને તળાવ પાસે આવી પહોંચી હતી. તળાવની પાળ ઉપર ઊભાં ઊભાં અને પ્રભાતનો શીતલ મંદ વાયુ અનુભવતાં પિતાએ શીખવેલું એક પદ તેણે લલકારવા માંડ્યું:

ગીત.

" નાચે છે શ્રી કૈલાસે, ગંગાધર ગૌરીકાન્ત;
" રાચે છે કંઇ ઉલ્લાસે, દેખીને દેવ દાન્ત ! નાચે છે. ટેક
" શુભ્રા શશિલેખા સુંદર, શિરપર વિરાજે છે,
" ગંગા ગુણવંતી ગૂઢા શબ્દોથી ગાજે છે;
" નયનો એ જોવામાં ભરાય, જાય, ધાય, મુગ્ધ થાય ! નાચે છે.
" ડમરૂના નાદે ગિરિનાં શિખરો તો ડોલે છે,
" યક્ષો ગંધર્વો સ્તુતિ શિવજીની બોલે છે,
" સુણવા અધીરા કાન થાય, પાય જાય, જ્યાં ગવાય !" નાચે છે.

પિતાના જેવી જ કષાય રંગની એક લાંબી કફની તેણે પહેરી હતી અને તે ઉપર તેનો કૃષ્ણવર્ણીય કુંતલ વાયુને યોગે વિવિધ પ્રકારની રમત કરી રહ્યો હતો. કફનીના કષાય રંગની વચ્ચે જ્યોતિનું ઉજ્જવલ વદન લગભગ ભળી જતું હતું અને તે ઉપરનો કૃષ્ણ કેશપાશ પરસ્પર વિરોધી રંગોની તુલના ઉપજાવીને જ્યોતિના અનુપમ જ્યોતિને આકર્ષણીય બનાવતો હતો. એ અવસ્થામાં તેને જોનાર અને તે સાથે તેના મંજુલ કંઠનું ગીત સાંભળનારને એવો જ ભાસ થાય કે ઇંદ્રપુરીમાંથી કોઇ કિન્નરી મૃત્યુલોકમાં ઉતરી આવી હશે કે શું ?

ગાન પૂરું થતાં તળાવમાં વિકસિત થએલાં સુંદર કમળો તરફ તેનું ધ્યાન ખેંચાયું. આજે તો એ કમળો ચુંટી લાવીને તે વડે શિવની પૂજા કરવી એવી પ્રેરણા તેને થઇ આવી કે તુરત જ તે તળાવમાં પડી. જ્યે

તરતાં સારી રીતે આવડતું હતું, એટલે તે તરતી રમતી કમળો તરફ ચાલી. તરતાં તરતાં પણ તેના મુખમાંથી—

" નાચે છે શ્રી કૈલાસે, ગંગાધર ગૌરીકાન્ત;
" રાચે છે કંઇ ઉલ્લાસે, દેખીને દેવ દાન્ત ! "

એવું ત્રુટક ત્રુટક પદ નીકળતું હતું ! એટલામાં તેનું ધ્યાન કિનારા તરફ ખેંચાયુ. એક ક્ષણમાં તેણે જોઇ લીધું કે પોતાનું હરિણ તળાવના પાણી તરફ ગભરાઇને દોડયું આવતું હતું, પરન્તુ તેને એક તીર વાગેલું હતું અને જ્યાં તીર ચોટેલું હતું ત્યાંથી લોહી નીકળતું હતું. જ્યોતિ કમળ તરફ જવાને બદલે પાછી ફરવા જતી હતી એટલામાં તો ગભરાએલા હરિણે છલંગ મારી અને તે પાણીમાં પડયું. હરિણને બચાવવાને જ્યોતિ વાયુને વેગે હરિણ તરફ ધાઇ પરન્તુ ગભરાટમાં અને ઉતાવળમાં તેને તરતાં તરતાં શરીર સાચવવાનું ભાન રહ્યું નહિ. પાણીમાં એક ગોથું ખવાઇ ગયું, પરન્તુ તુરત જ તે પાછી પાણી ઉપર આવી અને જોર કરીને હરિણ પાસે પહોંચી તેનો પગ પકડી લીધો. પરન્તુ એ નાજુક શરીર હરિણનો ભાર ઉંચકીને તેને પાણી બહાર લેઇ જવાને શક્તિમાન્ નહોતું. ગળકાં ખાતા હરિણનો ભાર પ્રતિક્ષણે વધતો જતો હતો તેમ તેમ જ્યોતિને થાક ચડતો જતો હતો. હરિણને બચાવવા જતાં પોતે અને હરિણ બન્નેને જળસમાધિ કરવી પડશે એમ તેને તુરત જણાઇ આવ્યું, પરન્તુ જાણી જોઇને હરિણને મરવા દેવાની ધૃષ્ટતા તે કરી શકી નહિ. હરિણને બચાવવાનાં ફાંફાં મારતાં જ્યોતિએ પાણીમાં ગોથાં ખાવા માંડયાં અને તેની તરવાની શક્તિ નાશ પામવા લાગી. ગભરાટમાં તેનું સઘળું ધૈર્ય હરાઇ ગયું.

પરન્તુ તે જ ક્ષણે કોઇએ અકસ્માત્ પાણીમાં કુદકો માર્યો અને એકાદ બે ક્ષણમાં જ્યોતિના નાજુક શરીરને પકડી લીધું. જ્યોતિ પૂર્ણ ભાનમાં નહોતી, તોપણ તેના જે હાથે હરિણને પકડયું હતું તે જરા પણ ઢીલો પડયો નહોતો. જ્યોતિને બચાવનારે હરિણને પણ બીજે હાથે ઉંચક્યું. થોડી વાર પાણીની ઉપર મ્હોં રાખી શકવાથી જ્યોતિ પુનઃ ભાનમાં આવી અને તેનામાં તરવાની શક્તિનો સંચાર થયો. પોતાની બાજુમાં કોઇ એક અજાણ્યા પુરૂષને તેણે તરતો જોયો અને પોતાના હરિણને પણ તેણે ડૂબવા દીધું નથી એમ તે જોઇ શકી. તળાવનો કાંઠો બહુ દૂર રહ્યો નહોતો એટલે જ્યોતિ તે અજાણ્યા પુરૂષની મદદથી તરીને થોડી વારમાં કાંઠે આવી શકી. હરિણને લોથપોથ હાલતમાં પેલા પુરૂષે તળાવની બહાર આણ્યું અને તેને વાગેલું તીર ખેંચી કાઢયું. તેના શરીરમાંથી વહેતું રૂધિર બંધ કર-

વાને બન્નેએ મળીને ઉપચારો શરૂ કર્યા. કેટલીક વારે લોહી તો બંધ થયું, પણ હરિણની નિશ્ચેષ્ટતા દૂર થઇ નહિ.

આ બધો વખત એક બીજો પ્રૌઢ વયનો ઘોડેસ્વાર તળાવને કાંઠે ઊભો ઊભો એ સઘળું જોયાં કરતો હતો. તેની પાસે એક અસ્વાર વિનાનો ઘોડો ઊભો હતો તે જ્યોતિને બચાવવાને પાણીમાં પડનાર પુરુષનો હતો. તે પાણીમાં પડયો અને હરિણ તથા જ્યોતિને બહાર આવવામાં મદદ કરી, પરન્તુ બીજા ઘોડેસ્વારે તેને તે કાર્યમાં જરા પણ મદદ કરી નહિ. ઉલટો તે કેટલીક વારે ગુસ્સો કરીને બોલ્યોઃ "અરે વિશ્વાસરાવ! અહીં હવે કેટલો વખત ગાળવો છે? આપણું કામ કેટલું ઉતાવળનું છે તે તું વિસરી ગયો કે શું?"

વિશ્વાસરાવને પોતાના કાર્યનું ભાન થઇ આવ્યું. તેણે જ્યોતિને કહ્યુંઃ "બાઇ! માફ કરજો, અમે તમારો મોટો અપરાધ કર્યો છે. આ હરિણને અરણ્યમાં ફરતું જોઇને અમે તેનો શિકાર કરવાનું ધાર્યું અને મારા સાથીએ તેના ઉપર તીર ફેંકયું તેને જ પરિણામે તમારાપર વિપત્તિ આવી પડી હતી; પરન્તુ છેવટે હું ઇશ્વરનો આભાર માનું છું કે તમને બચાવવાને હું ભાગ્યશાળી થયો છું અને કદાચ હરિણ પણ પાછું સાજું થઇ શકશે."

જ્યોતિએ વિશ્વાસરાવની સામે જોયું. તેની વિનયશીલતા અને તેના સાથીની ક્રૂરતાની તુલના ક્ષણ વારમાં તેના હૃદયે કરી નાંખી. તે નિઃશ્વાસ નાંખતી બોલીઃ "હશે! તે બિચારાનું આયુષ્ય હશે તો જીવશે! તેમાં તમને કે તમારા સાથીને હું શામાટે દોષ દઉં? એ બિચારાનું ભાગ્ય તેમના તીરનો ભોગ થઇ પડવાનું હશે! અરે, મનુષ્યો આવાં બિચારાં નિર્દોષ પ્રાણીઓને શામાટે પીડા ઉપજાવતા હશે?"

"મનુષ્યોની સ્વાર્થવૃત્તિ હમેશાં બીજાઓની પીડાનું કારણ થઇ પડે છે, તેવી જ રીતે–"

જ્યોતિ વચમાં બોલી ઉઠીઃ "તેવી જ રીતે નિઃસ્વાર્થી મનુષ્યો બીજાઓની પીડા દૂર પણ કરે છે. મારે તમારો આભાર માનવો જોઇએ કે આજે તમે મને બચાવી અને આ હરિણને અર્ધમૃત અવસ્થામાં પણ છેવટે બહાર કાઢયું. તમારી આકસ્મિક મદદ મને ન મળી શકી હોત તો અમારી ઉભયની આજે અવસ્ય જળસમાધિ થાત. હું સમજું છું કે તમારે ઉતાવળનું કામ છે, તોપણ હું પૂછું છું કે મારા પિતાની કુટી નજીકમાં જ છે, ત્યાં જરા પધારીને અમારા આતિથ્યનો સ્વીકાર કરશો?"

વિશ્વાસરાવ વિચારમાં પડી ગયો. તેનો સાથી ઉતાવળ કરતો હતો ત્યારે બીજી બાજુએ એક લાવણ્યવતી અબળા પોતાના અતિથ્યનો સ્વીકાર કરવાને આગ્રહ કરતી હતી. વિશ્વાસરાવે કહ્યું: " તમારા આમંત્રણને માટે હું તમારો આભારી છું, પણ અમે બહુ જરૂરના કામ માટે સતારા તરફ જઇએ છીએ. ચીમણાજી અપ્પા કોકણમાં ફીરંગીઓની સાથે લડી રહ્યા છે તેમનો એક અગત્યનો સંદેશો મહારાજ બાજીરાવ પેશવાને પહોંચાડવાને અમે જઇએ છીએ એટલે માર્ગમાં વિલંબ કરવાનું અમારાથી બની શકે તેમ નથી. "

જ્યોતિ મૌન રહી. ક્ષણવાર રહીને તે બોલી: " કુટી કાંઇ બહુ દૂર નથી, વળી તે તમારા માર્ગમાં જ છે. જો તમે નહિ આવો તો મને જીવિતદાન દેનાર ઉપકારી પુરૂષના દર્શનથી વંચિત રહેવા માટે મારા પિતાજીને બહુ ખેદ થશે. "

જ્યોતિના આગ્રહને વશ થઇ વિશ્વાસરાવે તેના પિતાને મળવા માટે ક્ષણભર રોકાવાનું કબૂલ કર્યું. તે પોતાના ઘોડાપર સ્વાર થયો. જ્યોતિએ હરિણને ઉંચકી લીધું અને કુટી તરફ ચાલવા માંડ્યું. પૂજાનો વખત થઇ ગયા છતાં જ્યોતિને પાછી નહિ ફરેલી જોઇને પ્રતાપ શિવાલયના ઓટલાપર ઊભો ઊભો તેની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો હતો. એટલામાં આગળ જ્યોતિ, તેના હાથમાં નિશ્ચેષ્ટ થએલું હરિણ, પાછળ બે ઘોડેસ્વાર વગેરે સઘળું તેણે જોયું અને કાંઇ અસાધારણ પ્રકાર બન્યો હોવાનું સહજ અનુમાન પ્રતાપે કરી વાળ્યું. જ્યોતિએ આવીને પિતાને સઘળી વાત કહી સંભળાવી અને પોતાને બચાવનાર વિશ્વાસરાવ તરફ આંગળી કરી. વિશ્વાસરાવે ઘોડાપરથી નીચે ઉતરીને પ્રતાપને નમન કર્યું. પ્રતાપ ઉપકારવશ થતો બોલ્યો: " ભાઇ ! આજે તમે મારી જ્યોતિને જ નહિ પરન્તુ મને પણ જીવિતદાન દીધું છે. એ પુત્રી જ આ મારા છેલ્લા દિવસોમાં મારા આધાર સમાન છે, અને તે હોવાથી જ આ જીવન મને અકારૂં થઇ પડ્યું નથી. તે ગઇ હોત તો એક જ ક્ષણમાં આ જીવનનો પણ અંત આવી જાત. હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આજે તમે અમારા અતિથ્યનો સ્વીકાર કરો. "

વિશ્વાસરાવ બોલ્યો: " પ્રભુ ! અમે તો આપને જીવિતદાન દીધું નથી, પણ આપનો અપરાધ કર્યો છે. આપનું હરિણ અમારાથી જ ઘાયલ થયું છે, એટલે આ સઘળી આપત્તિ આપને માથે પાડનાર અમે જ છીએ, પરન્તુ છેવટે પ્રભુની કૃપાથી સૌનો બચાવ થયો, એટલો અમોને સંતોષ

ચર્યો છે. અમે રાજકર્મચારી છીએ અને ઉતાવળના કામે જઇએ છીએ એટલે આપનું આતિથ્ય સ્વીકારી શકીએ તેમ નથી, માટે ક્ષમા કરશો.”

“જો એમ છે, તો હું તમને આગ્રહ કરતો નથી, અને સ્વામીસેવા બજાવવામાં તમને અંતરાયભૂત થવા માંગતો નથી. પરન્તુ ફરી એકવાર તમે અવશ્ય આ દરિદ્ર કુટીમાં આવજો. મારી જ્યોતિને પોતા ઉપર ઉપકાર કરનારની ઓળખાણનો પૂરો લાભ મળે તેટલા માટે એક વાર ફરી કહું છું કે કોઈવાર જરૂર અહીં આવજો. હવે જાઓ, ઇશ્વર તમારા કામમાં વિજય આપે એવો મારો આશીર્વાદ છે.”

વિશ્વાસરાવ પુનઃ ઘોડાપર સ્વાર થયો ખરો, પરન્તુ તેના મનમાં એમ થયું કે જો ઉતાવળનું કામ ન હોત અને એકાદ દિવસ અહીં રોકાવાનું હોત તો વધારે ઠીક હતું. આવાં દેવ જેવાં માયાળુ મનુષ્યોના સહવાસમાં રહેવાનું કોને ન ગમે ? ઘોડાને ફેરવતાં તેણે જ્યોતિ તરફ નજર કરી તો તેની આંખો ભીંજાએલી જણાઇ. ચાર આંખો મળતાં તો તેની આંખોમાંથી પણ આંસુની ધારા વહી નીકળી. વિશ્વાસરાવે ઘોડો ફેરવ્યો ખરો પરન્તુ તેનાથી ડગલુંએ આગળ વધાયું નહિ. હૃદયનું આકર્ષણ થયું; શરીર કમકમ્યું; પરન્તુ તત્ક્ષણ ફરજનું સ્મરણ થયું. હૃદયને કઠોર બનાવીને એકદમ તે પોતાના સાથીની સાથે ઘોડાને દોડાવી ગયો. જ્યોતિ તો પૂતળાની પેઠે ઊભી રહીને તેના ઘોડાને દૂર સુધી જતો એકી ટશે જોઇ રહી.

---

## પ્રકરણ ૧૧ મું.

### સમરાંગણના સમાચાર.

દક્ષિણ કોંકણની જીતો ચીમણાજીએ લગભગ પૂરી કરી હતી. ખંડૂજી માણકરના લશ્કરે વસઇની નજીકના વરસોવા અને ધારાવીના કિલ્લાઓ પણ પોર્તુગીઝો પાસેથી જીતી લીધા હતા. વસઈની આસપાસનો પ્રદેશ સૌથી પહેલાં કબ્જે કરી લેવામાં જ મરાઠી લશ્કરની સફળતાનો સઘળો આધાર હતો. આસપાસના પોર્તુગીઝ મુલક સાથેનો વસઇના કિલ્લામાંના પોર્તુગીઝ લશ્કરનો સંબંધ તોડી નાંખવાથી વસઇને બહારની મદદ મળવાનું અશક્ય બનાવવું અને પછી તેનાપર હલ્લો કરવો એવી ગોઠવણ ચીમણાજીએ ધારી હતી અને તેને બીજા નાના સરદારોએ ટેકો આપ્યો હતો. દક્ષિણ કોંકણ તરફથી ઉત્તર તરફ કૂચ કરતાં પહેલાં ચીમણાજીએ

સઘળી જીતોનો અહેવાલ લખીને વિશ્વાસરાવ સાથે બાજીરાવ ઉપર મોકલાવ્યો હતો અને માર્ગમાં વિશ્વાસરાવના સાથી તરીકે ગુણાજી નામના એક સૈનિકને મોકલ્યો હતો.

બાજીરાવ અત્યારે કાંઇ જૂદી જ ગુંચવણમાં પડયો હતો. જે વખતે તારાપુર વગેરે પોર્તુગીઝ કિલ્લાઓ સર કરવામાં મરાઠી લશ્કર રોકાયું હતું ત્યારે રાણોજી ભોંસલે પૂર્વ દિશામાં પોતાની સત્તા જમાવતો હતો. શાહુની કે પ્રધાનમંડળની પરવાનગી સિવાય ભોંસલે પોતાની સત્તા જમાવતો હતો તે ઉપરથી બાજીરાવે આવજી કાવરેને તેની સામે મોકલ્યો, પરન્તુ તેને ભોંસલેએ સખ્ત હાર ખવરાવી. બાજીરાવ ભોંસલે ઉપર બહુજ ગુસ્સે થયો અને તેની ખોં ભુલવવાને પોતે ભોંસલેની સામે ચડયો, પરન્તુ માર્ગમાં તેને ગંભીર વર્તમાન મળ્યા. આ વર્તમાન એ હતા કે નાદીરશાહ દિલ્હી લૂંટીને, પ્રજાની કત્લ કરીને અને સર્વત્ર ત્રાસ વર્તાવીને સંતોષ નહિ પામતાં દિલ્હીની ગાદી ઉપર બેસવા માગે છે અને તેનું એક લાખનું લશ્કર દક્ષિણ તરફ આવે છે. આ વર્તમાન સાંભળવાથી બાજીરાવ જરા પણ ગભરાયો નહિ. નાદીરશાહ જેવા એક ખૂની લુંટારાના લશ્કરની સામે પોતાને પરાક્રમ દર્શાવવાનો અવસર મળશે એમ માનીને તે ઉત્સાહપૂર્વક લડાઇની તૈયારી કરવા લાગ્યો. તે બોલ્યોઃ "આ વખતે દક્ષિણના સર્વ હિંદુઓ અને મુસલમાનોએ અમને મદદ કરવી જોઇએ, કારણકે સૌને એક પરદેશી અને સામાન્ય શત્રુની સામે લડવાનું છે." એ વખતે બાજીરાવની છાવણી નસીરાબાદ ખાતે હતી. ભોંસલે સાથેનો કલહ તે સમયે તેને વિસારે પડી ગયો અને આગળ વધવાનું તેણે માંડી વાળ્યું. તે જ વખતે પોર્તુગીઝો સામેનું યુદ્ધ પણ તેને નાદીરશાહના શત્રુત્વ આગળ નિર્જીવ લાગવા માંડ્યું. તે સત્વર સતારા ખાતે પાછો ફર્યો અને પાછા ફરતાંની સાથે ચીમણાજીની જીતોનો અહેવાલ તેને મળ્યો.

આ અહેવાલ ઉપરથી કોંકણમાં મરાઠી લશ્કરે કરેલાં પરાક્રમોનો ઇતિહાસ બાજીરાવના જાણવામાં આવ્યો. વારંવાર જાસૂસો દ્વારા મુખ્ય અને ઉપલક ખબરો તો મળતા રહેતા હતા, પરન્તુ ચીમણાજીનો હાથનો લખેલો વિસ્તૃત વૃત્તાંત અને મરાઠી લશ્કરનાં પરાક્રમની વાતો વગેરે તો તેણે એ અહેવાલ ઉપરથી જ જાણી. કોંકણમાં જે આશા સાથે સ્વારી મોકલવામાં આવી હતી તે સફળ થએલી જણાઇ અને બાજીરાવને સંતોષ થયો. હવે મોરચો વસઈ તરફ ફેરવવાનો હતો અને ચીમણાજીએ પોતાના અહેવાલમાં ભવિષ્યની કાર્યદિશા સૂચવી હતી તે એ હતી કે વરસોવા અને ધારાવીના કિલ્લા જીતાયા હોવાથી સાષ્ટી પરગણાનો ઘણોખરો ભાગ જીતાઇ ચૂક્યો

હતો, પરન્તુ વસઇ ઉપર એક સામટો હલ્લો લેઇ જવાય તેવી પરિસ્થિતિ નહિ હોવાથી શંકરાજી નારાયણના હાથ હેઠળ એક લશ્કર આસપાસનો બીજો પ્રદેશ જીતી લેવા માટે મોકલવું અને દરિયા માર્ગે માનાજી આંગ્રેને મોકલી વસઇના બંદરને પાયદળથી ઘેરો ઘાલવો. એ પ્રમાણે જમીન માર્ગે અને દરિયા માર્ગે શત્રુને ઘેરવો અને એ કામ ઉતાવળે કરી પાછળથી મોટા લશ્કર સાથે ચીમણાજીએ જઇ પહોંચવું. આ પ્રમાણે સઘળી ગોઠવણ કરવી એવું ચીમણાજીએ બાજીરાવ જોગા પોતાના પત્રમાં લખી જણાવ્યું હતું.

બાજીરાવે સઘળો વૃત્તાંત વાંચ્યો. વસઇનો કિલ્લો લેવો એ જ આ સ્વારીનો મુખ્ય ઉદ્દેશ હતો અને તે કિલ્લો લેવાયા પહેલાં નાદીરશાહ તરફની ભીતિ ડોકીયાં કરવા લાગી હતી, એટલે હવે શું કરવું અને શું ન કરવું તેનો બાજીરાવને મોટો વિચાર પડયો. વસઇ ઉપર ઘેરો ઘાલવાની ચીમણાજીની યોજનાનો તેણે બરાબર વિચાર કરી જોયો. વસઇની આસપાસના બીજા જે જે નાના કિલ્લાઓમાં પોર્તુગીઝોએ લશ્કર રાખ્યું હતું તે કિલ્લાઓ અને વસઇના મુખ્ય કિલ્લાનો એક નકશો ચિત્રપાટી ઉપર પોતાને હાથે દોર્યો. શંકરાજી ઉતાવળ કરીને વસઇ ખાતે પહોંચે પરન્તુ પાછળ ચીમણાજી સઘળા લશ્કર સાથે કેટલા વખતમાં પહોંચી શકે અને કિલ્લો સર થઇ તેનું સઘળું લશ્કર કયારે નવરૂં પડે તે વિચાર તેણે કર્યો. એ સઘળા કાર્યમાં સહેજે એક મહિનો વીતી જાય એવું તેણે અનુમાન કર્યું, અને બીજી બાજુએ જો નાદીરશાહનું લશ્કર ઉત્તરમાંથી દક્ષિણ તરફ આવવાને રવાના થઇ ચૂકયું હોય તો એક માસની અંદર તો તે ઘણું આગળ વધી આવે એવા અનુમાને બાજીરાવને અકળાવ્યો. પાસે વિશ્વાસરાવ સિવાય બીજું કોઇ નહોતું. અકળામણમાંથી આરામ લેવાને તેણે પ્રશ્ન કર્યો: "વિશ્વાસરાવ! વસઇનો કિલ્લો તાબે થતાં કેટલો વખત લાગશે? તું શું ધારે છે અને ચીમણાજીએ શું અનુમાન કર્યું છે?"

"મહારાજ! સેનાપતિ સાથે તો મારે એ સંબંધમાં કશી વાત થઇ નથી; પરન્તુ આપણે વસઇ ઉપર હલ્લો લેઇ જવાના છીએ એવી ખબર પોર્તુગીઝોને ઘણી વહેલી મળી ગઇ છે, અને તેઓએ બચાવની મોટી તૈયારીઓ પણ કરી રાખી છે. એ ઉપરથી એ એક કિલ્લો લેતાં આપણને સહજ બે અઠવાડીઆં જોઇશે અને બીજાં બે અઠવાડીઆં તો લશ્કર વસઇ સુધી પહોંચતાં લાગશે."

"એટલે ઓછામાં ઓછો એક માસ તો થશે જ. નાદીરશાહનો ભય

માથા ઉપર ઝઝૂમી રહેલો છે, એટલે વસઇના કિલ્લાને હાલ તુરત પડતો મેલી દેવો એ ઠીક છે એમ હું ધારૂં છું."

"બીજા પ્રધાનોનો શો વિચાર છે?" વિશ્વાસરાવે સહજ પૂછ્યું.

"તે મેં પૃચ્છા કરી નથી; પરન્તુ તેઓ ચોક્કસ અભિપ્રાયો નહિ જ આપે. એકાદ બે વાર કોંકણની ચડાઇના સંબંધમાં મેં સલાહ પૂછેલી, પરન્તુ તેઓએ કશો અભિપ્રાય આપ્યો નથી, અને અત્યારે કદાચ તેઓ મૌન જ ભજશે."

"અને મહારાજશ્રીનો અભિપ્રાય?"

"તેમને તો હરકોઇ માર્ગે દોરી શકાય. મારો નિશ્ચય એવો છે કે અત્યારે વસઇના ઘેરાને પડતો મેલવો અને નાદીરશાહની સામે થવું. એ પરદેશી શત્રુને પાછો કાઢ્યા પછી વળી વસઇનું થઇ રહેશે. અત્યારે તો 'સમય વર્તે સાવધાન' રહેવાનો વખત છે." બાજીરાવે વિશેષ ગંભીર બનીને કહ્યું: "તેટલા માટે તો હું ભોંસલેની પૂંઠ મૂકીને પાછો ફર્યો છું. આજે રાત્રે હું બરાબર વિચાર કરીને ચીમણાજીને મોકલવાનો પત્ર લખી રાખીશ. તે પત્ર જેમ બને તેમ ઉતાવળે ચીમણાજીને પહોંચાડવો કે જેથી તે આગળ નહિ વધતાં લશ્કર સાથે તુરત પાછો ફરી શકે. મેં કહ્યું તે ધ્યાનમાં રહ્યું? પત્ર વિનાવિલંબે પહોંચાડવાનો છે."

"હા મહારાજ! એ માટે ફીકર ન કરો. મારો અશ્વ અહીંથી ઉપડીને ચીમણાજી મહાજની છાવણીમાં જ થોભશે."

"સાબાશ! વારૂ, અત્યારે હવે તું જા, પરોઢ થતાં તું તૈયાર થઇને આવજે. હું પત્ર લખી રાખીશ તે તને આપીશ; તારા સાથીને પણ તે વિષેની ખબર આપી દેજે."

"વારૂ મહારાજ! હવે હું જઉ છું."

"જરા રહે! અંદરના ખંડમાં ચાલ, મારે તને એક ગુપ્ત વાત કહેવી છે."

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ગુપ્ત વાત.

'ગુપ્ત વાત' એ શબ્દો બાજીરાવના મુખમાંથી ઉચરાયેલા સાંભળીને વિશ્વાસરાવ તે જાણવાને વિશેષ ઉત્સુક બન્યો. કઇ બાબત સંબંધે ગુપ્ત વાત પોતાને આટલી ખબરદારી સાથે અને એકાંતમાં લેઇ જઇને કહેવાની

હશે તે વિષે અનેકાનેક અનુમાનો તેણે કરવા માંડયાં. બાજીરાવ અંદરના ખંડમાં જવા માટે આગળ ચાલ્યો અને વિશ્વાસરાવ પાછળ પાછળ ચાલ્યો. થોડીએક ક્ષણમાં બન્ને એકાંત ઓરડામાં જઈ પહોંચ્યા અને બાજીરાવ એક ગાદી ઉપર પડયો. વિશ્વાસરાવ તેની સમક્ષ બેઠો. એ થોડીએક ક્ષણોમાં એ ગુપ્ત વાત કેવી હશે તે વિષે વિશ્વાસરાવે અનેકાનેક કલ્પનાઓ કરી અને કાંઇ કાંઈ અનુમાનો કરી વાળ્યાં. જ્યારે કાંઇ નવીન અને ગંભીર વાત જાણવાની હોય છે અથવા તેવો પ્રસંગ પ્રત્યક્ષ થવાનો હોય છે ત્યારે તેનું સ્વરૂપ જોવા-જાણવાની ઉત્સુકતા મનુષ્યમાં બહુ વધી જાય છે અને તે વખતે તે વિષે મન બહુ જ દ્રુતગતિથી પ્રવાસ કરવા લાગે છે. સ્વલ્પ સમયમાં તે સંખ્યાબંધ વિચારો કરી વાળે છે. તેવી જ ઉત્સુક સ્થિતિ વિશ્વાસરાવના મનની થઇ ગઇ. બાજીરાવે ધીરે ધીરે વિશ્વાસરાવને સ્વારીની કેટલીક વાતો પૂછી. સ્વારીની સાથે તે ઘણો વખત રહ્યો હોવાથી જે કાંઇ નવું-સવું જાણવાનું તેને મળ્યું હોય તે વિષે પણ તેણે પૂછ્યું. પોતાના અનુભવની કાંઇ ચિત્ર-વિચિત્ર વાતો તેણે બાજીરાવને કહી સંભળાવી. છેવટે બાજીરાવે અત્યંત ધીરે સ્વરે વિશ્વાસરાવને એક લાંબી વાત કહી, તે વિષે કેટલીક સૂચના કરી અને તેને 'ચાર'નું જે પદ આપ્યું હતું તે પદના ખરા ધર્મો બજાવવાનો સમય હજી હવે આવતો હોવાનો તેને બોધ કર્યો.

આ સઘળું સાંભળીને વિશ્વાસરાવ બહુ જ ગંભીર બની ગયો. થોડીએક ક્ષણસુધી તે અવાચ્ય બેસી રહ્યો. બાજીરાવે જોયું કે પોતે કહેલી ગુપ્ત વાત ઉપરથી વિશ્વાસરાવના અંતઃકરણમાં ખેદ સાથે આશ્ચર્યનો પ્રાદુર્ભાવ થયો છે. તેના વદન ઉપર પ્રસરેલી ગંભીરતા બાજીરાવને અત્યંત ગૂઢ જણાઇ અને કેવી સાવધાનતાથી પોતાનો ધર્મ બજાવવાનો પ્રસંગ હવે આવ્યો હતો તે વિશ્વાસરાવ સારી પેઠે સમજી ગયો હોય તેમ બાજીરાવે તેના વદન ઉપરથી અનુમાન કર્યું. વિશ્વાસરાવે છેવટે વિદાય માંગતાં કહ્યું: "મહારાજ! આપે મને આ વાત વેળાસર કહી દીધી તે સારૂં કર્યું. આપ નિશ્ચિંત રહેજો. મારૂં માથું ડૂલ થશે, તોપણ—"

બાજીરાવે નાકપર આંગળી કરી વિશ્વાસરાવને ચૂપ રહેવાનું સૂચવ્યું અને કહ્યું: "દિવાલને પણ કાન હોય છે, માટે મનના ઉદ્‌ગારો મનમાં જ દાબી રાખવા. બસ, હવે જા, પરોઢિયે તૈયાર થઇને વહેલો આવજે."

વિશ્વાસરાવ ચુપચુપ વિદાય થયો. ચિત્તની જે પરવશતામાં તે નીકળ્યો હતો તે જ પરવશતામાં તે ઘેર પહોંચ્યો. પોતાના ભાઇને કેટલાક

વખત પછી ઘેર આવેલા જાણીને સાવિત્રી આજે એકાદ દિવસને માટે ભાઇને ત્યાં આણીને રહી હતી. ભાઇને માટે ભોજન તૈયાર કરી રાખીને તે તેની રાહ જોતી ક્યારનીએ બેસી રહી હતી. વિશ્વાસરાવ આવતાં જ તે બોલી ઉઠીઃ "ભાઇ ! બહુ મોડું કર્યું. હજી તું જમ્યો નથી, અને સ્હવારે તો પાછા પ્રયાણ કરવાનું હશે."

"હા, સ્હવાર થતાં પહેલાં મારે પ્રયાણ કરવાનું છે અને માર્ગમાં જરા પણ વિલંબ કર્યા વિના ચીમણાજી મહારાજ પાસે પહોંચવાનું છે. રસોઇ તૈયાર હોય તો લાવો હું જમી લઉં. તમે તો જમ્યાં છો ના ?"

"ના ભાઈ ! હું તો તારી રાહ જોઇ રહી છું; પણ વિલંબ વિના ચીમણાજી મહારાજને જઇ મળવા જેવું કયું અગત્યનું કામ આવ્યું છે વળી ?" સાવિત્રીએ સહજ પ્રશ્ન કર્યો.

"એ કામ ઘણું જ ગુપ્ત છે અને તે ગુપ્ત વાત કહેવા માટે જ મને બાજીરાવ મહારાજે અત્યારસુધી રોકયો હતો. કામ એટલી અગત્યનું છે કે મારે અત્યારે ને અત્યારે જ ભૂખ્યા-તરસ્યા પ્રયાણ કરવું જોઇએ, પરન્તુ પ્રવાસના શ્રમને લીધે રાતની રાત અહીં રહેવા દેવાની મહારાજે મારાપર કૃપા કરી છે !"

"ઓહોહો ! એટલું બધું અગત્યનું શું કામ આવી પડયું છે વળી ? શું કાંઇ ભયનો પ્રસંગ છે ?" સાવિત્રી પણ એ પ્રશ્ન કરતાં કાંઇક ગંભીર બની ગઇ.

"ચીમણાજી મહારાજ ઉપર મોટા ભયનો પ્રસંગ આવવાની તૈયારી છે."

"એ શું વારૂ ?"

"બ્હેન ! એ વાત ઘણી ગુપ્ત છે અને કોઇને પણ નહિ કહેવાની મહારાજે મને આજ્ઞા કરી છે; એટલે હું તમને કહી શકતો નથી. માઠું લગાડશો નહિ હોં !"

"ભાઇ ! મને તો કશું માઠું લાગતું નથી, પણ એવી કશી વાત બહાર જવા દઉં એવી હું મૂર્ખ નથી. તને હરકત ન હોય તો કહે, નહિ-તો કાંઈ નહિ. ઘણું જોખમનું કામ તને સોંપાયું છે તે માટે મહારાજનો તારાપર સંપૂર્ણ વિશ્વાસ હશે એ આનંદની વાત છે, પણ-પણ-" સાવિત્રી જરા અચકાઇને બોલીઃ "એવા જોખમભર્યા કામમાં કોઇ વાર જીવનું જોખમ આવી પડે-એ મને રૂચતું નથી."

"બ્હેન ! ક્ષત્રિયનો પુત્ર વળી પોતાની ફરજ બજાવતાં જીવની દરકાર રાખે ખરો ? મારાપર મહારાજનો કેટલો બધો વિશ્વાસ છે, તે સાં-

મળો. એ વાત ઘણી ગુપ્ત છે માટે ભૂલેચૂકે કોઇને કહેશો નહિ—મારા અને-વીને પણ નહિ હોં ! જુઓ, અહીંના પ્રધાનમંડળમાંનો વિરોધી પક્ષ કોંક-ણમાં ચીમણાજી મહારાજની ઉપરા ઉપરી જીત થવાથી ઇર્ષ્યાગ્નિથી બહુ બળી-જળી રહ્યા છે અને તે ગુપ્ત રીતે કશું કાવતરૂં કરીને ચીમણાજીનો જાન લેવા માગે છે ! પોર્તુગીઝોને ખાનગી રીતે ખબરો પૂરી પાડી ચીમ-ણાજી મહારાજની જીતમાં વિક્ષેપ નડે એવો આત્મવિઘાતક દ્રોહ કરવામાં તેઓ ગુંથાયા છે. અને એટલાને જ માત્ર આ વાત બાજીરાવ મહારાજે કહી છે અને તે ચીમણાજી મહારાજને જણાવવાનું કહી તેમના ગુપ્ત દેહ-રક્ષક તરીકે મને રહેવા ફરમાવ્યું છે. મારા માલીકે મારાપર આટલો બધો વિશ્વાસ રાખીને આવું મહત્ત્વનું કામ મને સોંપ્યું અને હું શું મારા જીવની દરકાર કરી અણીને પ્રસંગે દૂર ખસી જઉ ?—એવકા નીવડું ?"

"ભલે ભાઇ ! સ્વામીસેવા બજાવવામાં પ્રભુ તને જશ આપે, અને તું હેમ-ખેમ પાછો ઘેર આવે ! બળ્યું, આવી રાજખટપટ તો બહુ ભૂંડી ! માંહોમાંહે પણ વેર-ઝેર ! હશે સૌ સૌને પાપે લેવાશે ! ભાઇ, તું સત્વર જમીને સૂઇ જા; સ્હવારે પાછા વહેલાં વિદાય થવાનું છે." એમ કહી સા-વિત્રી ઉઠી અને તેણે ભાણું પીરસ્યું. વિશ્વાસરાવે જમી લીધું અને આજની ગુપ્ત વાત સંબંધે કાંઈ કાંઇ તર્ક વિતર્ક કરતો તે બિછાનામાં પડ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### હૃદયદાન.

પરોઢમાં વહેલો ઉઠી વિશ્વાસરાવ પોતાના સાથી ગુણાજીને લેઇને બાજીરાવના નિવાસસ્થાને ગયો. ચાકરે બાજીરાવને તત્ક્ષણ જાગ્રત કર્યો એટલે તેણે વિશ્વાસરાવને પોતાની પાસે બોલાવ્યો અને તેના હાથમાં ચી-મણાજીને આપવાનો લખોટો આપ્યો. તેનાપર પેશવાના નામની મહોર મારેલી હતી. બાજીરાવે કહ્યું: "જો વિશ્વાસરાવ ! છેવટે મારો વિચાર એવો જ થયો છે કે ચીમણાજીને હાલ તુરત પાછો બોલાવી લેવો અને વસઇ જીતવાનું ભવિષ્યને માટે મુલતવી રાખવું. વસઇ જીતવા માટે જ આ મોટી ચડાઇ આરંભી હતી અને મહારાષ્ટ્રનું એ નાક આપણા હાથમાં ન હોય ત્યાંસુધી આપણી કીર્તિમાં એટલી ઊણપ રહેલી જ લેખાય; પરન્તુ સંયોગો એવા છે કે એ કાર્ય અત્યારે મુલ્તવી રાખી નવા શત્રુની સામે તૈ-યારી કર્યા વિના ચાલે તેમ નથી. આ સઘળી સ્થિતિ મેં ચીમણાજી ઉ

રના પત્રમાં દર્શાવી છે. વિશેષમાં મેં તને જે ગુપ્ત વાત કરી છે તે પણ એમાં લખી છે અને ચીમણાજીના ગુપ્ત અંગરક્ષક તરીકે તારી નીમણુક કરી હોવાનું પણ મેં તેમાં સૂચવ્યું છે; જોજે, તારી ફરજ બજાવવામાં જરા પણ પ્રમાદ કરીશ નહિ."

"એ માટે આપ નિશ્ચિંત રહો, મહારાજ! હવે હું વિદાય થઉં?"

"હા, પત્ર જેમ બને તેમ વહેલો પહોંચાડજે."

"વારૂ." કહી વિશ્વાસરાવ વિદાય થયો. પત્રને મજબૂત રીતે ભેટમાં બાંધી ઘોડાપર સ્વાર થઇ તે ચાલ્યો.

જ્યોતિર્મયીનું વદનસુધાકર વિશ્વાસરાવના ચિત્તપ્રદેશમાં વજ્રલેપ થઇને રહ્યું હતું. તેના જેવી નિર્દોષ, પવિત્ર અને સ્નેહવતી બાળાનું જગતમાં આજસુધી તેને બિલકુલ દર્શન થયું નહોતું. તે પૂરી યુવાવસ્થાના બહારમાં હોવા છતાં કોઇ પણ સ્ત્રીના વદનની, વાણીની, ગતિની કે લાવણ્યની મધુરતાએ તેના ચિત્તનું આકર્ષણ કર્યું નહોતું અને તેથી જ લગ્ન કરવાનો વિચાર સરખોએ તેના મનમાં ઉદ્‌ભવ્યો નહોતો. પરન્તુ જ્યોતિના સ્વલ્પ સમયના પરિચયથી જ તેનું ચિત્ત કિંચિત્ પરવશતાનો અનુભવ કરવા લાગ્યું હતું. ઉતાવળમાં સ્નેહવિવશ આંખે જે બાળાનું દર્શન તેણે કર્યું હતું તેનું દર્શન આંખો ભરી ભરીને એક વાર કરી લેવાની પ્રબળ જિજ્ઞાસા તેના અંતઃકરણમાં ઉદ્‌ભવી હતી. તે જિજ્ઞાસાને તૃપ્ત કરવાને એક વાર ત્યાં જવામાં તેને કશો ક્ષોભ થવાનું પણ કારણ નહોતું, કારણકે પ્રતાપે તેને એક વાર પુનઃ ત્યાં આવી જવાનું આમંત્રણ આપ્યું હતું; પરન્તુ એ જિજ્ઞાસાની તૃપ્તિ કરવામાં પોતાની ફરજ આડે આવતી હતી. જરા પણ વિલંબ સિવાય તેને ચીમણાજી પાસે જઇ પહોંચવું હતું એટલે એક ક્ષણ પણ જ્યોતિના દર્શન માટે રોકાવામાં તે અચકાતો હતો. કામ ઘણું અગત્યનું હતું. જે કામ ઉપર આખા દેશના કલ્યાણ—અકલ્યાણનો આધાર રહેલો હોય, તે કામ આગળ પોતાનું કામ ગમે તેવું અગત્યનું હોય છતાં નિર્જીવ જ લેખાય એ વિશ્વાસરાવ સારી પેડે સમજતો હતો. પોતાના ચિત્તની ક્ષણિક તૃપ્તિની ખાતર એક અગત્યના કાર્યમાં વિલંબ કરવાનું તેણે ઉચિત માન્યુ નહિ અને તેથી જ્યોતિની પાસે જવાનો વિચાર બંધ રાખી તે પરભાર્યો ચીમણાજીને જઇ મળ્યો.

ચીમણાજી અપ્પાને વિશ્વાસરાવે બાજીરાવનો પત્ર આપ્યો તે પહેલાં તો ચીમણાજીએ પોતાની સ્વારીનું કામ ઘણું આગળ વધારી દીધું હતું. પૂર્વે કહ્યા મુજબ ખંડૂજી માણકરના પ્રયાસથી સાષ્ટી પરગણાનો ઘણોખરો ભાગ ચીમણાજીના હાથમાં આવી ગયો હતો અને વસઇના ઘેરાની

શરૂઆત પણ **શંકરાજી નારાયણ** નામના સરદારે કરી વાળી હતી. વસઇના કિલ્લાની નજીકના એક નદીકિનારે આવેલા નાના કિલ્લામાં કેટલુંક પોર્તુગીઝ લશ્કર હતું, તે કિલ્લો હાથ કરવાની અગત્ય **ચીમણાજીને** સૌથી પહેલી જણાઇ હતી, કારણકે તેમ કર્યા વિના જો પરભાર્યો વસઇને ઘેરો ઘાલે તો પોતાનું લશ્કર ઘેરાઇ જાય અથવાતો તેને બે બાજુએથી મારો સહન કરવો પડે એવો ભય રહેતો હતો. આ કારણથી પહેલાં તે નાનો કિલ્લો હાથ કરી પછી વસઇને ઘેરી વળવું એવી **ચીમણાજીએ શંકરાજીને** સૂચના કરી હતી. બાકીના લશ્કર તથા સઘળી સામગ્રી સાથે **ચીમણાજી** ધીમે ધીમે વસઈ તરફ આગળ વધતો જતો હતો, એ જ વખતે તેને **બાજીરાવ** તરફનો પત્ર મળ્યો કે જેમાં વસઇ સર કરવાનું પડતું મેલી **સતારા** તરફ પાછા ફરવાનું ફરમાવવામાં આવ્યું હતું.

**ચીમણાજી** એક આગ્રહી અને દૃઢ નિશ્ચયવાળો પુરૂષ હતો. ગમે તે ભોગે અને હરકોઈ સંકષ્ટ વેઠવા છતાં તે ધારેલું કામ પાર પાડયા વિના રહેતો નહિ. **બાજીરાવનું** ફરમાન જાણીને તે કાંઇક વિચારમાં પડ્યો ખરો, પરન્તુ એ વિચારનો અંત પણ તેણે તુરત જ લાવી વાળ્યો. વસઇના ઘેરાનું કામ એક વાર શરૂ કર્યા પછી તે ઘેરો ઉઠાવી લેવો અને લશ્કરને પાછું બોલાવી લેવું એ તેને વાજબી લાગ્યું નહિ. તેમ કરવામાં મરાઠી લશ્કરની માનહાનિ થશે એવું તેને જણાયું. **નાદીરશાહના** ભયનો વિચાર પણ તેને થયો, પરન્તુ **નાદીરશાહ** દક્ષિણમાં આવી પહોંચે તે પહેલાં તો પોતે વસઇનો કિલ્લો સર કરી વાળી લશ્કરને ફારગ કરશે એવી ધારણાથી તેણે ઘેરાનું કામ ચાલુ રખાવ્યું અને **બાજીરાવની** સલાહ પ્રમાણે નહિ વર્તવાનાં કારણો સાથે તેને સંતોષ મળે એવો ઉત્તર લખીને **સતારે** મોકલી દીધો. વસઇના ઘેરાનું કામ બે બાજુએથી શરૂ કરવામાં આવ્યું હતું. જમીન માર્ગે **શંકરાજીએ** ઘેરો ઘાલ્યો હતો અને દરિયા માર્ગે **માનાજી આંગ્રેએ** પોતાનાં વહાણોમાં લશ્કર લાવીને બંદરને ઘેર્યું હતું. આ સ્થિતિમાં વસઇની અંદરના પોર્તુગીઝોને બહારથી મદદ પણ મળી શકે તેમ નહોતું, તેથી તેઓ કિલ્લામાંથી નાસી જઇ શકે તેમ પણ નહોતું. આ પ્રકારના બેવડા ઘેરાથી કિલ્લો ઉતાવળે સર કરી શકાશે એવી ધારણા રાખી **ચીમણાજીએ** વસઇ તરફ જ પોતાની કૂચ ચાલુ રાખી.

જો કોઇ વાર અનુકૂળ પ્રસંગ મળી જાય તો પોતે એક વાર જ્યોતિર્મયી અને તેના પિતાની મુલાકાત લેઇ આવે એવી પ્રબળ આકાંક્ષા વિશ્વાસરાવના અંતરમાં રહ્યાં કરતી હતી. " એક વાર ફરી અહીં

આવજો ” એવું આમંત્રણ મળી ચૂક્યા પછી અને તેનો સ્વીકાર પણ કરી ચૂક્યા પછી પોતે નહિ જવાથી કદાચ એ વયોવૃદ્ધ પુરુષને માઠું લાગશે અથવા તો તે પોતાને માટે હલકો અભિપ્રાય બાંધશે, એ વિચાર તેને કોઇ વાર થતો, પરન્તુ જ્યોતિનું મુખદર્શન એક વાર ફરીથી કરવાની તેના ચિત્તની આતુરતા એ જ મુખ્ય કારણ હતું. ચીમણાજીની સેના વસઇ તરફ કૂચ કરતી એ જ પ્રદેશમાં આવી પહોંચી અને રાત્રે મુકામ કર્યો; તે વખતે વિશ્વાસરાવની મન:સ્થિતિ પુનઃ વિલક્ષણ થઇ પડી. સ્હવારમાં છાવણી ઉઠાવીને ત્યાંથી આગળ કૂચ કરવાની હતી. તે વિશ્વાસરાવ સારી પેઠે જાણતો હતો, પરન્તુ આખી રાત તેના હાથમાં હતી. તેણે વિચાર્યું: “વધારેમાં વધારે તે તળાવ ચાર–પાંચ કોસથી વિશેષ દૂર નહિ જ હોય અને ત્યાં જઇને પાછા ફરવું તે તો માત્ર ત્રણ–ચાર કલાકની જ વાત છે. વસઇ ગયા પછી કદાચ એનું મુખદર્શન નહિ કરી શકાય અને આવો પ્રસંગ મળ્યો છે તો જઇ આવવું જ સારૂં છે.” આ વિચાર આવતાંની સાથે જ વિશ્વાસરાવના ચિત્તની પરવશતા વધવા લાગી. દિવસના બહુ જ શ્રમને લીધે સઘળા સૈનિકો વહેલા વહેલા રસોઇના કામકાજથી પરવારી જમીને સૂઇ ગયા હતા. અત્યારે રાત્રિનો એક પ્રહર વ્યતીત થયો હોવા છતાં સર્વત્ર મધરાતના જેવી શાન્તિ ફેલાઇ ગઇ હતી. માત્ર છાવણીના પહેરેગીરો જ જાગતા અને આમ તેમ ફરતા માલૂમ પડતા હતા. પરન્તુ વિશ્વાસરાવનું હૃદય અત્યારે ચલવિચલ થઇ રહ્યું હતું. તેને ઉંઘ આવતી નહોતી. મનની ઉત્સુકતાને લીધે પ્રવાસનો સઘળો શ્રમ હરાઇ ગયો હતો. પોતાના તંબૂમાં તે આમથી તેમ આંટા માર્યા કરતો હતો. તેના મગજમાં અત્યારે જુદા જુદા વિચારોનું તુમુલ યુદ્ધ મચી રહ્યું હોવું જોઇએ એવું તેના ચહેરા ઉપરના મિશ્ર વિકારોની છાયા ઉપરથી પ્રતીત થયું હતું. એવી જ સ્થિતિમાં કેટલોક વખત ચાલ્યો ગયો. તંબૂની બહાર આવીને તેણે આસપાસ સર્વત્ર નજર કરી. સર્વત્ર શાંતિ વ્યાપી ગઈ હતી. અત્યારે ઘોડાપર સ્વાર થઇને જવું એ ઠીક હતું, કારણકે થોડા વખતમાં પાછા આવી શકાય, પરંતુ ઘોડાપર બેસીને જવાથી કોઈના ધ્યાનમાં આવી જવાય અને મહારાજ પાસે વાત જાય તો પુછપરછ થાય એ સઘળી ઘડભાંજ તેને ગમી નહિ. છાવણીમાંથી ગુપચુપ ચાલ્યા જવું અને પરોઢ થતાં પહેલાં પાછા ગુપચુપ આવી જવું એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. બની શકે ત્યાંસુધી કોઇની નજરમાં આવ્યા વિના વિદાય થવાને તંબૂના પાછળના દરવાજેથી તેણે ચાલવા માંડ્યું. થોડી વારમાં તે છાવણીની બહાર નીકળી જઇ શક્યો. માર્ગમાં માત્ર એક

જ જાગતો પહેરેગીર તેને મળ્યો, પરન્તુ તે વિશ્વાસરાવને તુરત ઓળખી શક્યો અને લશ્કરમાં તે એક ગુપ્ત ચાર હોવાથી તેને રાત દહાડો ગમે તે વખતે ગમે ત્યાં જવું પડે એ તે સમજતો હતો, એટલે વિશ્વાસરાવ ક્યાં જતો હતો તે વિષે તેણે કશું પૂછ્યું નહિ.

છાવણીની બહાર નીકળીને તે ચાલતો થયો. રાત્રિ અજવાળી હતી. આસપાસ ઝાડ–ઝાંખરાની વિપુલતા હતી અને તેના ઓળા દૂરથી કાંઇક ભય આપતા જણાતા, છતાં વિશ્વાસરાવના હૃદયમાં જાગેલો પ્રેમાગ્નિ તે ભયને ભસ્મીભૂત કરી નાંખતો હતો અને આગળ ને આગળ તેના માર્ગને મોકળો કરતો હતો. બેએક કોસ ગયા પછી તેને પોતાની પાછળ કેટલેક દૂર કોઇનો પગરવ સંભળાયો અને તે થોભ્યો; પરન્તુ તુરત તેનો વહેમ ટળી ગયો કારણકે ખુલ્લી ચાંદનીમાં આસપાસ કોઇ તેના જોવામાં આવ્યું નહિ. કેટલીક વારે તે તળાવને કાંઠે આવી પહોંચ્યો. અત્યારે બરાબર મધરાત થઇ હતી. કોઇ કોઇ વાર પવનથી વૃક્ષોનાં પાંદડાં ખખડતાં તે સિવાય સર્વત્ર શાન્તિનો વિસ્તાર હતો, છતાં તે શાન્તિને શોભાવનારો એક કણ્ઠધ્વનિ એકતારા–તંબૂરાના તારને કંપાવતો વિશ્વાસરાવના હૃદયને પણ કંપાવી–નચાવી રહ્યો હતો. આ પ્રદેશમાં એવો મધુરો કણ્ઠધ્વનિ બીજા કોનો હોય? "એ તો એ જ! જ્યોતિ પોતે જ ગાય છે!" એમ બોલતો તે તુરત શિવમંદિર તરફ ચાલ્યો.

કોણ જાણે શાથીએ આજે જ્યોતિર્મયીને નિદ્રા આવતી નહોતી અને અજંપો થયો હતો, તેથી તે શિવમંદિરના ઓટલા પર બેસીને હાથમાં એકતારો લઇ તે ભજન ગાતી હતી! પ્રતાપ પર્ણકુટીમાં સુખી નિદ્રાને અનુભવતો હતો, ત્યારે જ્યોતિ જાગરણ કરતી હતી. વિશ્વાસરાવે પોતા પર કરેલા ઉપકારને તે વિસરી ગઇ નહોતી એટલું જ નહિ પણ તેના સ્નેહદ્રવિત નયનો અને તેજસ્વી વદનકમળ પણ તેના સ્મૃતિપટ ઉપર નૃત્ય કરી રહ્યાં હતાં. રોજ એકાદ બે વાર એ પ્રસંગ, એ વદન અને એ વાણી તેને યાદ આવતી અને તેના મનમાં એમ થયાં કરતું કે "પિતાના આમંત્રણને તેણે માન્ય રાખ્યું છે, તો એક વાર ફરી અહીં આવે અને મારા આતિથ્યને ગ્રહણ કરે તો સારૂં." મનની આવી ઇચ્છા અને ચિત્તમાં તેનું પુનઃ પુનઃ થતું સ્મરણ એ સઘળું જ્યોતિ અનુભવતી હતી ખરી, પરન્તુ પોતાને એમ શાથી થતું હશે તે કશું તે સમજતી નહિ–તેનું કારણ શોધવાને તે સરલચિત્તા યત્ન પણ કરતી નહિ. સ્મરણતંતુઓ બે મનમયૂર જાગ્રત થઇને નૃત્ય કરવા લાગે છે, તેવી રીતે પરસ્પર મ

કર્પણ થવાથી શાંત સ્થિતિમાં ઉભય આત્માનું તાદાત્મ્ય થઇ જાય છે તેથી કિંવા કોઇ અકસ્માતથી આજે જ્યોતિર્મયી જાગતી હતી અને જાગરણનો સદુપયોગ કરવાને ગાતી હતી. શિવમંદિરની પાછળ થોડી વાર બેસી પ્રવાસના શ્રમને ઉતારતો વિશ્વાસરાવ પોતાના કર્ણને એ ગીતામૃતથી તૃપ્ત કરવા લાગ્યો:

(ભૈરવી)

અરે, મમ સર્વસ્વ છે પ્રભુનામ! ટેક.

તન મન શોભે એનાથી તો શું,
આભૂષણો તણું કામ? અરે.
આરોગું નામ એ, પીઉં રસ–ભક્તિ,
રહું થઇને નિષ્કામ! અરે.
પ્રભુ તણી સુંદર સૃષ્ટિવિષે રહું,
જીવું જપી અવિરામ! અરે.
અવસર ક્યારે આવશે એવો,
ટળી જાય બંધ તમામ! અરે.
અભિલષું એવું ક્યારે હું વાસું,
ઇશનું અચળ સુખધામ! અરે.

"વાહ! ગાનમાં આત્મા કેવો વિસર્જન થઇ રહ્યો છે?" કાન અને મનની તૃપ્તિને અંતે વિશ્વાસરાવથી સહસા એ શબ્દો બોલાયા વિના રહ્યા નહિ, અને તે જ ક્ષણે ગાન અટક્યું. જ્યોતિ સત્વર ચંચળ બની ગઇ અને એકતારો ત્યાં જ મૂકીને ઉઠી, તો મંદિરની બાજુએ મંદિરના પડછાયામાં વિશ્વાસરાવ તેની નજરે આવ્યો. તુરતમાં તે તેને ઓળખી શકી નહિ અને તેના વદન ઉપર કાંઇક ભયાતુરતા છવાએલી વિશ્વાસરાવે જોઇ. જ્યોતિના ભયને દૂર કરવાને વિશ્વાસરાવ તેની નિકટમાં જતાં બોલ્યો: "ભય પામશો નહિ. હું કાંઇ ભૂત કે રાક્ષસ નથી પરન્તુ મનુષ્ય છું. તમારા મધુર કંઠધ્વનિએ મને અહીં દોર્યો છે. તમારી એકાન્તનો ભંગ થયો માટે ક્ષમા કરજો."

જ્યોતિર્મયીએ સ્વરને તુરત ઓળખી કાઢ્યો અને વિશ્વાસરાવ આગળ વધીને ચંદ્રના પ્રકાશમાં આવતાં તેને ઓળખી પણ ચૂકી. છતાં વિશેષ ખાત્રી કરવાને તે લજ્જાવનત વદને જ ધીમે સ્વરે બોલી: "આ સ્થળ આપને કેવળ અજાણ્યું જ છે કે શું?"

વિશ્વાસરાવ બોલ્યો: "કેવળ અજાણ્યું નથી. કેટલાક દિવસ પહેલાં

હું એક વખત અહીં આવ્યો હતો; અને તે વખતે મારે હાથે જે કાર્ય થયું હતું તે પ્રાણ જતાં છતાં પણ મારાથી વિસરાય તેમ નથી."

"એવું મહત્ત્વનું તે કયું કાર્ય આપને હાથે આ સ્થળે થયું હતું, તે કશી હરકત ન હોય તો કહેશો?" જ્યોતિએ પૂર્વવત્ લજ્જા-સંકોચ પ્રકટ કરતાં કહ્યું.

વિશ્વાસરાવ બોલ્યો: "હું જે વખતે અહીં આવ્યો હતો, તે વખતે ઇશ્વરકૃપાથી મારે હાથે એક કુમારિકાનો પ્રાણ બચવા પામ્યો હતો; અને જો તમને માઠું ન લાગે તો કહું કે તે કુમારિકા પણ તમે પોતે જ છો એમ હું ધારૂં છું. તમે તો કદાચ એ પ્રસંગ ભૂલી ગયાં હશો, પરંતુ મારા અંતર્માં તો તે પ્રસંગ વજ્રલેપ થઇને રહ્યા છે."

"મારા પ્રાણને બચાવનાર ઉપકારી સજ્જનને વિસરી જઉ એવા હલકા કુળની હું નથી." જ્યોતિએ મસ્તકને જરા ઉચું લઇને કહ્યું.

"મેં તમને વિનાકારણ દોષ દીધો તે માટે મને ક્ષમા કરજો. વારૂ, પણ જે વાત જાણવાને હું અધીરો બન્યો છું તે એ છે કે પેલું બિચારૂં હરિણ પછી બચવા પામ્યું કે નહિ?"

જ્યોતિ બોલી: "તે આ આશ્રમમાં પૂર્વવત્ રમ્યાં કરે છે."

"એ પણ મોટા આનંદની વાત. હું મધરાતે અહીં આવ્યો છું તે જાણીને તમે કદાચ વિસ્મય પામ્યાં હશો, તેથી મારે જણાવવું જોઇએ કે મહારાજ ચીમણાજી અપ્પાની સેના અહીંથી થોડે દૂર છાવણી નાંખીને પડી છે. હું તેની સાથે જ હતો અને મને સાંભર્યું કે જે મહાત્માએ એક વાર પુનઃ આ આશ્રમમાં આવી જવાનું ફરમાવ્યું હતું તે મહાત્માને મળવાનો આ પ્રસંગ ઠીક છે, એટલે રાતોરાત હું તેમના દર્શનાર્થે આવ્યો છું."

"મારા પિતાજી તો નિદ્રિત થયા છે; તમે કહો તો હું તેમને જાગૃત કરૂં."

"નહિ, તેમને જાગૃત ન કરશો. હું તેમના દર્શનાર્થે અહીં આવ્યો હતો એટલી ખબર માત્ર તમે તેમને સ્હવારે આપશો તો ચાલશે. વારૂ, એ મહાત્માનું નામ શું?"

"મારા પિતાજીનું નામ પ્રતાપરાવ છે. સંભાજી મહારાજના તે એક હજુરી હતા."

"ઓહો! ઘણા આનંદની વાત! ખરેખર, તેમના વૃદ્ધ કપાળપર મેં શૌર્યની રેખાઓ જોઇ હતી. હશે, ત્યારે હવે હું રજા લઉ છું. મારે રા રાત પાછું છાવણીમાં જવું છે."

"પિતાજીને મળવાને આપ આવ્યા અને તેમને મળ્યા વિના જ પાછા ફરો છો." જ્યોતિ અચકાતી બોલીઃ "ત્યા...રે રહેવા......રે જાઓ તો નહિ ચા...લે?"

વિશ્વાસરાવ કૃતજ્ઞતા દર્શાવતો બોલ્યોઃ "નહિ જ. મારે તે પહેલાં જવું જોઇએ."

"ભલે ત્યારે જાઓ; પણ આપનું નામ..." જ્યોતિના મુખમાંથી એ વાક્ય પૂરૂં નીકળી શક્યું નહિ. એ કંઠસ્વરમાં કિંચિત્ વિકૃતિ હતી. તે વિકૃતિને વિશ્વાસરાવના કાને પકડી લીધી. જ્યોતિના કંઠસ્વરે વિશ્વાસરાવના હૃદયને દ્રવિત કર્યું. પ્રથમ સંમિલનને પ્રસંગે છૂટાં પડતાં જ્યોતિનાં નેત્રોમાંથી વહી નીકળેલાં અશ્રુ વિશ્વાસરાવને સાંભર્યાં.

તે બોલ્યોઃ 'મારૂં નામ વિશ્વાસરાવ. જો મને ક્ષમા આપો તો પૂછું કે તમારો કંઠ એકાએક કેમ ભરાઇ આવ્યો? હું પહેલી વાર જ્યારે અહીં આવ્યો હતો, ત્યારે પણ હું ગયો ત્યારે તમારી આંખમાં આંસુ આવ્યાં હતાં. મારા આગમનથી જો તમને કશું દુઃખ થતું હોય તો ક્ષમા માંગું છું."

જ્યોતિર્મયી મૌન ઊભી રહી. તે બાળાને આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તે સૂઝ્યું નહિ. પોતાના પ્રશ્નનો કશો ઉત્તર નહિ મળવાથી વિશ્વાસરાવે પુનઃ પ્રશ્ન કર્યોઃ "મને લાગે છે કે તમારૂં અંતર્ કશા દુઃખના ભાર તળે દબાએલું છે અને એ દુઃખ મારા આગમનથી જ થઈ આવેલું હોવું જોઇએ. તમને વિશેષ દુઃખી નહિ કરવાને હું જઉં છું: પણ સાથે સાથે પૂછું છું કે મને જોવાથી તમને કોઇ તમારૂં આપ્તજન કિંવા સ્નેહી સાંભરી આવ્યું છે?"

"ના, ના." એક ક્ષીણ સ્વર નીકળ્યોઃ "પહેલી વાર આપ અહીં આવ્યા ત્યારે તમે અમારા આતિથ્યનો સ્વીકાર કરી શક્યા નહિ અને બીજી વાર પણ તેમ જ થાય છે, એ જોઇને મને જીવનદાન દેનાર સજ્જનના ઉપકારનો કિંચિત્ પણ બદલો વાળવાને હું ભાગ્યવતી ન થઇ તેથી મને દુઃખ થાય છે. હું તમને વિનતિ કરૂં છું કે જો તમે પ્રભાત થતાં સુધી રહો તો સારૂં. મારા પિતાજી—" જ્યોતિ આગળ બોલતાં અટકી ગઇ.

"કેમ અચકાયાં?"

"મારા પિતાજી પણ આપને મળવા—આપની સાથે કેટલીક વાતચીત કરવાને બહુ ઉત્સુક છે, તેથી હું આપને તસ્દી આપવા ઇચ્છું છું."

"શી વાતચીત તે મારી સાથે કરવા માંગે છે તે તો કદાચ તમે નહિ જાણતાં હો!"

"ના. તોપણ આપના જાતિ–કુળાદિની વિગતની જરૂર છે એવું કશું તે કહેતા હતા ખરા. જો આપને જવું જ હોય તો પછી નિરૂપાયે મારે પિતાજીને જાગૃત જ કરવા પડશે."

"નહિ, નહિ, જાગૃત ન કરશો. મારા સંબંધે એ મહાપુરૂષને એટલું કહેજો કે હું એક દરિદ્ર પણ સ્વામીભક્ત મરાઠો છું. ચવ્હાણ ઘરાણામાં મારો જન્મ થયો છે પરન્તુ અત્યારે માતા, પિતા આદિ સ્વજનોથી હીન બનેલો માત્ર એકલો જ–કૌટુંબિક આધાર વિનાનો માણસ છું. મોટા પુરૂષોના જેવો મારો ઇતિહાસ કાંઇ ચમત્કારિક નથી. દરિદ્રાવસ્થામાં જન્મી હજીસુધી દરિદ્ર છું અને મૃત્યુસુધી સ્વામીસેવા તથા દેશસેવા મારા ભાગ્યમાં રહે તો એ દરિદ્રતા જ મને ઇષ્ટ છે."

જ્યોતિ મૌન્યપૂર્વક એ કથાનક સાંભળી રહી.

"અને હવે હું જઉં છું." એમ કહી વિશ્વાસરાવે ચાલવા માંડ્યું.

બે ડગલાં આગળ આવી જ્યોતિ બોલી ઉઠી: "ઊભા રહો, ઊભા રહો! આપ પિતાજીના આમંત્રણને માન આપીને આવ્યા ખરા, પરન્તુ પુનઃ એક વાર અહીં આવવાનું હું આપને આમંત્રણ આપું છું, તો મારા આમંત્રણને સ્વીકારીને આવશો ખરા ને?"

"યુદ્ધનાં કાર્યો બહુ વિકટ હોય છે. આ દેહ યુદ્ધ પૂરૂં થતાં સુધીમાં ઘેર પહોંચ્યો ત્યારે જ ભાગ્યશાળી સમજવો; તથાપિ તમારા આમંત્રણને સ્વીકારીને એટલું કહું છું કે જો જીવતો હોઇશ તો સ્વામીસેવામાંથી અવકાશ મેળવીને ત્રણ માસની અંદર એક વાર અવશ્ય આવીશ."

એટલું બોલી વિશ્વાસરાવ તુરત ચાલતો થયો. જ્યોતિ તેને ચંદ્રના પ્રકાશમાંથી દૂર દૂર જતો નિહાળી રહી. વિશ્વાસરાવને લાગ્યું કે પોતાનું ચિત્ત વધારે પરવશ થતું જાય છે, એટલે તેણે પાછું ફરીને જોયું નહિ, પરંતુ ઉભય મનમાં તો સમજી શક્યાં હતાં કે પરસ્પર હૃદયદાન દેવાઇ ગયું છે.

વિશ્વાસરાવ મનને કઠીન કરીને જ્યોતિર્મયી પાસેથી સહસા નીકળી ચૂક્યો, પણ તેના પગ તો પાછા ને પાછા પડતા હતા. એ બાળાનું હૃદય પોતા તરફ આકર્ષાયું છે, તેનો પિતા પોતાનાં જાતિ–કુળ જાણવા ઇચ્છે છે એ સઘળી વિગતપરથી જ્યોતિર્મયી જેવું રત્ન મેળવીને પોતે ભાગ્યશાળી થાય એવો હરેક સંભવ તેને જણાવા લાગ્યો. આ સંભવ નિશ્ચયના રૂપમાં પણ ફેરવાઈ જાત, પરન્તુ પ્રતાપને પોતે જગાડવા દીધો નહિ, તેથી તત્સંબંધે અનિશ્ચય જ રહી ગયો અને હવે તે તેને ખટકવા લાગ્યો. પોતે મૂ-

ખેતા કરી એવું હવે તેને લાગ્યું. સ્હવારસુધી રોકાઇ એ મહાત્માને પોતે મળ્યો હોત તો ઠીક હતું એવો તરંગ તેને થયો, પરન્તુ તે તરંગ તો સત્વર દૂર થઇ ગયો કારણકે તેથી પોતાની ફરજ બજાવવામાં દોષ આવે તેવું હતું. માર્ગમાં તેને ગ્લાનિ થઇ આવી. એકાદ વાર પાછા ફરવાનું પણ મન થઇ આવ્યું અને તે પાછો વળ્યો સુદ્ધાં. પાછળ કેટલેક દૂર સફેદ કપડાંવાળો કોઇ પુરૂષ તેના જોવામાં આવ્યો અને તે થોભીને જોઇ રહ્યો. તે પુરૂષ બીજે માર્ગે ચાલ્યો ગયો એટલે વિશ્વાસરાવે અનુમાન કર્યું કે કોઇ વટેમાર્ગુ હશે અથવા જંગલમાં લાકડાં કાપવા નીકળનાર ભીલ કિંવા શિકારી હશે. પાછા ફરીને પોતાની અધીરાઇ બતાવવામાં તેને પોતાના પુરૂષત્વની હીનતા લાગી અને તુરત જ ઉતાવળે પગલે ચાલી તે છાવણીમાં આવી પહોંચ્યો. એ વખતે રાત્રીનો ત્રીજો પ્રહર પૂરો થઇ ચૂક્યો હતો અને સૈનિકો ધીમે ધીમે જાગૃત થતા હતા. વિશ્વાસરાવ પોતાના તંબૂમાં આવીને સૂતો, પણ તેને નિદ્રા આવી નહિ.

## પ્રકરણ ૧૪ સું.

### વસઇનો ઘેરો.

વસઇ! મહારાષ્ટ્રનું નાક! ખરેખર, વસઈ એ વખતે હરકોઇનું ધ્યાન ખેંચે તેવો સુંદર કિલ્લો, આબાદ બંદર અને મનોહર સ્થળ હતું. એ પ્રદેશમાં પોર્તુગીઝ લોકો વસવા લાગ્યા ત્યારપછી તેની સુંદરતા અને અગત્યમાં મોટો વધારો થવા પામ્યો હતો. તેઓએ વસઇની ખીલવણી પોર્તુગાલનાં બંદરોની શૈલીપર કરી હતી અને તેમ કરવામાં લોકવ્યવહારની સગવડ અને સુંદરતા એ બે તેમનાં ધ્યેયબિંદુઓ હતા. *એ સમયે વસઇનો ઘેરાવો ૩ માઇલનો હતો અને કિલ્લાની દિવાલ ઉંચી પહોળી તથા મજબૂત હતી. તેને આઠ બૂરજ હતા. કિલ્લાની દક્ષિણ દિશાએ આવેલી ખાડીની તરફ માત્ર એકવડી દીવાલ હતી અને એ દીવાલ એકવડી રાખવાનું કારણ એ હતું કે તે દિશાએથી ભયનું આગમન થવાનો ઓછો સંભવ રહેતો હતો. શહેરની અંદરના રસ્તાઓ પહોળા તથા સીધા હતા અને જૂદે જૂદે સ્થળે આવેલા મોટા ચોક તેની આસપાસનાં મોટાં સુંદર મકાનોથી સુશોભિત લાગતા હતા.

* ઇ. સ. ૧૬૯૫ માં ડો. ગેમેલી કેરેરીએ વસઇની મુલાકાત લીધી હતી તેમના તથા કેપ્ટન હેમીલ્ટને આપેલા વૃત્તાંત ઉપરથી આ વિગત ઉતારેલી છે.

કિલ્લાના બે મુખ્ય દરવાજા હતા જેમાંનો એક પૂર્વ દિશાએ તથા બીજો પશ્ચિમે હતો અને ખાડીની બાજુની દિવાલમાં એક બારી મેલવામાં આવી હતી. શહેરની મધ્યમાં એક નાનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો અને તેમાં ૩-૪ દેવળો, પાદરીઓને રહેવાનાં મકાનો, મઠો, એક કોલેજ અને એક ઇસ્પીતાલ રાખવામાં આવી હતી. વસઇની આસપાસનો પ્રદેશ રસાળ હોવાથી ફરતા ૧૫ માઇલમાં બારે માસ હરિયાળી ભૂમિ જ નજરે પડતી અને સઘળું દૃશ્ય નેત્રોને આનંદકારક લાગતું. સેંકડો બગીચાઓ અને નાનાં મોટાં ખેતરો એ ભૂમિમાં આવેલાં હતાં. બગીચાઓમાં બહુધા કેળાં, દાડમ, જમરૂખ, લીંબુ, કેરી, અંજીર વગેરે દેશી ફળઝાડ હતાં અને શેરડીનાં ખેતરોનો તો પાર નહોતો. આખા સાષ્ટી પરગણાની ખીલવણી પોર્તુગીઝ લોકોએ ઘણા શ્રમથી અને ધનથી કરી હતી અને એ સમયે તે એવો લોભાવનારો પ્રદેશ લાગતો કે હરકોઇને ત્યાં નિવાસ કરવાની ઇચ્છા થઇ આવતી.

મજલ દરમજલ કરતો ચીમણાજી આ રમણીય પ્રદેશમાં આવી પહોંચ્યો. નંદનવન જેવો આ ખુશનુમા મુલક જોઇને તેને આનંદ થયો, તે સાથે વસઇના કિલ્લાને તાબે કરવાનો નિશ્ચય પણ વિશેષ દૃઢ થયો. ૧૭૩૯ ના ફેબ્રુઆરી માસની ૧૭ મી તારીખે શંકરાજી નારાયણે વસઇના ઘેરાનું કામ શરૂ કર્યું હતું. ત્યારપછી કેટલેક દિવસે ચીમણાજી શંકરાજીને આવી મળ્યો. આવતાં વાંત જ પોર્તુગીઝ લોકો તરફથી કહેણ આવ્યું કે " જેવી રીતે જંજીરાના સીદી સાથે તમે સુલેહ તથા ખંડણી વગેરેના કરાર કર્યા છે, તેવી રીતે અમારી સાથે પણ તે પ્રકારના કરાર કરો, અમે તે કબુલ કરવા તૈયાર છીએ, પરન્તુ કિલ્લાપરનો ઘેરો ઉઠાવી લ્યો." મહારાષ્ટ્રના નાકરૂપ વસઇનો કિલ્લો અને એવો રસાળ સુંદર પ્રદેશ જોઇને ચીમણાજીનો લોભનો કીડો વધારે ચળવળી આવ્યો હતો. વળી એ કિલ્લો સૌથી વધારે મજબૂત હોવાથી જ્યાંસુધી તેને તાબે કરી શકાય નહિ, ત્યાંસુધી પોર્તુગીઝોના બીજા નાના કિલ્લાઓ તાબે કરી શકાય તેમ નહોતું, એટલે ચીમણાજીએ એ પ્રકારની સુલેહ કરવાની સ્પષ્ટ ના કહી અને જવાબ મોકલ્યો કે: " કિલ્લા સિવાય બીજું કશું અમોને જોઇતું નથી."

ચીમણાજી તરફથી આ પ્રકારનો જવાબ મળતાં પોર્તુગીઝ લોકોને લડ્યા વિના ચાલે તેમ નહોતું. પોતે કેવી સાંકડી સ્થિતિમાં આવી ગયા છે તે તેઓ સમજતા હતા. બીજા કિલ્લાઓમાંથી લશ્કરની મદદ મેળવી શકાય તેમ હતું નહિ, કારણકે કિલ્લાની બહારનો કશો સંબંધ હવે રહ્યો નહોતો. શંકરાજી કિલ્લા તરફ લશ્કર સાથે ધસી આવ્યો ત્યારે પોર્તુગીઝો

યુદ્ધ સંબંધી મંત્રણા* કરવા માટે જૂદા જૂદા ઓહદેદારોની સભા બોલાવી હતી. સભાનો પ્રમુખ સાષ્ટી પરગણાનો ગવર્નર લુઇ ડી બોટલ્હો હતો. એ સભામાં એવું ઠર્યું હતું કે લુઇ ડી બોટલ્હોએ કારંજાના કિલ્લામાંના લશ્કરનું ઉપરીપણું લેવું, કેપ્ટન પરેરા ડીસોઝાને વસઇના કિલ્લાનું રક્ષણ કરવા માટે રાખવો અને કેપ્ટન ફેરાઝને વાંદરાના લશ્કરનું ઉપરીપણું આપવું. બની શકે તો જંજીરાના સીદીના જેવી શરતો કબૂલ કરીને ચીમણાજીને પાછો વાળવો એવો ઠરાવ એ સભામાં થયો હતો અને તે ઠરાવ પ્રમાણેની માંગણી કેપ્ટન પરેરાએ કરી પરન્તુ તેનો સ્વીકાર થયો નહિ એટલે કિલ્લાનો બચાવ કરવો અને લડવું એ સિવાય બીજો કશો માર્ગ હવે તેઓને માટે રહ્યો નહોતો.

કેપ્ટન પરેરા એક ચતુર લડવૈયો હતો, એટલું જ નહિ પણ કુનેહબાજ યુદ્ધમંત્રી હતો. તેણે કેપ્ટન સીલવીરા ડી મેન્ઝીસને પોતાના હાથ નીચે સેનાનાયક‡ નીમ્યો, અને કિલ્લાના બચાવની સઘળી તૈયારીઓ કરવા માંડી. કિલ્લામાં ખોરાકનો જથો કેટલો તૈયાર છે અને તે કેટલો વખત ચાલી શકશે તેની તેણે તપાસ કરાવી તો જણાયું કે બે માસ સુધી તો સર્વ પ્રકારનો ખોરાક શહેરને અને લશ્કરને પૂરો પડી શકે તેમ હતું. દારૂગોળો તો સારા જથામાં તૈયાર હતો પણ ખોરાકનો જથો ખાસ કરીને તેને અક-ળાવવા લાગ્યો. જ્યારે ખોરાકના જથાના આંકડા તેની પાસે આવ્યા ત્યારે તે પોતાના નિવાસસ્થાનમાં એક શણગારેલા દિવાનખાનામાં પોતાની સ્ત્રી સાથે વાતચીત કરતો હતો. ગરમીના અકળાટને લીધે એક ગુલામ કેપ્ટન પરેરાને અને એક ગુલામ છોકરી મીસીસ પરેરાને પંખો નાંખતી હતી. ખોરાકીના આંકડા જોતાં જ તે એકાએક ચિન્તામાં પડી ગયો. તેને આખે શરીરે ઘામ છૂટ્યો. વદનપર ચિન્તાની રેખાઓ સ્પષ્ટ જણાવા લાગી. આ ચિન્તાવિકાર તુરત જ મીસીસ પરેરાના જાણવામાં આવી ગયો. તેણે પંખો નાંખતી છોકરીને ઇશારત કરી એટલે છોકરીએ તેની પૈડાંવાળી ખુરશીને સહજ ધક્કો મારીને કેપ્ટન પરેરાની બાજુએ ગોઠવી દીધી. તે પણ કેપ્ટન પરેરાના હાથમાંના કાગળ તરફ જોઇ કશું નહિ સમજી શકવાથી બોલીઃ "તમને એકાએક ચિન્તાતુર બનાવી મેલનાર આ કાગળ શાનો છે વ્હાલા?"

"એક બાળકના જેવી ભૂલને જ પરિણામે આપણે કદાચ વસઇનો કિલ્લો ખોઇ બેસીશું." એકાએક કેપ્ટન પરેરાના મુખમાંથી એ ઉદ્ગાર નીકળી ગયો.

* A Council of War. ‡ Commanding Officer.

"એમ કેમ વ્હાલા ?"

"કિલ્લામાં ખોરાકનો જથો જોઇએ તેટલો નથી. લડાઇની બીજી સઘળી તૈયારીઓ અગાઉથી કરી રાખી છે, પરન્તુ દુશ્મન આવી પહોંચ્યા પહેલાં ખોરાકનો મોટો જથો કિલ્લામાં સંઘરી રાખવો જોઇએ તેમ કરતાં ભૂલી જવાયું છે, તેને જ પરિણામે કદાચ કિલ્લો હાથમાંથી જશે."

"પણ પ્રિયતમ! કહે છે કે દુશ્મનની ફોજ આપણા કરતાં આઠ-ગણી મોટી છે. જો આપણી પાસે ખોરાક પૂરતો હોત તો આપણે એ આઠ ગણી ફોજને પણ શું પહોંચી શકત ?"

"હા." કેપ્ટન પરેરાએ મક્કમપણે જવાબ આપ્યો.

"કેવી રીતે, તે જરા સમજાવશો ?"

"જો આપણે ચોમાસું બેસતાં સુધી દુશ્મનની સામે ટક્કર ઝીલી શકીએ, તો પછી આપણને દુશ્મન કશી ઇજા કરી શકે તેમ નથી. આ મુલકની વરસાદની ઋતુ બહુ આકરી હોય છે અને એ ઋતુમાં દુશ્મનને ઘેરો ઉઠાવી લીધા વિના ચાલે તેમ નથી. વરસાદની ઋતુ પૂરી થયા પછી ફરી ઘેરો ઘાલે ત્યારે તો આપણે તેને પહોંચી વળી શકીએ કારણકે બહા-રના કિલ્લાઓની મદદ મેળવી શકીએ; પરન્તુ કિલ્લાની અંદર હાલમાં જે કાંઇ ખોરાકનો જથો છે તેટલાવડે ચોમાસા ભેગા થવું મુશ્કેલ છે. ખોરાકી એકઠી કરવા તરફ લક્ષ ન રાખ્યું એનું પરિણામ હવે વેઠવું પડશે." એમ કહી કેપ્ટન પરેરાએ ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. મીસીસ પરેરાને પણ દુઃખ થયું અને તે સ્વામીના ચિંતાતુર વદન તરફ જોઈ રહી.

એટલામાં કેપ્ટન સીલવીરા ત્યાં એકદમ આવ્યો અને બોલ્યો: "શત્રુની તોપોના મોરચાઓની સામે આપણી તોપો બરાબર ગોઠવાઇ ગઇ છે. સમુદ્રમાર્ગ કેવળ બંધ થઇ ગયો છે અને મરાઠાને સમજાવી લેવાની કોશેશ વ્યર્થ ગઇ છે."

કેપ્ટન પરેરા બોલ્યો: "હું એવું જ ધારતો હતો. આપણી ધારણાથી વિપરીત કશું જ થયું નથી. માત્ર કિલ્લાની અંદરની ખોરાકીના આંકડા ચિંતા કરાવનારા લાગે છે." એમ કહી કેપ્ટન પરેરાએ સીલવીરાને સઘળી વસ્તુસ્થિતિ સમજાવી. સમુદ્રમાર્ગ બંધ થવાથી મચ્છી મળવાનું પણ બંધ થયું એ ચિન્તા પણ જન્મી. લશ્કરમાં ખોરાકનો ઉપયોગ કરકસરથી કરવાની સીલવીરાને કેપ્ટન પરેરાએ સૂચના કરી.

સીલવીરા બોલ્યો: "ખોરાકની કરકસર કરીશું, પરન્તુ દેશી પાયદળ લશ્કર તે માટે બૂમ માર્યા વિના રહેશે નહિ. હરવખતે તે આપણને પજવી

રહ્યું છે, અને આ આપત્તિના વખતમાં પણ સમજીને વર્તવા જેટલી સભ્યતા તેમનામાં નથી.”

“હશે, પણ આ વખતે તેમને બડબડવાનું કારણ મળે એટલી હદસુધી તેમના ખોરાકમાં કસર કરશો નહિ. વારૂ, તેમનાં હથીઆરોની શી ગોઠવણ કરી?”

“કેટલાકોની બંદૂકો બગડી ગઇ હતી તે સમરાવી આપી છે અને કેટલાકો ગુમાવી બેઠા હતા તેઓને નવી પૂરી પાડી છે. કિલ્લામાં રહીને લડવા માટે એ લશ્કર ઠીક છે, પણ ખુલ્લા મેદાનમાં તે નકામું છે.”

“હશે, એ તો વખત આવ્યો જોઇ લેવાશે. શત્રુની તોપોના મોરચા કિલ્લાપરથી બરાબર દેખી શકાય છે?”

“ના. હું ધારૂં છું કે તેઓ હજી એવા મોરચા બાંધી શકતા નથી.”

“જો મોરચા દેખાય તો આપણે તોપોનો મારો ચાલુ કરવો, અને ન દેખાય તો તેમની તોપો ફૂટવા માંડ્યા પછી તેના અવાજને આધારે આપણે તોપો છોડવી, એવી ગોઠવણ રાખજો.”

“મેં પણ એમ જ ધાર્યું છે. આપણી તોપોની ગોઠવણ જોઇ જશો?”

“હા, ચાલો, હું કિલ્લાપર આવું છું.” એમ કહી કેપ્ટન પરેરા ખુરશી ઉપરથી ઉઠ્યો. તેના પગમાંની ચંપલો એક ગુલામે કાઢી લીધી અને કાળા ચામડાના મોટા જોડા તેની સમક્ષ ધર્યા. તે ઉપરની દોરીઓ પણ ગુલામે બાંધી આપી. કપડાં પણ તેણે આણ્યાં અને પોતાના માલેકને પહેરાવ્યાં. કેપ્ટન પરેરા અને કેપ્ટન સીલવીરા વાતો કરતા બહાર નીકળ્યા અને બન્ને એક ગાડીમાં બેસી કિલ્લા તરફ ચાલ્યા ગયા.

મીસીસ પરેરા વિચારમાં ગમગીન બની ગઇ હતી. તેની દાસી પંખો નાંખતી પાસે જ ઊભી હતી તેની તરફ જોઇને તે બોલી: “ઇંદી! આપણા કિલ્લાની આસપાસ જેઓ ચડી આવ્યા છે તેમને તું ઓળખે છે કે?”

“મરાઠાઓ ચડી આવ્યા છે એવું મેં સાંભળ્યું છે.” ઇંદિરા બોલી.

“મરાઠાઓ કેવા મૂર્ખ છે? તેમને ખંડણી આપવાની અમે હા કહી છતાં તેઓ લોહી રેડવા તૈયાર થયા છે! તમે હિંદુ લોકો દયાળુ કહેવાઓ છો પરન્તુ મને તો તમે બહુ જ ઘાતકી જણાઓ છો.”

ઇંદિરા ચૌદ વર્ષની એક બાળા હતી. કેટલાક વખતથી અનિચ્છાએ જો કે તેને આ દાસીત્વ સ્વીકારવું પડ્યું હતું છતાં તેની પોતાના ધર્મ ઉપરની મમતા અડગ હતી. તે પોતાની માલીકણનો એંઠો-જૂઠો ખોરાક ખાતી, તોપણ તેમાંથી માંસ મદ્યના ભેગવાળી વસ્તુઓને હાથ પણ અ-

ઢંઢકાડતી નહિ. રાત્રે જ્યારે તેને સૂવાની રજા મળતી ત્યારે તે એકાંતમાં પોતાના ઇષ્ટદેવનો કેટલાક વખત સુધી જાપ કરીને પછી સૂતી. મીસીસ પરેરા તેની આ સઘળી ક્રિયાથી અજાણી નહોતી, તોપણ તે દયાળુ હોવાથી તેને તેમ કરવા દેતી અને તેના ઉપર જુલમ કરતી નહિ, તેમ જ તેની ઇચ્છાની વિરૂદ્ધ તેને અભક્ષ્યનો આહાર કરવાની ફરજ પાડતી નહિ. મીસીસ પરેરાને મ્હોંએ હિંદુઓની નિંદા થતી સાંભળીને ઇંદિરાથી મુંગા રહેવાયું નહિ. તે બોલી: "બાઇસાહેબ! હિંદુઓ જેવી દયાળુ કોમ દુનિયામાં બીજી કોઇ નહિ હોય. પોર્તુગીઝોએ હિંદુઓ સાથેનું પોતાનું વર્તન પહેલાં સંભારવું જોઇએ અને ત્યારપછી હિંદુઓને માથે નિર્દયતાનો આરોપ મેલવો જોઇએ."

પોતાની માલીકણની સામે એક ગુલામડીની બોલવાની હિંમત જોઇને મીસીસ પરેરા ફાટી આંખે તેના સામે જોઇ રહી અને થોડી વાર પછી મંદ સ્મિત કરીને બોલી: "ઇંદી! શું હું પણ તારા પ્રત્યે નિર્દય છું કે?"

"નિર્દયતા કે દયાળુતાનું કશું માપ હોય નહિ. બીજાઓ ગુલામો સાથે જેવું વર્તન ચલાવે છે તે કરતાં આપ વધારે સારૂં વર્તન ચલાવો છો, માટે એ રીતે આપ દયાળુ છો; પરંતુ હિંદુઓ નોકર–ચાકરોની સાથે જેવુ વર્તન રાખે છે તેની અપેક્ષાએ આપ નિર્દય કહેવાઓ."

"શું હિંદુઓ પોતાના ચાકરો સાથે મારા કરતાં પણ સારૂં વર્તન રાખે છે?"

"હા, બાઇસાહેબ! હિંદુઓ કદાચ પોતાના ચાકરોને ઓછી રોજી આપતા હશે, તેઓ પાસેથી વધારે વખત અને વધારે સખ્ત કામ લેતા હશે, તોપણ તેઓ પોતાના ચાકરોને બીજા મનુષ્યો કરતાં હલકા ગણતા નથી, તેઓની ધર્મની સ્વતંત્રતા લૂંટી લેતા નથી અને તેમને પશુઓની પેઠે વેચતા કે ખરીદતા નથી."

બહારની બાજુએ શેતરંજી સાફ કરવામાં રોકાએલો એક પોર્તુગીઝ નોકર પોતાનું કામ કરતાં થોભીને ઇંદિરા તથા મીસીસ પરેરા વચ્ચેની વાતચીત સાંભળતો હતો, તે ઇંદિરાના આ શબ્દો સાંભળીને એકદમ અંદર ધસી આવ્યો અને ક્રોધ કરતો બોલ્યો: "બાઇસાહેબ! આ બેઅદબ ગુલામડીને મારી સાથે પરણાવી દો તો બહુ સારૂં. એક હિંદુ છોકરી તરીકેનું તેનું સઘળું ગુમાન ઉતારી નાંખ્યા વિના એ રાંડ ઠેકાણે આવવાની નથી."

પરન્તુ મીસીસ પરેરાએ તેના શબ્દો સાંભળ્યા નહિ. તેના કાનમાં તો હજી ઇંદિરાના શબ્દોનો જ ગુંજારવ સંભળાયા કરતો હતો અને તેના ચિત્તમાં તે જ શબ્દો રમમાણ થઇ રહ્યા હતા. 'મનુષ્યત્વ' એ શબ્દમાં રહેલા તાત્પર્યનો બોધ જાણે કે તેને ઇંદિરાએ આપ્યો હોયની, તેવી રીતે તે તેના ઉપર જ વિચાર કરવા લાગી. દેહનું બાહ્ય ભાન તેનાથી ભૂલી જવાયું અને ક્ષણભર તંદ્રાવસ્થા ભોગવતી તે ખુરશીમાં જ સ્થિર બેસી રહી. આ જગતમાં થતી મોટી ઉથલપાથલો જેવી રીતે સમતા અને વિષમતાના યુદ્ધરૂપ છે, તેવી રીતે મનુષ્યોમાં થતાં નાનાં મોટાં યુદ્ધો, ટંટા બખેડાઓ અને વેર ઝેરના પ્રસંગો એ સઘળું મનુષ્યત્વ અને અમનુષ્યત્વ વચ્ચેના એક યુદ્ધરૂપ જ હોય એવું તેને જણાવા લાગ્યું. મીસીસ પરેરા એક બહુશ્રુત સ્ત્રી હતી. કુદરતે તેનામાં જે નૈસર્ગિક ગુણો મૂક્યા હતા તે ગુણોને પાદરીઓના પરિચયથી તથા પુસ્તકોના વાંચનથી વિકસવાનો અવકાશ મળ્યો હતો. પ્રભુની લીલા કેવી ચમત્કૃતિથી ભરપૂર છે એ વિષે અનેક વાર તે વિચારમાં ગુમ બની જતી હતી, તેવી રીતે અત્યારે તેને 'મનુષ્યત્વ' નાં લક્ષણો વિષે જ વિચારો આવવા લાગ્યા. "પ્રભુએ સઘળાં મનુષ્યોને એકસરખાં બનાવ્યાં છે, તો વધારે બળવાન્ મનુષ્યોએ શામાટે પોતાના મનુષ્ય બંધુઓનો આહાર કરવો જોઇએ અથવા વધારે બુદ્ધિમાનોએ શામાટે અન્ય મનુષ્યોને પશુતુલ્ય ગણવાં જોઇએ ?" એ પ્રશ્ન મીસીસ પરેરાની વિચારમાળાનો મેરૂ હતો.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### વૈરાંધતા.

કોંકણ અને વસઈ તરફ ચ્હડાઇ લેઇ જવામાં મરાઠી મંત્રીમંડળમાં જે વિરૂદ્ધતા ઊભી થઇ હતી તે એ ચ્હડાઇને જેમ વધારે ને વધારે ફત્તેહ મળવા લાગી તેમ તેમ વધતી જતી હતી. કોંકણસ્થનો પક્ષ વિજય મેળવી જય-કીર્તિ સંપાદન કરી જાય એ દેશસ્થો સહન કરે તેમ ન હતું અને તેથી જ આ નવી સ્વારીમાં તેઓએ વિરૂદ્ધતા દર્શાવી હતી. તેઓની વિરૂદ્ધતા છતાં આ ચ્હડાઇ કરવામાં આવી હોવાને લીધે તેઓ પોતાના મતનું અપમાન થએલું સમજતા હતા અને વૈરથી ઘેલા બની ગયા હતા. દેશસ્થ પક્ષના આગેવાનો પ્રતિનિધિ શ્રીપતરાવ અને સેનાપતિ દાભાડે હતા. જેમ

જેમ કોંકણમાં ચીમણાજીને વિજય મળતો જતો હતો, તેમ તેમ તેઓનાં મ્હોં વધારે ફિક્કાં પડવા લાગ્યાં હતાં. એવામાં નાદીરશાહ દક્ષિણ તરફ આવવાના સમાચાર મળ્યા અને બાજીરાવે શ્રીમંત મહારાજાની સલાહ લેઇને ચીમણાજીને વસઇ તરફ ઉપડી જવાનું બંધ રાખી પાછો બોલાવી લેવાનું જાહેર કર્યું. આ વખતે પ્રતિનિધિ અને દાભાડેને કાંઇક હર્ષ થયો અને તેઓ જેને તેને મ્હોંએ કહેવા લાગ્યા: "આ વખત એવી મોટી સ્વારી લેઇ જવાને અનુકૂળ નથી એમ શું અમે પ્રથમથી જ નહોતા કહેતા ?" પરન્તુ ચીમણાજી તરફથી ઉત્તર આવ્યો કે "વસઇનો ઘેરો શરૂ થઇ ગયો છે અને થોડા વખતમાં એ જીત પૂરી કરીને તે સતારા તરફ આવશે" ત્યારે તેમનાં મ્હોં પુનઃ ફીક્કાં પડી ગયાં. પહેલાં તો તેમણે હુકમ નહિ માનવા માટે ચીમણાજીની વિરૂદ્ધમાં શાહુને ઉશ્કેરવાનો યત્ન કર્યો, અને ચીમણાજીની બરાબર રીતે ખબર લેવી જોઇએ એવી સલાહ આપી; પરન્તુ શાહુનો જવાબ સાંભળીને તેઓ ઠંડા થઇ ગયા. શાહુનો જવાબ એવો હતો કેઃ "જેણે કોંકણની સ્વારી દર્મિયાન આટલી બધી જીતો મેળવી મરાઠી રાજ્યને કીર્તિ અપાવી છે, તેને વસઇની જીત પૂરી કર્યા વિના પાછા ફરવું વાજબી ન લાગતું હોય તો તેના તે અભિપ્રાયને આપણે માન આપવું જોઇએ, કારણકે પ્રત્યક્ષ સંયોગોની માહિતી જેટલી તેને હોય તેટલી આપણને ન હોય; માટે આવી બાબતમાં એકાએક તેની સામે થવું અને તેનું રહસ્ય પૂર્ણ રીતે સમજ્યા વિના તેનું માન ભંગ કરવું એ વાજબી નથી."

અંતરમાં ઉપજેલા વૈરની શાન્તિને માટે કરેલી ખટપટો વ્યર્થ જવાથી પ્રતિનિધિ અને દાભાડે વધારે ક્રોધાતુર થયા. કોઇ પણ ઉપાયે ચીમણાજી ઉપર વૈર વાળવું એવો તેમણે નિશ્ચય કર્યો. માણસ જ્યારે કોઇ પણ પ્રકારના દુષ્ટાવેશથી અંધ બને છે ત્યારે તેને સારાસારનું કે કર્તવ્યાકર્તવ્યનું ભાન રહેતું નથી. આવેશને પ્રસંગે ડાહ્યા માણસો પણ ગાંડા અને બુદ્ધિમાનો બુદ્ધિશૂન્ય બની જાય છે. પ્રતિનિધિ અને દાભાડે પોતાની ખટપટને પાર ઉતારવાને રોજ રાત્રે એકાન્તમાં મળવા લાગ્યા અને કાંઇ કાંઇ પ્રપંચયુક્તિઓ રચવા લાગ્યા.

લગભગ મધરાતનો સમય થવા આવ્યો હતો. એ શાંત સમયે પ્રતિનિધિ પોતાના ખાનગી દિવાનખાનામાં એક તકીયાને અઢેલીને બેઠો હતો. અત્યારે તે કોઇ મોટી ચિંતામાં ગુંચાઇ ગયો હોય એમ તેની મુખચર્યા ઉપરથી સ્પષ્ટ પ્રતીત થતું હતું. આ ચિંતા કઇ હશે તેનુ અનુમાન સહજ કરી

શકાય તેમ હતું કારણકે આજકાલ તે ચીમણાજી ઉપરના વૈરથી અંધ બની ગયો હતો એમ સૌ કોઇ મનમાં જાણતું હતું. કેટલીક વાર સુધી તે એ જ સ્થિતિમાં બેસી રહ્યો. પછી ઉઠીને વિચાર કરતાં કરતાં તેણે દિવાનખાનામાં આમ તેમ ફરવા માંડ્યું. એટલામાં દાભાડે આવ્યો અને તેને જોતાં જ પ્રતિનિધિની આંખો હસી. તે બોલ્યોઃ “આવો, આવો, ક્યારનો હું તમારી જ રાહ જોતો હતો.”

બન્ને જણ પાસે પાસે બેઠા. ઇશ્વરતીશ્વરની વાતોમાં થોડો વખત ગાળીને પ્રતિનિધિ બોલ્યોઃ “તમે કાંઇ યુક્તિ શોધી કાઢી કે નહિ?”

“હું એકલો શું કરવાનો હતો? આપણા બન્નેનો વિચાર નક્કી થાય તે પ્રમાણે કરવું.” દાભાડેએ ઉત્તર આપ્યો.

“એ તો ખરૂં, પણ જો તમે કોઈ યુક્તિ શોધી હોય તો આપણે તે સંબંધે વિચાર કરીએ. પછી જે કરીશું તે તો બન્નેના મત પ્રમાણે જ કરીશું.”

“મેં તો તે વિષે હજી કશો વિચાર કર્યો નથી.”

“વિચાર પણ કર્યો નથી?” પ્રતિનિધિને કંટાળો બતાવીને કહ્યુંઃ “ત્યારે પછી ક્યારે વિચાર કરશો? શિકાર હાથમાંથી છટકી ગયા પછી બંદૂક ભરવામાં શો લાભ?”

“હું તો તમારા વિચારની આશાપર બેસી રહ્યો છું. હવે તમે કાંઇ સૂચના કરો તો તેપર વિચાર કરીએ.”

“આજ–કાલ તે વિષે નક્કી કરીને તે કાર્યપર તુરતમાં જ કોઇની નીમણુક થઇ જવી જોઇએ. હવે જરા પણ વખત નકામો ગાળવાનો નથી. મારો વિચાર હું પછી જણાવીશ, પણ તમે કઇ દિશાએ કાર્ય કરવાનું ધારો છો તે કહો.”

દાભાડેને પોતાનો વિચાર જણાવ્યા વિના ચાલ્યું નહિ. ક્ષણભર વિચારમગ્ન રહીને તે બોલ્યો: “હું ધારૂં છું કે આ પ્રમાણે કરીએ તો ઠીક. એકાદ વિશ્વાસુ માણસને આપણે ગુપ્ત રીતે અપ્પાની છાવણીમાં મોકલીએ. તે ત્યાં જઇને કોઇ બીજો વિશ્વાસુ માણસ મેળવી લે અને તેઓ બન્ને મળીને સઘળી બાતમી પોર્તુગીઝોને આપતા રહે, તો વસઇનો કિલ્લો સર કરવા જતાં ચીમણાજીને વીલે મ્હોંએ પાછા ફરવું પડે. તેની જીત અધૂરી રહે તો જ તે કીર્તિને શિખરે ચડી જતો અટકે.”

પ્રતિનિધિએ મૌન રહીને તે યોજના સંબંધે વિચાર કરવા માંડ્યો. થોડી વાર સ્થિર બેસી રહીને દાભાડેની યોજના તરફ તુચ્છકાર દર્શાવતા

સ્વરે તે બોલ્યો : “ નહિ, નહિ, એમ કરવું મુશ્કેલ છે, કારણકે આપણો વિશ્વાસુ માણસ અપ્પાના એકાદ માણસને ફોડી શકે એ મને બનવાજોગ લાગતું નથી. તેથી જો આપણે એમ કરીશું તો કદાચ આપણો ફાંસો આપણા જ ગળામાં પેસી જશે. વળી જો એ વાત મહારાજના જાણવામાં આવી, તો આપણે સ્વામીદ્રોહી ઠરીને તિરસ્કારને પાત્ર બનીશું. માટે બીજી કશી યુક્તિ હાથ લાગે તો ઠીક.”

“ તમે ભૂલ કરો છો. આપણા તરફનો માણસ જો હુશિયાર હોય તો તે અપ્પાના એકાદ માણસને મેળવી લે તેમાં કશી મુશ્કેલીનો સંભવ નથી. દ્રવ્યલોભ આગળ બિચારી સ્વામીભક્તિ તે કેટલો વખત ટકી શકવાની હતી ? ” દાભાડેએ કહ્યું.

“ પણ સ્વામીભક્તિ આગળ દ્રવ્યલોભનું કેટલું ગજું ? આ વખતે અપ્પાએ પોતાની સાથે એવાં માણસોને લીધાં છે કે તેઓમાંથી એકાદ માણસને પણ ફોડવાનું શક્ય બને તેમ નથી. જે જે માણસને પેશવાએ અને અપ્પાએ પોતાના કરી લીધા છે તેઓ કેટલા અડગ છે તેનો અનુભવ મને થોડા દિવસ પહેલાં જ મળ્યો છે. મેં પેશવાના એક વિશ્વાસુ માણસ યદુરાવને થોડા દિવસ ઉપર રાત્રે સહજ વાતચીતનું બ્હાનું કરીને બોલાવ્યો હતો. વાતચીતમાં મેં તેને દ્રવ્યની લાલચ બતાવીને ફોડવાનો યત્ન કર્યો. પહેલાં તો તે બહુ સ્વામીભક્ત દેખાયો. પછી તેણે મારા તરફના દ્રવ્યલોભને પોતે વશ થયો છે એવું દેખાડ્યું અને મારો આશય જાણી લીધો. મેં તેને કહ્યું કે કોઇ પણ ઉપાયે વસઇના ઘેરા વખતે તું પેશવાની પરવાનગીથી શામેલ થા અને ત્યાં ગયા પછી અમારા પોતાના માણસ તરીકે કામ કર. તેણે તે વાત કબૂલ કરી. મેં તેને એક સારી જાગીર ઇનામ આપવાની હા કહી. અપ્પાનો કાંટો દૂર કરવાનો મારો હેતુ છે એવું મેં સ્પષ્ટ જણાવી દીધું નહોતું તોપણ તે મનમાં સમજી ગયો હોવો જોઇએ. તે વખતે તો તેણે મારા કહ્યા પ્રમાણે સઘળી વાત કબૂલ કરી અને મારા અંતરના માણસ તરીકે વર્તવાનો ઢોંગ કર્યો, પરન્તુ જતી વખતે બારણાની બહાર નીકળીને તે ઉચ્ચ સ્વરે બોલ્યો:

“* “ ધન્ય તુજ અવતાર, કુતરા નિમકહલાલ હે !
“ ઉત્તમ તું લખ વાર, સ્વામીદ્રોહી મનુષ્યથી ! ”

એ વખતે હું સમજી ગયો કે એ લુચ્ચાએ મને ઠગ્યો અને મને સ્વામીદ્રોહી કહીને એક કૂતરાના અવતારને ધન્ય કહ્યો. મને લાગે છે કે

* સોરઠો.

પેશવાના માણસને ફોડવાનો આપણો પ્રયત્ન તેનાથી અજાણ્યો નહિ રહ્યો હોવો જોઇએ અને તેથી તે વધારે સાવચેત બન્યો હોવો જોઇએ. આવા અડગ માણસો તેની પાસે હોવાથી તેના માણસને આપણામાં મેળવી લેવાનો પ્રયત્ન તો આપણે ત્યાગી જ દેવો જોઇએ.”

દાભાડે પુનઃ વિચારતરંગે ચડયો. કશી બીજી યુક્તિ શોધી કાઢવાનો શ્રમ તે લેતો હતો એમ તેના કપાળપર બદલાતી જતી કરચલીઓ ઉપરથી જણાતું હતું. થોડી વાર વિચાર કરીને તે બોલ્યો: “ત્યારે આપણા તરફનો માણસ ત્યાં જઇને અપ્પાના લશ્કરમાં દાખલ થાય અને ખાનગી રીતે પોર્તુગીઝોને બધી માહિતી આપી અપ્પાની સઘળી લડાયક યોજનાઓ ઉપર પાણી ફેરવી વાળે તો એ બની શકે તેવું છે.”

પ્રતિનિધિએ મ્હોં કસાણું કરીને ઉત્તર આપ્યો: “અંહં! એમાં આપણું કશુંએ વળે નહિ. આપણો માણસ સાધારણ સિપાઇગીરી મેળવી શકે તે પોર્તુગીઝોને ખબર આપવાને ક્યાંથી નવરો પડવાનો હતો? માટે કશી બીજી યુક્તિ શોધી કાઢવી જોઇએ.”

“ત્યારે તમે જ કહો કે આપણે શું કરવું?”

પ્રતિનિધિએ તદ્દન ધીમે સ્વરે કહ્યું: “જુઓ! જ્યાંસુધી આપણે નિષ્કંટક બનીશું નહિ ત્યાંસુધી સામો પક્ષ આપણને જંપીને બેસવા દેનાર નથી; તેટલા માટે એ કાંટાને મૂળમાંથી ઉખેડી નાંખવો એવો મારો તો વિચાર છે.”

દાભાડે તો ચકિત બની ગયો. તેને મન અપ્પા પ્રત્યે વૈર હતું ખરૂં અને તેને અપ્પાનું અનિષ્ટ કરવાની ઇચ્છા પણ હતી ખરી, પરન્તુ આટલી હદ સુધી દુષ્ટ કાર્ય કરવાની તો તેને કલ્પના પણ આવી નહોતી. તેની મુખચર્યાપરથી પ્રતિનિધિ તેના મનની સ્થિતિ કળી ગયો. તે બોલ્યો: “કેમ આ યુક્તિ તમને પસંદ આવે છે કે નહિ વારૂ?”

દાભાડે કાંઇક ગંભીરતા ધારણ કરતો બોલ્યો: “જુઓ શ્રીપતરાવ! પેશવા અને અપ્પા આપણા પ્રતિપક્ષી ખરા, અને તેઓની કીર્તિ આપણી ઇર્ષ્યાનું કારણ થઇ પડે એ પણ ખરૂં, પરન્તુ તેમને જગતમાંથી દૂર કરી નાંખવા એટલી હદ સુધી વૈરાંધ બની જવું ઉચિત નથી. ચીમણાજી આપણો ગમે તેવો વૈરી હોય, તોપણ મહારાષ્ટ્ર સુંદરીની કનિષ્ઠિકા આંગળી જેટલું પણ તેનામાં ગૌરવ છે અને તેની ખોટ તો કેટલીક વાર અનિવાર્ય જણાવાની જ. તમારા એ ઘાતકી વિચારને તો હું સહાનુભૂતિ આપી શકું નહિ.”

પ્રતિનિધિ બોલ્યો: "જરા શાન્તપણે વિચાર કરો એટલે મારી યુક્તિમાં સમાએલું ડહાપણ તમારા સમજવામાં આવશે."

"ખૂન કરવા જેવા દુષ્ટ કાર્યને સંમતિ આપું એટલો સ્વામીદ્રોહ તો મારે હાથે નહિ જ થઇ શકે. એક મરાઠા સરદારનું ખૂન એ તો આપણા નામને બટ્ટો લગાડનારૂં કાર્ય કહેવાય."

શ્રીપતરાવે મંદ હસીને કહ્યું: "સેનાપતિ! તમે બહુ જ ઉંધે માર્ગે વિચારરૂપી અશ્વને દોડાવ્યો છે. એ કાર્યથી સ્વામીદ્રોહ કેવી રીતે થઇ શકે તે હું સમજી શકતો નથી. કહો, આપણો સ્વામી કોણ? શાહુ મહારાજ કે કે ચીમણાજી? શત્રુ સીધી રીતે હાથમાં ન આવે તો આડી રીતે તેને હાથ કરવો એ તો એક પ્રકારની યુદ્ધનીતિ છે અને એવી યુદ્ધનીતિનો આશ્રય શિવાજી મહારાજે પણ અનેક વાર લીધો હતો. કોણ કહે છે કે ચીમણાજીના ઘાતથી આપણે શાહુ મહારાજના દ્રોહી ઠરીશું? તદ્દન ખોટી કલ્પના. જ્યાંસુધી દેશસ્થોના હાથમાં સંપૂર્ણ કાર્યભાર આવશે નહિ, ત્યાંસુધી શાહુ મહારાજનું અનિષ્ટ થાય છે એમ જ માનજો અને એ અનિષ્ટ થતું અટકાવવા માટે કોકણસ્થોનો પગ રાજ્યમાંથી સીધી યા આડી રીતે કાઢવો જ જોઇએ." પ્રતિનિધિએ ઉશ્કેરાતાં કહ્યું: "અને શું તમે ડભોઇના યુદ્ધને ભૂલી ગયા છો? જે પેશવાએ તમારા ભાઇનો ખુલ્લી રીતે ઘાત કર્યો હતો તે પેશવાના ભાઇનો તમે ઘાત કરવાની પેરવી કરો તો તેમા તમે ગેરવાજબી શું કરો છો? શું એ સમયનો દંશ એટલી થોડી વારમાં તમારા હૃદયમાંથી ભુંસાઈ ગયો અને વીરત્વનું લક્ષણ તમે વિસરી ગયા?"

દાભાડે તો પ્રતિનિધિના ઉત્તેજક સ્વર આગળ મૌન બની ગયો. પૂર્વનું વૈર સાંભરી આવ્યું, પણ તેથી મન સર્વથા કઠોર થઇ શક્યું નહિ. એવામાં શ્રીપતરાવે પુનઃ ભાષણ ચાલુ કર્યું: "જુઓ, એ કાંટાને દૂર કરવાને મેં સઘળી ગોઠવણ કરી રાખી છે અને તેમાં હવે તમારી સંમતિની જ માત્ર અપેક્ષા છે. પેશવા પ્રતિ મારા કરતાં તો તમારા મનમાં વધારે દંશ હોવો જોઇએ અને તમે જ આવા નરમ થઇ બેઠા છો તો રાજ્યમાંથી સઘળા કોકણસ્થોને દૂર કરવાનું કેટલું મુસ્કેલ થઈ પડશે? માટે હૃદયને જરા મજબૂત બનાવો અને માત્ર ઇષ્ટની સિદ્ધિ તરફ લક્ષ રાખી પાપ પુણ્યનો વિચાર ત્યજી દો."

દાભાડે મૌન બેસી રહ્યો. તેના અંતરમાં કેવી ગડમથલ ચાલી રહી હશે તે જાણવાને આતુર બનેલો પ્રતિનિધિ તેની મુખચર્યા સામે તાકી

રહ્યો અને વદનપરની રેષાઓ ઉપરથી તેના અંતર્‌ના ભાવ કળી જવાને મથન કરવા લાગ્યો. એટલામાં દાભાડેએ કહ્યું:

"કહો, ત્યારે તમે શી ગોઠવણ કરી રાખી છે?"

"મેં બે મરણીયા શૂરવીરોને તૈયાર કર્યા છે. પૈસાની લાલચ એવી સરસ બતાવી છે કે તેઓ એ કાર્ય પૂરૂં કર્યા વિના પાછા આવશે જ નહિ. તેઓ પૂરી સાવધાનતાથી અને પોતે ખુલ્લા ન પડે એવી રીતે આપ્પાના લશ્કરમાં દાખલ થશે અને બરાબર લાગ સાધી ઇષ્ટ કાર્ય પૂરૂં કરશે."

દાભાડે મૌન બેસી રહ્યો. પોતાના અંતર્‌નો ભાવ સ્પષ્ટપણે પ્રતિનિધિની સમક્ષ જાહેર કરવાની તેની હિંમત ચાલી નહિ. તેનું મૌન્ય પ્રતિનિધિને સંમતિરૂપ જણાયું અને તે બોલ્યોઃ "જાઓ, સેનાપતિ! હવે ઘેર જઇને સવા મણની તળાઈમાં સૂઇ રહો. તમે જોશો કે તમારા ટેકાથી શ્રીપતરાવ થોડા જ વખતમાં પોતાના માર્ગમાંના સઘળા કંટકોને દૂર કરી નાંખશે અને મહારાષ્ટ્રીય સામ્રાજ્યને પેશવાઇનો ભોગ થતું અટકાવશે."

"પણ કામ બહુ જોખમનું છે હોં!"

"અરે, તમે ડરો છો શાને? સઘળું આપણે પોતે જ કરીશું પણ જોખમ આપણે માથે જરા પણ રહેશે નહિ."

એ કાળરાત્રિમાં રચાએલા કારસ્થાનને હવે કેવાં ફળ આવે છે, તે આપણે ભવિષ્યમાં જોઇશું.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### મતભેદ અને કલહ.

દુર્વ્યસની મનુષ્યો પાપ–પુણ્ય કે કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરતા નથી–તેવો વિચાર કરવાનો અવકાશ જ તેમની બુદ્ધિ તેમને આપતી નથી. આ જગત્‌ને જડ વસ્તુઓના સ્વાભાવિક વ્યાપારરૂપ માનનારાઓ જગત્‌માં સર્વત્ર જડ વસ્તુઓનો જ વિસ્તાર થએલો જુએ છે. તેઓને મન ધન એ ઇશ્વર હોય છે, વૈભવ એ સ્વર્ગસુખ હોય છે, ગામગપાટા એ ધર્મકથા–શ્રવણ હોય છે, વ્યસનમાં સમયવહન એ જીવનવ્યાપાર હોય છે અને પોતાનો દેહ એ સર્વસ્વ હોય છે. જગત્‌માં એવું એક પણ દુષ્ટ કાર્ય નથી હોતું કે જે એવા પામર અજ્ઞાનીઓ કરવાને તત્પર થતા નથી. એવા જ

વર્ગનો એક માણસ સાવિત્રીનો પતિ ધનાજી હતો. ધનના લોભે અને હ-રકોઇ દુષ્ટ કાર્ય કરવાની હિંમતે તેને શ્રીપતરાવના હથિયારરૂપ બનાવ્યો હતો અને ચીમણાજીને ઠાર કરવાનું બીડું તેણે ઝડપ્યું હતું ! આ કાર્ય કેટલું દુષ્ટ છે, રાજ્યને તે કેટલું હાનિકારક છે, પોતે પકડાશે તો પોતાની શી અવસ્થા થશે, એ કશા વિચારે તેના ચિત્તમાં જન્મ જ લીધો નહોતો. "પૈસા મળશે" એ સિવાય બીજો કશો વિચાર તેને આવ્યો જ નહોતો. એ કાર્યમાં એક બીજા માણસની પણ જરૂર પડે તેમ હોવાથી અને શ્રી-પતરાવની માંગણી પણ બે માણસોએ સાથે વસઇ તરફ રવાના થવું એવી હોવાથી ધનાજીએ પોતાના નાના ભાઇ કન્હુજીને સાથે લેવાનો ઇરાદો રાખ્યો હતો. બપોરે ફુરસદને વખતે તે કન્હુજીને શ્રીપતરાવ પાસે તેડી ગયો હતો અને "અમે બન્ને જઇને કામ પૂરું કરીશું" એમ કહીને વાટખર્ચીને માટે બસો સોનામહોરો લેઇ આવ્યો હતો. પોતાને ભવિષ્યમાં વધારે સારૂં ઇનામ મળશે અને આખી જીંદગીભર કમાવાની જરૂર રહેશે નહિ એ સુખ-સ્વપ્ને તેને ઉત્સાહિત બનાવ્યો હતો. કન્હુજીને તેણે અગાઉથી કશી વાત કહી નહોતી, પરન્તુ શ્રીપતરાવ અને ધનાજી વચ્ચે જે વાતચીત થઇ એ ઉપરથી તે સમજી ગયો કે પોતાના વડીલ ભાઇએ એક અત્યંત ભયંકર કાર્ય પૈસાના લોભને વશ થઇને કરવાનું માથે લીધું છે.

બન્ને જણ ઘેર આવ્યા. કન્હુજીને એ બસો સોનામહોરો બસો વીં-છીના જેવી દુઃખકર લાગતી હતી. એ કાર્યમાં શામેલ થવાની તેની બિલ-કુલ ઇચ્છા નહોતી, એટલું જ નહિ, પણ ધનાજીને પણ એ કાર્ય કરતો અટકાવવો એવો તેનો વિચાર હતો. ઘેર આવીને ઓરડામાં એકાંત મેળવી તેણે મોટા ભાઇને આસ્તેથી કહ્યું: "ભાઇ ! તમે કેવું દુષ્ટ કાર્ય કરવાનું બીડું ઝડપ્યું છે તે કાંઇ જાણો છો ?"

ધનાજી કાંઇક અચંબો પામતાં બોલ્યો: "દુષ્ટ કાર્ય ? ગમે તેવું દુષ્ટ કાર્ય હોય તેમાં આપણે શું ? આપણને થોડા કામના બદલામાં ભવની ભા-વઠ ભાંગી જાય એટલું દ્રવ્ય મળશે, પછી બીજું શું જોઇએ ?"

"પરન્તુ જીંદગીના જોખમ જેટલું આકરૂં, નિર્દય અને દેશદ્રોહી કાર્ય કરવાની આપણને શી જરૂર ?"

"જેવું આકરૂં કામ છે તેટલા પૈસા પણ મળવાના છે. આજકાલ ખાવાનાં પણ સાંસા પડે છે, તેને બદલે એક મોટા સરદારના જેટલું સુખ મળશે ! પહેલાં દુઃખ વેઠીએ તો જ પછી સુખ મળે." ધનાજીએ પોતાની બુદ્ધિનો ખરો પરિચય આપ્યો.

"ભલે, હું તો એ કામમાં શામેલ થઇશ નહિ. મને મારી સાત રૂપિયાની નોકરી બહુ સારી છે. તમે એકલા જ એ દ્રવ્ય મેળવીને સુખ ભોગવજો. હું તમારી સાથે વસઇ આવવાનો નથી અને મહારાષ્ટ્રના ભૂષણ રૂપ શ્રીમણાજી અપ્પાનું ખૂન કરવાનો નથી."

ધનાજીએ ગુસ્સો કરીને કહ્યું: "એટલે? કન્હુ! તું તારા મનમાં શું સમજે છે? શું મને શ્રીપતરાવ પાસે જૂઠો ઠરાવવો છે? શું મને અહીં ને અહીં જ જીવતો શૂળીએ ચડાવવો છે? તે બનવાનું નથી. તારે મારી સાથે આવવું જ પડશે અને કામમાં શામેલ રહેવું જ પડશે."

કન્હુજી પહેલેથી જ વડીલ ભાઇની આમન્યામાં દબાએલો હોવાથી મોટા ભાઇની આ ડરામણીની સામે કશું બોલી શકયો નહિ. તે નીચું ઘાલીને વિચારમાં પડયો. ધનાજી વધારે અકળાઇને બોલ્યો: "જો તારે નહોતું આવવું તો ત્યાં શ્રીપતરાવની સમક્ષ કેમ કશું બોલ્યો નહિ? અત્યારે હવે મેં તેનું કામ કરવાનું માથે લીધું અને તું ના કહે તે કેમ ચાલે? હું તે સાંભળી શકીશ નહિ. જો તું મારી સાથે શામેલ નહિ જ રહે તો હું શ્રીપતરાવ પાસે ફરિયાદ કરી તને કેદમાં પુરાવીશ, સમજયો?"

સાવિત્રી ઓસરીમાં બેઠી બેઠી આ સંવાદ સાંભળી રહી હતી, તે તુરત જ અંદર આવી અને બોલી: "તમે કયું કામ કરવાનું ધાર્યું છે હેં?"

ધનાજી તેની સામે ડોળા કાઢતો બોલ્યો: "તેનું તારે શું કામ છે? યાદ રાખજે કે જો કોઇને આ વાત કહીશ, તો તને જીવતી ને જીવતી ભોંયમાં દાટી દઇશ."

"હાય! હાય! પણ તમને આ તે શું સૂજ્યું છે? પેટ ન ભરાતું હોય તો હું ભીખ માંગી લાવીને તમને ખવડાવીશ પણ તમને પગે પડીને કહું છું કે આ મહાપાપનું કામ કરવું રહેવા દો!"

ધનાજી મ્હોંપર ગુસ્સાનો આવિર્ભાવ દર્શાવતો બોલ્યો: "જ્યારે તારી સલાહ લેવા આવું, ત્યારે જે કહેવું હોય તે કહેજે; વચ્ચે નકામી ડહાપણ કર નહિ, સમજી?"

"પણ તમે જરા તો વિચારો કે તમે કેવો ભયંકર અનર્થ કરવાના છો? મહારાજનો એક મોટો મંત્રી, બાજીરાવ પેશવાનો જમણો હાથ અને વિશેષ કાંઇ નહિ તોપણ આપણા દેશનો હીરો, તેને મારવો એ તે શું કાંઇ નાનોસૂનો ગુન્હો? છત્રપતિ શાહુ મહારાજ જાણે તો સૌને શૂળીએ

ચડાવે. પાપનો નહિ તો રાજાનો તો ડર રાખો. એક પેટને માટે આવું કામ શામાટે કરવું જોઇએ? મૂઓ, એ પ્રતિનિધિ કેવો છે કે આવું દગાનું કામ કરાવતાં જરાએ પ્રભુનો કે રાજાનો ડર પણ રાખતો નથી?"

"ચૂપ રહે ઓ રાંડ! મારા અન્નદાતાને ગાળ દેનારી તું કોણ? એ બાજીરાવ અને ચીમણાજીને હું સારી પેઠે ઓળખું છું. શાહુ મહારાજને દગો દઇને કોઇ વાર રાજ્ય પચાવી પાડવાનો તેમનો ઇરાદો છે, પણ તે પ્રતિનિધિ પાર નહિ પડવા દે. ચાલ; અહીંથી ચાલી જા, નહિતો—"

"નહિતો શું? હું મરીશ–જીવ આપીશ પણ તમારે હાથે એ કામ નહિ થવા દઉં. અત્યારે ને અત્યારે જ બાજીરાવ પાસે જઇને હું સઘળી વાત કહી દઉં છું, જુઓ તો ખરા!"

ધનાજી બ્હી ગયો. સાવિત્રી આ વાત જાણી ગઇ અને જો તે ખુલ્લી કરી દેશે તો મોટો અનર્થ થશે એમ તે સમજી ગયો. બળથી કામ લેવાનો વખત નથી એવું ધનાજીના ધ્યાનમાં આવી ગયું. કાંઇક કળ કરીને આ વાત ખુલ્લી પડતી અટકાવવી જોઇએ એમ ધારીને તેણે સાવિત્રી આગળ નરમાશ બતાવી, અને બોલ્યો: "પણ તું એટલી આકળી ન થા. તને અને કૅન્હુજી બન્નેને આ વાત ન ગમતી હોય, તો પછી હું પ્રતિનિધિને ના પાડી આવીશ અને તેના પૈસા તેને પાછા આપી દઇશ."

"વાહ! વાહ!" સાવિત્રી અત્યંત હર્ષિત થતી બોલી: "હવે કેવું ડહાપણવાળું બોલ્યા? તમે તો ભોળા છો–નહિતો આવું કામ બીજાની સમજાવણીથી કરવાને તૈયાર થાઓ જ નહિ! હવે મને હર્ષ થયો." સાવિત્રીને પતિ ઉપર અત્યંત પ્રેમ સ્ફુર્યો. તે બિચારી ભોળી સ્ત્રીને એવો ઉમળકો આવ્યો કે જો એકાન્ત હોય તો પતિને વળગી પડીને તેને ચુંબનવૃષ્ટિથી વધાવી લેત!

* * * *

એક અઠવાડીઉં વીતી ગયું. કૅન્હુજીના આશ્ચર્ય વચ્ચે ધનાજીએ તેને દમ ભરાવીને પાછો પોતાની સાથે આવવા તૈયાર કર્યો છે. અત્યારે સાવિત્રી તેને અટકાવવાને માટે તે ઘરમાં નથી. તે ક્યાં છે તે કૅન્હુજી, ધનાજી કે કોઇ પણ જાણતું નથી. તે જીવતી છે કે મરી ગઇ છે તેની માહિતી પણ કોઇ ધરાવતું નથી. ધનાજીએ માત્ર એટલી વાત ફેલાવી છે કે તે તો એકલી જાત્રા કરવા ગઇ છે, પરન્તુ વસ્તુતઃ અત્યારે સાવિત્રી ક્યાં હશે તે તે પણ

જાણતો નથી. શ્રીપતરાવનાં માણસોની મદદથી સાવિત્રીને બેભાન બનાવી મેલીને ક્યાંય દૂર લેઇ જવામાં આવી છે અને એ કાર્ય ધનાજીએ જ પાસે રહીને કરાવ્યું છે. બાજીરાવને કાને આ વાત ન જવા દેવા માટે શ્રીપતરાવે તેને એ પ્રકારની મદદ આપી હતી અને ધનાજીએ બળ નહિ વાપરતાં કળ વાપરીને સાવિત્રીરૂપી કંટકને એ પ્રમાણે દૂર કર્યો છે. બિચારો કન્હુજી પોતાની ભાભીનું શું થયું તે જાણતો નથી, કારણકે કોઇ રાત્રે જ્યારે સૌ સૂઈ ગયાં હતાં ત્યારે સાવિત્રીને ઉંઘમાં જ કોઇ ઔષધીપ્રયોગથી બેભાન બનાવી દઇને ગાડીમાં નાંખી ક્યાંય ગુપચુપ લઇ જવામાં આવી હતી. માત્ર સ્હવારમાં જ માલૂમ પડ્યું હતું કે સાવિત્રી ઘરમાં નથી, પરન્તુ તે જ ક્ષણથી ધનાજીએ તે જાત્રાએ ગઇ હોવાનું જણાવ્યું હતું. કાંઇ આકસ્મિક પ્રકાર બન્યો છે કિંવા કાવતરૂં થયું છે એવો કન્હુજીને વહેમ આવ્યો હતો, પરન્તુ તેનું મ્હોં ભાઇના દાબથી અને પ્રતિનિધિના ભયથી સીવાઇ ગયું હતું, એટલે તે કશું બોલી શક્યો નહોતો. સાવિત્રી ગુમ થયા પછી ચાર છ દિવસ સુધી ધનાજીએ કશો ઉચ્ચાર કર્યો નહિ, પણ ત્યારપછી તુરત જ તેણે કન્હુજીને તૈયાર થવાનું કહ્યું કન્હુજીએ શરૂઆતમાં તો ઘણીએ આનાકાની કરી, પરન્તુ જ્યારે તેણે જોયું કે બીજો કશો માર્ગ હવે રહ્યો નથી ત્યારે તેને અણમાનતે મને મોટા ભાઇની આજ્ઞાને કબૂલ રાખવી પડી. પોતાના પક્ષમાં બોલવાને આજે સાવિત્રી હાજર નહોતી અને તારા તો ઉલટી પતિના દુષ્ટ કાર્યને ઉત્તેજન આપતી હતી: “એક વાર જોખમ વેઠીને કાર્ય કર્યું એટલે જીંદગીભરનું દુઃખ મટી જાય અને વળી પ્રતિનિધિ જેવા મોટા રાજ્યાધિકારીની કૃપાને પાત્ર થવાશે” એ જ ઉપદેશ કન્હુજીના કાનમાં રેડવામાં આવતો હતો. એવી રીતે તેને સમજાવીને, પૈસાની લાલચ અને વૈભવની આશા બતાવીને અને છેવટે પ્રસંગોપાત્ત પ્રાણદંડનો ભય બતાવીને ધનાજીએ કન્હુજીની પાસે પોતાના કાર્યમાં શામેલ રહેવાનું કબુલ કરાવ્યું હતું.

પ્રવાસને લગતાં અને પોતાની જાતને બચાવવાનાં સાધનો તથા જુદી જુદી જાતનાં નાનાં મોટાં હથિયારો તેમજ માર્ગમાં કામ લાગે માટે પુરતું નાણું રાખીને ધનાજી તથા કન્હુજી વસઇને માર્ગે ચાલ્યા. તેઓએ પ્રવાસનો આરંભ કર્યો ત્યારે શુભ મુહૂર્ત હશે કે અશુભ મુહૂર્ત હશે તે પ્રભુ જાણે!

---

## પ્રકરણ ૧૭ સું.

### પ્રેમ અને સ્વામીસેવાનું યુદ્ધ.

ફાલ્ગુન માસના શુક્લ પક્ષની પૂર્ણિમાની રાત્રિનો સમય હતો. રાત્રિના લગભગ બે પ્રહર વ્યતીત થઇ જવા આવ્યા હતા. ચંદ્રનો પ્રકાશપટ સર્વત્ર અવિચ્છિન્ન વિસ્તરી રહ્યો હતો. આકાશમાં તારકવૃન્દ ચમકી રહ્યું હતું. સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. વસંતઋતુના દિવસો હોવાથી તરૂવરોને નવાંકુર આવ્યા હતા અને તેનો સુવાસ સર્વત્ર ફેલાઇ રહ્યો હતો. સમુદ્ર ઉપર થઇને અતિમંદ શીતળ વાયુ વાઇ રહ્યો હતો. આવા સમયે કોઇને પણ પોતાનાં સુખદુઃખ વિસરીને ઘડીભર આ પ્રાકૃતિક લીલાનો સુખાનુભવ કરવાની ઇચ્છા થયા વિના રહે નહિ. દેવી વસુંધરા પોતે પોતાનો શુભ્ર સાળુ પ્રસારતી વસંતઋતુની સુંદર વનશ્રીને ગ્રહણ કરી પ્રફુલ્લિત મને નિશાકરનો સત્કાર કરવાને સામી જતી હોય એવું જ ભાન થતું હતું. આજે પૂર્ણિમા હતી–હુતાશનીનો દિવસ હતો, અને રૂધિરની પીચકારી બહુ ઉડી ચૂકી હોવાથી કોઇને રંગની પીચકારીઓ સાંભરતી નહોતી. ફાગનો ધ્વનિ સમુદ્રની ભરતીના ગર્જનમાં પેસીને ઘોર શોર મચાવતો હતો અને એ રીતે કુદરતે જ હુતાશનીનો ઉત્સવ ઉજવીને પોતાનો મનોરથ પૂરો કર્યો હતો.

અત્યારે વસઇના કિલ્લાની સમક્ષ પડેલી મરાઠી છાવણીમાં સર્વત્ર શાંતિ હતી. પાંદડાંનો ખડખડાટ કે સમુદ્રતરંગોનો ધ્વનિ એ શાંતિમાં કિંચિત્ ઉત્પાત મચાવતો જણાતો પરન્તુ તેથી પ્રાકૃતિક સૌંદર્ય વધારે ખીલતું લાગતું હતું. આ બહારની શાંતિ વિશ્વાસરાવના ચિત્તને શાંત કરવાને બદલે વિશેષ અશાંત બનાવતી હતી. વસંત ઋતુનું સૌંદર્ય અને નવપલ્લિત તરૂઓ તથા પુષ્પોનો પરાગ તેના ચિત્તમાં અવનવી ચેતના જગાવી રહ્યો હતો. જ્યોતિની છેલ્લી વારની મુલાકાત પછી તેનું ચિત્ત જેમ જેમ એ પ્રસંગનુ વિશેષ ને વિશેષ સ્મરણ કરતું હતું તેમ તેમ તે પરવશ બનતું જતું હતું. ઘેરો ઘણો લંબાયો હતો અને એમાંથી ક્યારે છૂટકો થશે એ નક્કી નહોતું. જ્યોતિને પુનઃ ક્યારે મળી શકાશે તેની ચિંતા તેને થયાં કરતી હતી અને પોતે આપેલી મુદતની અંદર જો તેને નહિ મળી શકાય તો પોતે એ બાળાને મન અસત્યવાદી ગણાશે એતું દુઃખ તેને સાલ્યાં કરતું હતું. પરસ્પર ‘ પ્રેમ ’ શબ્દનો ઉચ્ચાર થયો નહોતો, પરન્તુ ઉભય અંતઃકરણો પરસ્પરની ભાવનાને સમજી ગયાં હતાં અને તેથી જ વિશ્વાસરાવનું મન જ્યોતિ તરફ વિલક્ષણ રીતે આકર્ષાતું હતું. એ બાળાના સંગમાં જી-

વન ગાળવાનું હોય તો જ આ જન્મ સાર્થક થાય એવો ઘોષ તેનો અંતરાત્મા ગજાવી રહ્યો હતો. આજસુધી કોઇ પણ અન્ય સ્થળે નહિ ઠરેલું ચિત્ત જ્યોતિમાં ઠરતું હોવાથી તેનું મન કોઇ પણ રીતે જ્યોતિનો પરિચય ઇચ્છવાને ઉતાવળે તત્પર બની ગયું હતું. લગ્નની ભાવના કરતાં તેના મધુર અને આનંદી પરિચયની જિજ્ઞાસા તેને વિશેષ હતી અને જો તે પ્રાપ્ત થાય તો યુદ્ધ પૂરૂં થયે બાજીરાવની સંમતિ લેઇને સ્વયમેવ વનવાસ સ્વીકારી લેવાનો તરંગ પણ તેના ચિત્તમાં એક વાર ઉદ્દ્ભવ્યો હતો. જ્યોતિ ઉપરનો તેનો પ્રેમ એટલો પ્રબળ બન્યો હતો ખરો, પરન્તુ તે નિરંકુશ તો નહોતો જ થયો. તેના તરફનો પ્રેમ વિશ્વાસરાવના હૃદયનું લોહચુંબકની પેઠે આકર્ષણ કરતો હતો ખરો, પરન્તુ સ્વામીસેવાની સાંકળ તોડી નાંખવા જેટલું ગાંડપણ–અધીરાઇ એ આકર્ષણમાં નહોતી. જ્યોતિ અને તેના પ્રેમ સંબંધે અનેકાનેક કલ્પનાઓ વિશ્વાસરાવ ફુરસદને વખતે કરતો ખરો, પરન્તુ તે દરેક પ્રસંગે પોતાનું કાર્ય પૂરૂં થાય, યુદ્ધમાં વિજય મળે, પોતાની સેવાથી સ્વામીને પૂરતો સંતોષ મળે, ઇત્યાદિ પ્રકારની ઘટનાઓની ગોઠવણ એ કલ્પનાઓમાં પણ તે પહેલી જ કરતો.

પ્રેમના અશ્રાવ્ય ઉભરામાં આજે તેના મનમાં એવો જ વિચાર આવ્યો કે "વસઇનું યુદ્ધ વધારે લંબાણમાં પડશે અને આપેલી મુદતની અંદર જ્યોતિને નહિ મળાય તો તે કશા અમંગળ વર્તમાન સમજીને કાંઇ સાહસ કિંવા અનર્થ તો નહિ કરી નાંખે ?" આ વિચારને અંતે તેને ભય ઉત્પન્ન થવા લાગ્યો અને મન એવી આતુરતા તરફ ઢળવા લાગ્યું કે કોઇ પણ રીતે જ્યોતિને પુનઃ એક વાર મળીને પોતાના મિલનની અશક્યતાનું કારણ દર્શાવી તેને આશ્વાસન આપી આવવું. પરન્તુ જ્યોતિને મળીને પાછા ફરતાં ઓછામાં ઓછા ત્રણ દિવસ ગાળવા પડે તેમ હતું અને જે વખતે યુદ્ધમાં પરિસ્થિતિ જરા પણ અનુકૂળ જણાતી નહોતી તે વખતે પોતે ત્રણ દિવસ સુધી છાવણીમાં કેવી રીતે ગેરહાજર રહી શકે એવો વિચાર વિશ્વાસરાવને થયાં કરતો હતો. મરાઠા છાવણીની અંદરની માહિતી મેળવવાને શત્રુ તરફથી અનેકવિધ કપટ–પ્રપંચો થયા કરતા હોવાનું વિશ્વાસરાવના જાણવામાં હતું, અને એવામાં ચીમણાજીની જાતપર શત્રુ તરફનો કોઇ હરામખોર માણસ હલ્લો કરે તો પોતાના મહત્ત્વના કાર્યમાં પોતાની એ ટૂંકી ગેરહાજરી પણ પોતાની મોટી ગફલત દેખાડનારી થઇ પડે એ કારણથી તેનું ચિત્ત પુનઃ પુનઃ પાછું વળતું હતું. પરન્તુ મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે તેની સામે જે કાંઇ મુશ્કેલી આવી પડે છે તે મુશ્કેલીનો

માર્ગ તે આપોઆપ શોધી કાઢે છે. તેણે ધાર્યું કે પોતાનું કાર્ય ફક્ત ત્રણ દિવસને માટે બીજા કોઇ વિશ્વાસુ સૈનિકને સોંપવામાં આવે અને ચીમણાજી અપ્પા પોતાને એટલા દિવસની રજા આપે તો પોતાનું કાર્ય પાર પડે, ચિત્તની આકુળતા દૂર થાય અને સ્વામીસેવામાં પણ ન્યૂનતા આવે નહિ.

આ યુક્તિ સૂજતાંની સાથે વિશ્વાસરાવને ચીમણાજીની પાસે જવાનું મન થયું. ઘણી વાર ચીમણાજી મોડી રાત સુધી યુદ્ધ ખાતાના ઉપમંત્રીઓ અને સરદારોની સાથે બેસીને કાંઇ કાંઇ ગોઠવણો કરતો અથવાતો પોતે એકલો જ બેસી રહીને તત્સંબંધી વિચારમાં મશગુલ બનતો. ચીમણાજીના અંગરક્ષક તરીકે વિશ્વાસરાવને રહેવાનો તંબૂ પણ ચીમણાજીના તંબુની બાજુમાં જ હતો એટલે ચીમણાજી જાગે છે કે સૂઇ ગયો છે તે જોઇ આવવવામાં વિશ્વાસરાવને બહુ વાર લાગે તેમ નહોતું. તે પોતાના તંબુની બહાર નીકળ્યો પરન્તુ ચીમણાજીના તંબૂ તરફ વળતાં તેના પગ પાછા ને પાછા પડવા લાગ્યા. તેના ચિત્તમાં એક પછી એક વિચારો ઉઠવા લાગ્યા: "હું આ શું કરૂં છું? આવા પ્રસંગે હું મારા પ્રેમપાત્રને મળવા જવા માટે રજા લેવા સારૂ શું જઉં છું? ચીમણાજી મારા મનને કેવું નિર્બળ કહેશે? મારા માટે તે કેવો હલકો વિચાર બાંધશે? તે મને પૂછશે કે વિશ્વાસરાવ! જ્યાં સેંકડો માણસોની આહુતિ અપાય છે ત્યાં તું પ્રસંગનો વિચાર કર્યા વિના શું રજા લેવાને આવ્યો છે? ત્યારે હું શો જવાબ આપીશ?" વિશ્વાસરાવ પાછો ફર્યો અને શરમનો માર્યો પાછો પોતાના તંબૂમાં પેસી ગયો. પરન્તુ જ્યોતિ સંબંધી વિચારો હજી તેના ચિત્તમાંથી સર્વથા દૂર થયા નહિ. "એ સરલહૃદયા સુંદરી કે જેણે યુદ્ધ કદાપિ જોયું નહિ હોય તે યુદ્ધની કાર્યવાહીને કેવી રીતે સમજે? યુદ્ધોમાં પુરૂષોના રોકાણનાં કારણો તે ક્યાંથી જાણે? સ્વામીસેવાને માટે પ્રેમને તરછોડવો પડે છે એ ફરજનો ખ્યાલ તે અનભિજ્ઞ બાળાને ક્યાંથી હશે? તે તો મારા વચનપર ભરોસો રાખીને બેઠી હશે અને આપેલા વખતની અંદર મારાથી તેને નહિ મળાય તો અવશ્ય નિરાશ થશે, મને શાપ આપશે અને કદાચ કશો અનર્થ પણ કરશે. તેનું ચિત્ત મારા પ્રેમથી કેટલું બધું રંગાઇ ગયું છે તે હું તેની સાથેના છેલ્લા પરિચય વખતે જ મારાં અંતશ્ચક્ષુઓથી જોઇ ચૂક્યો છું! એ પ્રેમાર્દ્ર ચિત્ત નિરાશાથી ઘેરાઇ જાય તો શું ન કરે? માટે જરૂર તેને એક વાર મળી આવવું જ જોઇએ; અને હવે પાંચ સાત દિવસની અંદર જવું જોઇએ કારણકે તે પ્રસંગને ત્રણ માસ પૂરા થવા

આવ્યા છે. ત્યાં જવા માટે હું ચીમણાજી પાસે રજા લેવા જઇશ તો શું તે મને મૂર્ખ માનીને હસશે? શામાટે હસશે? પ્રેમની પરવશતાના અનુભવો શું તેમણે પણ નહિ વેઠયા હોય? વયની સાથે અનુભવની પરિપકવતા વધે છે ખરી પરન્તુ યુવાવસ્થાનાં અનુભવનાં સ્મરણો કાંઇ ભુંસાઇ જતાં નથી. ચીમણાજીને શું એ સઘળું નહિ સાંભરે? ભલે તે જે કહેવું હોય તે કહે, પરન્તુ એક વાર જઉં અને મારી ઇચ્છા તો વિદિત કરૂં."

આમ વિચાર કરી એક વાર ચીમણાજીની પાસે જઇ પોતાના મનની સઘળી વાત નિવેદન કરવાનો નિશ્ચય કરી તે તંબૂની બહાર નીકળ્યો અને ચીમણાજીના તંબૂના મુખ્ય દ્વાર તરફ ચાલ્યો. દ્વારથી કેટલેક દૂર પહેરેગીર નાગી તલ્વારે ઉભો હતો તે વિશ્વાસરાવને ઓળખતો હતો એટલે તેણે તેને દ્વાર તરફ આગળ વધવા દીધો, પણ દ્વારમાં પ્રવેશ કરતાં તે જરા અચકાયો. એક મોટી ગાદીપર ચીમણાજી એકલો જાગતો પડેલો હતો અને તેની વદનચર્યા ઉપરથી તે કાંઇ ગૂઢ વિચારમાં નિમગ્ન બની ગયો હોય એમ માલૂમ પડતું હતું. દરવાજાની બહાર અંધકારમાં વિશ્વાસરાવ થોડી વાર ઉભો રહ્યો અને તંબૂની અંદર નજર કરીને જોવા લાગ્યો. પોતે અંદર પ્રવેશ કરવા જાય છે એવામાં તેણે જોયું કે ચીમણાજી એકાએક ગાદીપરથી આવેશપૂર્વક ઉઠયો, માથા પરનો ફટકો દૂર ફેંકી દીધો, અને ઉતાવળે પગલે એક ખૂણા તરફ ચાલ્યો. આ જોઇને વિશ્વાસરાવ અંદર નહિ પ્રવેશતાં બહાર જ સ્થંભી ગયો અને અંધારામાં ઉભો રહી જોવા લાગ્યો. તંબૂના ખૂણામાં જઇને ચીમણાજી એક ખુલ્લી તલ્વાર સાથે પાછો આવ્યો અને તંબૂની મધ્યમાં ઉભો રહી આજુબાજુ નજર કરવા લાગ્યો. પોતાની આસપાસ કોઇ જોતું ઉભું નથી એવી તેની ખાત્રી થઇ એટલે તેણે પોતાના હાથમાંની તલ્વાર સામે જોયું. ચીમણાજીની આ અવસ્થા જોતાં જ વિશ્વાસરાવ ગર્ભગલિત થયા જેવો બની ગયો. તેની મુખચર્યા, તેની આંખમાં ભરાઇ આવેલું તેજ, હાથમાંની તલ્વાર સામે તેણે કરેલી નજર, ઇત્યાદિ ચિહ્નોપરથી વિશ્વાસરાવ જાણે કે ચીમણાજીના અંતરનો ભાવ કળી ગયો હોયની, તેવી રીતે એકદમ તંબૂમાં દોડયો અને ચીમણાજીની પીઠ પાછળથી બન્ને હાથ પકડીને બોલી ઉઠયો: "મહારાજ! આ શું કરો છો?"

## પ્રકરણ ૧૮ સું.

---

### નિરાશાનો અવધિ.

એકાએક બનેલા આ બનાવથી ચીમણાજી ચકિત થઈ ગયો. તેણે પોતાની પાછળ નજર કરી તો પોતાના અંગરક્ષક વિશ્વાસરાવને સભય ચકિત મુદ્રાએ હજીસુધી તેના હાથ પકડીને ઊભેલો જોયો. ચીમણાજીના ગંભીર, ભવ્ય અને સુંદર ચહેરા ઉપર કિંચિત્ લજ્જા અને પોતાના કામમાં એકાએક આવી પડેલા પ્રતિરોધને લીધે કિંચિત્ ક્રોધ એકદમ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. લજ્જા અને ક્રોધની લડાઇ થોડીએક ક્ષણોસુધી ચાલ્યાબાદ છેવટે લજ્જાએ જ તેના ચિત્ત ઉપર વિજય મેળવ્યો અને તે વિશ્વાસરાવની આંખોની સાથે પોતાની આંખોને વધારે વાર મેળવ્યા વિના નીચું જોવા લાગી ગયો. " વિશ્વાસરાવ ! તું આ વખતે અહીં ક્યાંથી ? " એવો સહજ પ્રશ્ન પૂછવાનું ધૈર્ય પણ અત્યારે તેનામાં રહ્યું નહોતું. " હવે મારા મનની નિર્બળતા સૈનિકોમાં જાહેર થતાં ખરેખર મારી ફજેતી જ થશે " એવા વિચારોને અંતે તેણે હાથમાંની તલ્વારની મૂઠ છોડી દીધી અને પોતાનું મ્હોં બન્ને હથેળીઓમાં ટાંકીને પુનઃ ગાદીપર પડ્યો.

વિશ્વાસરાવનો હવે નિશ્ચય થયો કે ચીમણાજીનો આ ઉદ્યોગ આત્મઘાત કરવા માટેનો જ હતો. તે વધારે ગંભીર થયો અને ધીમે પગલે ચાલીને ચીમણાજી જે ગાદીપર પડ્યો હતો તેને એક ખૂણે તેના પગની આગળ આસ્તેથી બેઠો. ઉભયના મનનો વ્યાપાર એટલો તીવ્ર વેગથી ચાલી રહ્યો હતો કે શું બોલવું તે બેમાંથી એકેને સૂઝતું નહોતું. છેવટે વિશ્વાસરાવ ચીમણાજીના ચરણને સ્પર્શ કરીને બોલ્યો: " મહારાજ ! હમણાં આપે શું કરવા માડ્યું હતું ? એટલી બધી નિરાશા વ્યાપવાનું કારણ શું હતું તે તો આપ કહો ! આપ સરખા દીર્ઘદર્શી અને મજબૂત મનના યુદ્ધમંત્રી આટલી હદસુધી અવિચારમાં પડે એમ મારી આંખોએ જોયું હોવા છતાં હું તે માની શકતો નથી. "

ચીમણાજીએ તેનો કશો ઉત્તર આપ્યો નહિ. ક્ષણભર ઉત્તરની રાહ જોઇને તે મેળવવામાં નિરાશ થએલા વિશ્વાસરાવે પુનઃ પ્રશ્ન કર્યો: " મહારાજ ! અત્યારસુધી તો આ દાસ આપના અત્યંત વિશ્વાસુ માણસની પદવીથી વિભૂષિત થએલો છે, છતાં આપ મને કશો ઉત્તર ન આપો તો મારો આગ્રહ નથી; અને જો આપનો વિશ્વાસ એવો ને એવો જ હોય તો

આપના મનનું દુઃખ મને કૃપા કરીને જણાવો; મને જણાવવા જેવું ન હોય તો બીજા સરદારોને હું બોલાવું તેઓને આપ કહેજો; પરન્તુ એકાએક સહસા કાર્ય કરવું ઉચિત નથી.”

ચીમણાજી આવેશમાં આવી ગયો હોય તેવી રીતે જરા ટટ્ટાર થઇને અને વિશ્વાસરાવના હાથને પોતાના હાથમાં પકડીને બોલ્યો: “ વિશ્વાસ-રાવ ! તારા પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે અને તારી સ્વામીનિષ્ઠાને માટે મને ઉંચામાં ઉંચુ માન છે; પણ હું તને પૂછું છું કે જે માણસ પ્રતિજ્ઞા-ભંગ કરે તેને શી શિક્ષા થવી જોઇએ ?”

“ મહારાજ ! આપે કઇ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે કે આપ મને એવો પ્રશ્ન પૂછો છો ?”

“ શું ? શું મેં પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નથી ? મહારાષ્ટ્રનું આ નાક પાછું મહારાષ્ટ્રને હાથ સોંપવાની મારી પ્રતિજ્ઞા શું તું નથી જાણતો ? આજે કેટલાએ વખતથી આપણે કિલ્લાને ઘેરો ઘાલી રહ્યા છીએ અને બહુ વાર હલ્લાઓ કરી ચૂક્યા છતાં શત્રુ જરા પણ નમતો નથી. આપણી તોપો કશું કાર્ય કરી શકતી નથી, ત્યારે શત્રુની તોપોના ગોળા આપણા લશ્કરમાં પડીને ભારે ખુહારી નીપજાવે છે. આપણી તોપો શત્રુના કિલ્લાના પત્થર તોડવાને સમર્થ થઇ નથી ત્યારે શત્રુની તોપોએ આપણી તોપોના મોરચાઓના પણ ભૂકા ઉડાડી દીધા છે !”

“ મહારાજ ! પણ એમાં આપે શો વાંક કર્યો તે કાંઇ મારાથી સમ-જાતું નથી. આપે કિલ્લો જીતવાનો નિશ્ચય કર્યો હતો, પણ તે કાંઇ આપના એકલાના બાહુબળ ઉપર નહિ પણ મોટા સરદારો અને સૈનિકોના બાહુ-બળનો વિશ્વાસ રાખીને એવી પ્રતિજ્ઞા લીધી હતી.”

“ સો વર્ષ જીવતો રહેજે, વિશ્વાસરાવ ! એ તું ખરૂં બોલ્યો. શૂરા સરદારોના બળના ભરોસા ઉપર મેં આ કાર્ય માથે લીધું હતું. કોકણની સ્વારીમાં તો મારો એ ભરોસો ખરો પડયો પરન્તુ વસઇ આગળ આવતાં જાણે મેં રાખેલા વિશ્વાસનો ઘાત થતો હોયની એવું હું જોઉ છું. મોટા મોટા સરદારો પણ શત્રુના મારાથી બ્હીને પીઠ બતાવી પાછા ફરે છે અને પૂર્વજોની કીર્તિને કલંકિત કરે છે ! ખરેખર, દૈવનો જ આપણા ઉપર કોપ થયો છે, નહિતો કોઇ સ્થળે નહિ બતાવેલી એવી નામર્દી આપણા સૈનિકો કેમ બતાવે ?”

“ મહારાજ ! આપ એક મોટી ભૂલ કરો છો. મારો ધર્મ ચારનો હોવાથી આપણી છાવણીમાં જે કાંઇ ગુપ્ત ચર્ચા, વાતચીત કે બનાવો વ-

ગેરે મેં જોયું-જાણ્યું છે તે ઉપરથી હું કહી શકું છું કે આપણું લશ્કર પૂરી રીતે શૌર્યવાન્, સ્વદેશાભિમાની અને એકનિષ્ઠ છે. આપણા પોતાના જ વિરૂદ્ધ પક્ષ તરફથી કશી ફાટફૂટ પેસાડી દેવામાં આવી હોય એવો સં-શય પણ નિરર્થક છે. ખરી વાત એ છે કે શત્રુના દારૂગોળાના જોર આગળ આપણું લશ્કર ટકી શકતું નથી. જો ખુલ્લા મેદાનમાં શત્રુ લડવાને બહાર પડે, તો પછી આપણું બળ આપ જોઇ લેજો."

વિશ્વાસરાવનો આ ખુલાસો સાંભળીને ચીમણાજી ઓઠે આંગળી અરકાડીને કાંઈ ઉંડા વિચારમાં પડયો. પોતાના કથનની કાંઇક અસર થઇ છે એમ વિશ્વાસરાવે જોયું એટલે ઉત્તેજન પામીને તે બોલ્યો: "મહારાજ! કિલ્લો તોડવામાં આપણે સમર્થ થયા નહિ, પણ તેથી નિરાશ થઇને આત્મઘાત કરવા જેટલા આવેશમાં શામાટે આવી જવું જોઇએ? અત્યારે નહિ, તો થોડા વખત પછી આપણો વિજય થશે એવી આશામાં રહીને કાર્ય કર્યા જવું એ જ ખરૂં શૌર્ય છે—"

ચીમણાજી બોલ્યો: "વિશ્વાસ! અત્યારના સંયોગો જોતાં તો મારી આશાઓ કેવળ મરી ગઈ છે. અરે, ત્રણ મહિના થવા આવ્યા છતાં શત્રુ આપણને કિલ્લાની નજીક પણ પહોંચવા દેતો નથી, એથી મોટી નિરાશા બીજી કઇ હોઇ શકે? વસઇ જીતવાની મારી પ્રતિજ્ઞાનો ભંગ થશે એ વિ-ચાર મારા મનને પ્રાણાન્ત જેટલું કષ્ટ આપે છે! હા! મારી ગૃહલક્ષ્મીએ ગા-એલું પદ હજી મારા સ્મરણપટ ઉપર જ ખડું રહેલું છે: 'રણમાંથી પીઠ ફેરવી આવ્યા, નહીં ઉઘાડું દ્વાર!' ત્યારે શું હું રણમાંથી પીઠ ફેરવીને-આઠ કાળું મ્હોં લેઇને ઘેર જઉં? અબળા સ્ત્રીઓના પણ ઉપહાસને પાત્ર બનું?"

"મહારાજ! ખરો વીર જો ડાહ્યો હોય તો તે રણમાં લડતાં મરે, પણ આમ નિરાશ થઇને આત્મઘાત ન કરે! શું આપ ભૂલી જાઓ છો કે હજાર લડવૈયા મરે તો તે પુનઃ મળે, પણ એક શૂરો સરદાર ફરી મ-ળતો નથી? આપના સરખા વીર સિંહના પ્રાણનું મૂલ્ય દેશને ઘણું મોટું છે કારણકે તે સેંકડો ઉન્મત્ત થએલા શત્રુઓને વશ કરવાને કામ લાગે છે. એક વાર કદાચ યુદ્ધમાં આપણો વિજય ન પણ થાય, તોપણ પુનઃ વિજય મેળવવાનો પ્રયત્ન કરવાને પણ શામાટે જીવવું ન જોઇએ? મહારાજ! બીજા વિચાર તો બાજુએ મેલો, પણ માત્ર એટલું જ વિચારો કે આજે આપ આ સાહસકર્મ કરો અને કાલે મરાઠા સૈન્ય ઉપર કેવું સંકટ આવી પડે? દશ-પંદર હજાર વીર નરો પોતાના ઘરબાર અને બાળ બચ્ચાંને છોડીને જેના ભરોસાપર પ્રાણાહુતિ આપવાને આવ્યા છે તેની આવી

અનિષ્ટ સ્થિતિ થએલી જોઇને તેઓની ગતિ કેવી થઈ પડે તેનો પણ વિચાર કરો. આપના જેવા વીર પુરૂષ કે જેણે અનેક વાર રણસંગ્રામમાં તીરની, ગોળીઓની કે તોપોના ગોળાની ભયાનક વૃષ્ટિમાં અડગપણું બતાવ્યું છે અને તલ્વારોની સાથે તલ્વારોની, ભાલા સાથે ભાલાની અને ઘોડાઓ સાથે ઘોડાની એકસરખી ધુમશ્ચક્રી ચલાવી છે એટલું જ નહિ પણ પ્રત્યેક ક્ષણે સેંકડો વીર નરો રણભૂમિમાં પડતા હોવા છતાં આપનું ધૈર્ય કદાપિ ડગ્યું મેં જાણ્યું નથી—એવા રણસિંહને પોતાના અમૂલ્ય પ્રાણની આહુતિ આપવાની બુદ્ધિ અત્યારે ક્યાંથી સૂઝી આવી ? સમરાંગણમાં શત્રુની છાતી ઉપર થનથનાટ કરીને, તેને જમીનદોસ્ત કરીને, પોતાની સમશેરનું પ્રબળ તેજ દર્શાવીને, તેનું સર્વસ્વ લૂંટીને, વિજયના દુંદુભિઓ વજડાવીને, અને યશની પતાકા ફરકાવીને સર્વને આનંદિત કરવામાં જે વીરનું ભૂષણ રહેલું છે તે જ વીર તેમ કરવાને બદલે પોતાના જ પ્રાણને વિસર્જન કરે, સર્વનાં અંતઃકરણને કકળાવે અને માંડેલી બાજીનાં સોગઠાં શીર્ણ–વિશીર્ણ કરી નાંખવાને તૈયાર થાય તેમાં તેને શી વિશેષતા જણાઇ આવી ? મહારાજ ! હજી શું બગડી ગયુ છે ? આપની જો આજ્ઞા હોય તો બાજીરાવ મહારાજને સંદેશો મોકલાવીને બીજા સૈન્યની માંગણી કરીએ; પણ આમ નિરાશ થવાની જરૂર નથી.”

જે વીર નર સેંકડો સરદારોને અને સૈનિકોને નાહિંમત થતા અટકાવતો હતો તેને એક સાધારણ ચારે ઉપદેશ આપ્યો અને તેની અસર થઇ. ચીમણાજી તેના ઉપદેશથી શરમાઇ ગયો, પોતાના સાહસને માટે પસ્તાયો અને વિશ્વાસરાવ પાસે એક બાળકના જેવો ગરીબ બની ગયો. તે વિશ્વાસરાવને ભેટી પડ્યો અને બોલ્યોઃ “ વિશ્વાસ ! મારા અંગરક્ષકનુ ખરેખરૂં કાર્ય તેં આજે બજાવ્યું છે. તારો ઉપદેશ મને શિરોધાર્ય છે. મોટા મોટા સરદારો કરતાં પણ વધારે કિંમતી સલાહ આજે તેં મને આપી છે. આ નિરાશ થતા હૃદયને પુનઃ આશાવંત બનાવવાને નવા સૈન્યની જરૂર છે. વસઇનો કિલ્લો જીત્યા વિના ઘેર પાછા ફરવું નથી અને એ અજીત કિલ્લો જીતવાને પ્રભુ જાણે કેટલું લોહી રેડવું પડશે; પણ ચિન્તા નહિ, મારૂં ધૈર્ય પુનઃ મારા હૃદયમાં આવ્યું છે અને ગમે તેટલા ભોગે પણ હું કિલ્લો જીતીશ. વિશ્વાસરાવ ! તું જ આજે સંદેશો લેઇને બાજીરાવ મહારાજની પાસે જા અને બીજી લશ્કરી મદદ લેઇ આવ.”

વિશ્વાસરાવ બોલ્યોઃ “ મહારાજ ! આપની આજ્ઞા ઉઠાવવાને આ સેવક પ્રત્યેક ક્ષણે તત્પર જ છે; પરન્તુ અત્યારની સ્થિતિ જોતાં હું આપને

એકલા મૂકવાની હિંમત ધારી શકતો નથી, માટે બીજા કોઈને જ એ સંદેશો લેઇને સતારા તરફ રવાના કરો.”

ચીમણાજી હસીને બોલ્યો: “ વેલા ! શું હું ફરીથી આત્મઘાત કરવાને દોરાઇશ એમ તું માને છે? જા, જા, નિશ્ચિંત બનીને તું સંદેશો લઇને જા. ચીમણાજીના શબ્દોમાં અવિશ્વાસ ન રાખ.”

વિશ્વાસરાવને જો સંદેશો લઇને જવાનું કાર્ય સોંપવામાં આવે તો તેને જ્યોતિર્મયીને મળવાની પોતાની ઉત્સુકતા તૃપ્ત કરવાનો પ્રસંગ પણ મળે તેમ હતું. જ્યોતિને મળવા જવાને થોડા દિવસની રજા માંગવાને જ તે ચીમણાજીની પાસે આવ્યો હતો અને આ અકસ્માત્ તક મળી જવાથી તેનો લાભ લેવાને તે લલચાઇ જાત; પરંતુ તેનું હૃદય પોતાના સ્વામીને મનની આવી નબળી હાલતમાં એકલા મૂકી જવાને કબૂલ થયું નહિ અને બીજા સરદારો કે સૈનિકોને આ ગુપ્ત વાત કહેવાથી કદાચ બીજો અનર્થ થઇ જવા પામે એવો ભય રહેતો હતો. આ કારણથી ચીમણાજીના અંગરક્ષકનું કાર્ય બીજા કોઇને સોંપીને પોતે સદેશો લઇ જવા કરતાં બીજા કોઇને સંદેશો લઇ જવાનું સોંપી પોતે અંગરક્ષકનું કાર્ય બજાવે તે તેને વિશેષ આવશ્યક લાગ્યું. જ્યોતિને મળવાની ઉત્સુકતાને તેણે હૃદયમાં જ દાબી દીધી. સ્વામીસેવામાં પ્રેમની આહુતિ આપવાનું કાર્ય તેને વધારે અગત્યનું જણાયું અને તેણે સ્પષ્ટ રીતે કહ્યું: “મહારાજ ! મને માફ કરો; સંદેશો લેઇ જવાનું કાર્ય અન્ય કોઇને પણ સોંપી શકાશે પરન્તુ આપના અંગરક્ષકનું કાર્ય તો હું જ કરીશ—કૃપા કરીને મને એ કાર્યથી ભ્રષ્ટ કરો નહિ.”

ચીમણાજીએ વિશ્વાસરાવનો દૃઢ નિશ્ચય જાણીને તેને સદેશો લેઇ જવાનો વિશેષ આગ્રહ કર્યો નહિ. પ્રભાત થતાં જ તેણે એક લખોટો તૈયાર કર્યો, તે ઉપર પોતાની મહોર મારી અને “જરૂરી” એવો શબ્દ લખી બાજીરાવ પેશવાનું સરનામું લખ્યું. એ સંદેશાનો પત્ર ઉતાવળે પહોંચાડવાનું કામ વિશ્વાસરાવના એક આગલા સાથી ગુણાજીને સોંપવામાં આવ્યું. ગુણાજી સત્વર એક અશ્વ તથા મુસાફરી માટેનો સામાન લેઇ સતારા તરફ વિદાય થયો.

## પ્રકરણ ૧૯ મું.

### મનુષ્યત્વનો અર્થ શો ?

ત્રણ—ત્રણ માસનાં વ્હાણાં વાવા આવ્યાં છતાં હજી વસઇનો કિલ્લો વિશાળ મેદાનમાં એકલા ઊભેલા મજબૂત તાડવૃક્ષની પેઠે ગર્વભર્યો ઊભો

હતો ! પોર્તુગીઝ તોપોના મારાએ મરાઠાઓને કિલ્લાથી દૂરના દૂરજ રાખ્યા હતા. કોઇ વાર મરાઠાઓ સામટો મજબૂત ધસારો લાવીને કિલ્લાની દિવાલોની લગભગ પહોંચતા તથા તોપોના મારાવડે કિલ્લામાં એકાદ બે ગાબડાં પાડવા સમર્થ થતા, પરન્તુ તુરત જ કિલ્લાપરથી ચાલતા અસંખ્ય મારા આગળ તેઓ ટકી શકતા નહિ અને પાછા ફરતા. થોડા જ વખતમાં પોર્તુગીઝો એ ગાબડાંઓને પૂરી દઇને કિલ્લાને પુનઃ એકસરખો મજબૂત બનાવી દેતા ! આવા ખરેખરી મારામારીના પ્રસંગો ઘણા વીતી ગયા હતા અને પોર્તુગીઝ લશ્કર કિલ્લાની અંદર રહીને લડતું હોવાથી તેને બહુ જ થોડું નુકસાન થતું, ત્યારે મરઠાઓની આખી ટુકડીની ટુકડીઓનો સંહાર વળી જતો ! પોર્તુગીઝ લોહીનું એક ટીપું પડતું ત્યારે મરાઠાઓને અગણિત ટીપાંનો ભોગ આપવો પડતો. પોર્તુગીઝોની એવી ઇચ્છા હતી કે એવી રીતે કિલ્લાને ચોમાસા સુધી ટકાવી રાખી શકાય તો પછી ચોમાસામાં મરાઠાઓને નસાડીને અગર હેરાન કરીને માર્ગે મોકળો કરી શકાય. આ કારણથી ચોમાસા સુધી ટકી રહેવાને તેઓ બહુ યત્ન કરતા હતા અને મરાઠાઓમાં થતી ભયાનક ખુહારી જોતાં તેમને પોતાની ધારણા સફળ નીવડવાનો ભરોસો રહેતો હતો.

એક બાજુએ પરાક્રમ દર્શાવીને પોર્તુગીઝો મરાઠાઓને કિલ્લાથી દૂર ને દૂર રાખતા હતા, પરન્તુ બીજી બાજુએ કિલ્લામાં ખોરાકીનો જથો ખૂટવા આવ્યો હોવાથી વધારે ને વધારે ચિંતા પ્રસરતી હતી. દરિયાનો માર્ગ ખુલ્લો થાય તો દરિયામાંથી મોટા પ્રમાણમાં મચ્છી મેળવી શકાય એવી ધારણાથી તેમણે એ બાજુ ખુલ્લી કરવાને એકાદ બે પ્રયત્ન કર્યા, પરન્તુ બારામાં માનાજી આંગ્રે પોતાના સાથીઓ અને વહાણો સાથે એવું મજબુત થાણું નાંખીને પડચો હતો કે પોર્તુગીઝોના યત્નોને સફળતા મળી નહિ.

ખોરાકીની ગોઠવણ કરવા સંબંધી ચિંતા કેપ્ટન પરેરાને બહુ ચિંતા ઉપજાવતી હતી. કેપ્ટન સીલ્વીરાનું સઘળું લક્ષ માત્ર યુદ્ધ ચલાવવા તરફ જ હોવાથી અને યુદ્ધમાં તે મરાઠાઓના યત્નોને નિષ્ફળ કરવામાં સફળ નીવડતો હોવાથી હમેશાં આનંદ અને ઉત્સાહમાં જ જોવામાં આવતો. આ કારણથી કેપ્ટન પરેરાની ચિંતાથી તે બહુ અંશે અનભિજ્ઞ હતો. મરાઠા લશ્કરમાં તાજી ખુહારી નીપજાવીને હર્ષિત થતો કેપ્ટન સીલ્વીરા ઉતાવળો ઉતાવળો કેપ્ટન પરેરાની પાસે આવ્યો અને બોલ્યો: “ વિજયના ખબર આપું છું, કેપ્ટન પરેરા ! મરાઠાઓના એક મજબૂત ધસારાને ભારે ખુહારી સાથે પાછો હઠાવ્યો છે અને આ વખતે તેઓ કિલ્લાનો એક પણ પત્થર ખસેડવાને શક્તિ-

માન થઇ શક્યા નથી; તેથી ઉલટું તેઓનાં પાંચસો મુડદાં મેદાનમાં પડયાં છે !"

"તે માટે હું તમને મુબારકબાદી આપું છું." કેપ્ટન પરેરાએ ઠંડો ઉત્તર વાળતાં કહ્યું.

"આભાર થયો; આપને મારી એવી વિનતિ છે કે આપણા સિપાહીઓએ જે અનુપમ પરાક્રમ બતાવ્યું છે તેને માટે એકાદ વાર તેઓને એકાદ સારૂં ખાણું આપીને ઉત્તેજન આપવું જોઇએ કે જેથી તેઓનો ઉત્સાહ એકસરખી રીતે ટકી રહે."

થોડી વાર મૌન રહીને કેપ્ટન પરેરાએ ઉત્તર વાળ્યો: "સાહેબ ! તમે સિપાઇઓને સારૂં ખાણું આપવાની ભલામણ કરો છો, પરન્તુ સાધારણ ખાણાની ગોઠવણ પણ થોડા દિવસમાં પૂરી થઇ જશે એની આપને ખબર છે ? વસતીનો અને લશ્કરનો નિભાવ કેવી રીતે થશે એ જ આજ કાલ મારી ચિંતાનો વિષય થઇ પડયો છે."

કેપ્ટન સીલ્વીરાને હવે ખરી વસ્તુસ્થિતિનું ભાન થયું, અને તે મૌન બેસી રહ્યો. થોડી વારે તે બોલ્યો. "ક્યાંસુધી ચાલે તેટલી ખોરાકી કિલ્લામાં છે ? વર્ષાદની ઋતુ આવી પહોંચે ત્યાંસુધી ચાલી શકશે ?"

"ના; પંદર દિવસથી વધારે વખત હવે ટકી શકાય તેમ લાગતું નથી. વસતીનું સઘળું અનાજ વગેરે જપ્ત કર્યું અને લશ્કરને ખોરાકી આપવાનું પ્રમાણ ઘટાડયું, ત્યારે જ આજસુધી ટકાયું છે."

"એ તો મોટી ચિંતાની વાત કહેવાય. લશ્કરને ચાલુ રીતે ખોરાક ઓછો આપવામાં આવતો રહેશે તો તેઓના કૌવતમાં પણ ઘટાડો થશે; અને કદાચ યુદ્ધનું છેવટ લાવવાને આપણે કિલ્લાના દરવાજા ઉઘાડી ખુલ્લા મેદાનમાં લડવાનું પસંદ કરીશું તો એ કૌવતહીન બનેલુ લશ્કર શત્રુની સામે બિલકુલ ટકી શકશે નહિ !" કેપ્ટન સીલ્વીરાનું મ્હોં ઓશીઆળું થઇ ગયું અને તે એકીદૃષ્ટે કેપ્ટન પરેરાની સામે તાકી રહ્યો.

તુરત જ મીસીસ પરેરાએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને પોતાના પતિ તરફ નજર કરીને કહ્યું: "વ્હાલા ! આટલી બધી ચિંતા શું મનુષ્ય બંધુઓને મારવા માટે વેઠવી પડે છે ? એક તો માઠું કામ કરવું અને તે કરવામાંએ આટલી બધી ચિંતા કરવી પડતી હોય, તો તેથી કોનું હિત કરવાની આપની ધારણા છે તે જરા કહેશો ?"

"માઠું કામ ! કયું માઠું કામ ?"

"મનુષ્યોને મારી નાંખવાનું જ."

"શત્રુનાં માણસોને મારી નાંખવાં એને માઠું કામ કોણ કહે?"

"શત્રુ કોણ? શું મરાઠાઓ આપણા શત્રુ છે? આપણે તેમની ભૂમિમાં આવીને રહ્યા અને તેઓ આપણા શત્રુ કેવી રીતે થયા? નહિ નહિ, મનુષ્યોએ મનુષ્યોને શત્રુ માનવાં એ ભૂલ છે, માટે તેમની સાથે સુલેહ કરો અને મનુષ્ય બંધુઓનો સંહાર થતો અટકાવો!"

કેપ્ટન સીલ્વીરા તો આ સાંભળીને આભો બન્યો અને મોટા અચંબા સાથે મીસીસ પરેરાની સામે તાકી રહ્યો. મીસીસ પરેરાએ તેની સામે ફરીને કહ્યું: "કેપ્ટન! એમાં આશ્ચર્યચકિત શાને બનો છો? મનુષ્યોના લોહીથી અનેક વાર હાથ રંગવાને લીધે તમને તે લોહીમાં સ્નાન કરવાનું કદાચ ગમતું હશે, પરન્તુ એટલું ભૂલી જશો નહિ કે જે ખુદાએ તમને જગત્‌માં પેદા કીધા છે, તે જ ખુદાએ તમો જેમને શત્રુ માનો છો તેમને પણ પેદા કીધા છે; અને હા, વસ્તુતઃ તેમને તમને પોતાના શત્રુ માનવાનો જેટલો અધિકાર છે તેટલો અધિકાર તમને તેમને શત્રુ માનવાનો નથી, કારણકે જે ભૂમિમાં તમે આશ્રય લીધો છે તે ભૂમિ ઉપર ખુદાએ તેઓનો હક નિર્માણ કર્યો છે."

કેપ્ટન સીલ્વીરા જરા હસીને બોલ્યો: "મૅડમ! માફ કરજો; હું પૂછું છું કે તમે દેવળમાં બોધ આપતા હો એમ તો નથી માનતાંને? અગરતો તમે પૂરતા ભાનમાં તો છોને?"

"હા, કેપ્ટન! હું પૂરતા ભાનમાં છું અને હું સમજું છું કે જેઓ ખુદાએ નિર્માણ કરેલી મનુષ્યત્વની ખરી ફરજોને સમજતા નથી તેઓને મનુષ્યત્વને માર્ગે ચડાવવાનો હું યત્ન કરૂં છું. પરભૂમિમાં નિવાસ કરીને તે ભૂમિના ખરા માલેકની સાથે કલહ આદરવામાં તમે કઇ રાજનીતિનો પ્રકાર સમજો છો?"

"દુનિયામા ચોતરફ આગળ વધીને પ્રગતિમાન્ થવું તથા અમોને જન્મ આપનાર અમારા પૂર્વજોની કીર્તિનો સમસ્ત જગતમાં પ્રચાર કરવો એ શું અમારી ફરજ નથી? એમાં કયા પ્રકારની અમાનુષીયતા તમે સમજો છો?"

"આ રીતે તમે કીર્તિનો પ્રચાર કરતા નથી પણ અપકીર્તિનો પ્રચાર કરો છો. કોઇ પણ હિંદુ કે મુસલમાનને પૂછો કે તમને બળાત્કારથી ખ્રિસ્તી બનાવવા ઇચ્છનારનું અને ખ્રિસ્તી ન બનો તો તમારા પર કરભાર લાદીને અથવા તમને પાખંડી મતના લેખી ને સજા કરનારનું તમે કીર્તિગાન

કરો છો કે તેમની અપકીર્તિ કરો છો ? નહિ, નહિ, કેપ્ટન આવી ખોટી રીતિઓ ચલાવો અને પછી તમારી સામે થનારને તમે તમારા શત્રુ માની તેમનું લોહી રેડાવો એ વાજબી નથી. ખુદા પણ તેને મનુષ્યત્વ તો ન કહી શકે ! મનુષ્ય થઇને મનુષ્યનું લોહી ન રેડાવો તો જ ખુદા તમારા પર પ્રસન્ન થશે. તમે પણ જો એવાં કાર્યો કરો, તો પછી મનુષ્યત્વનો અર્થ શો ? ”

કેપ્ટન પરેરાને આ નિરર્થક વિવાદ હવે કંટાળો ઉપજાવવા લાગ્યો અને તેથી તે ભ્રકુટી ચડાવીને બોલ્યોઃ “ એ તત્ત્વજ્ઞાનનો વિવાદ અત્યારે અમારા કામનો નથી, માટે કૃપા કરીને અમને એકલા બેસવા દો. ”

મીસીસ પરેરા ત્યાંથી ચાલી ગઇ. તે ગયા પછી કેપ્ટન સીલ્વીરાએ કેપ્ટન પરેરાને પ્રશ્ન કર્યોઃ “ મૅડમની અત્યારની વાતચીત કેમ એટલું આશ્ચર્ય ઉપજાવનારી હતી ? ”

કેપ્ટન પરેરાએ જરા મ્હોં મચકાવીને ઉત્તર આપ્યોઃ “ આજકાલ તેનું મન તરંગી બની ગયું છે. પેલી હિંદુ છોકરી ઇંદિરાના સહવાસની અસર તેના ઉપર થઇ હોય એમ મને લાગે છે. દિવસનો ઘણો ભાગ એ છોકરીની સાથે બેસીને વાતચીત કરતી જ હું તેને જોઉં છું. ”

“ એ છોકરીને કાઢી મેલો. ”

“ નહિ, તેમ બને તેવું નથી, કારણકે તે એક કેદી છે અને ગોવાના ગવર્નર સાહેબ તરફથી મને એક ગુલામડી તરીકે તે સોંપવામાં આવી છે. હશે, હવે આપણી વાત ચલાવો. વારૂ, દારૂગોળાનું કેમ છે ? ” કેપ્ટન પરેરાએ પ્રશ્ન કર્યો.

“ વરસાદની ઋતુ સુધી પહોંચવા માટે જથો પૂરતો છે અને તેની બનાવટ પણ હજી ચાલુ છે. ”

“ છતાં હું તમને સૂચના કરૂં છું કે તેનો ઉપયોગ કરકસરથી કરજો, કારણકે ખોરાકીની તંગીથી અકળાઇને જો કદાચ કિલ્લાના દરવાજા ઉઘાડી નાંખવાની આપણને ફરજ પડશે તો શત્રુ કરતાં દારૂગોળાનું વધારે બળ બતાવ્યા વિના આપણે માર્ગ મોકળો કરી શકીશું નહિ. ”

“ એ સૂચના યોગ્ય છે, પરન્તુ આપણું કારખાનું હજી ચાલ્યાં કરશે અને શત્રુના છેલ્લા હલ્લા વખતે તેને જે ખુવારી ખમવી પડી છે તે જોતાં પંદર દિવસ સુધી તે બીજો હલ્લો લાવી શકશે નહિ એમ મારૂં માનવું છે. ”

“ ખુદા તે માન્યતા સાચી ઠરાવો ! ચાલો, હું અત્યારે કારખાનામાં જ જઇ તપાસ કરવા માંગું છું. ”

બન્ને કેપ્ટનો ઉઠયા અને દિવાનખાનાની બહાર નીકળ્યા. ચાકરે કેપ્ટન પરેરાને કપડાં પહેરાવ્યાં અને બન્ને બહાર ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### એકલી-અટૂલી!

વિશ્વાસરાવને વળાવીને જ્યોતિર્મયી પોતાની પર્ણકુટિમાં પાછી ફરી. હા, તેનો દેહ પાછો ફર્યો ખરો, પરન્તુ તેનું ચિત્ત તો વિશ્વાસરાવની સાથે જ ગયું હતું! વિશ્વાસરાવ ગયા પછીની શેષ રાત્રિ જ્યોતિને નિદ્રા આવી નહિ. અરૂણોદય થતાં તે પ્રતાપની પર્ણકુટિમાં આવી તો તેણે એ વૃદ્ધને એક દર્ભાસનપર અત્યંત પ્રસન્ન વદને બેઠેલા જોયા. રોજ કરતાં આજે પિતાજીના વદનને વિશેષ પ્રસન્ન જોઇને જ્યોતિને કિંચિત્ આશ્ચર્ય થયું. એ પ્રસન્નતાનું કશું કારણ જ્યોતિના લક્ષમાં આવ્યું નહિ. તે પ્રતાપની સામે આવીને ઊભી એટલે પ્રતાપ બોલ્યો: "આવ બેટા! અહીં મારી પાસે બેસ. આજે હું કૃતાર્થ થયો."

જ્યોતિ આ કથનનો મર્મ સમજી નહિ. તે બોલી: "શાથી તમે કૃતાર્થ થયા પિતાજી?"

પ્રતાપ બોલ્યો: "બેટા! આ વૃદ્ધ શરીર હવે કાંઠે બેઠું છે, અને ઘણા વખતથી મને એમ થયાં કરતું હતું કે તારે માટે કોઇ યોગ્ય શિરચ્છત્રરૂપ પતિ મળી આવે તો ઠીક પરન્તુ આ વનમાં તેવું કોણ મળી આવે? આથી મને વારંવાર નિરાશા ઉપજતી હતી અને હું તને લઇને કોઇ ગામમાં વસવા જવાની ઇચ્છા કરતો હતો પરન્તુ છેવટે શ્રી સાંબ સદાશિવે મને તેમના મંદિરથી દૂર જવા દીધા વિના આ વનમાં જ તારે માટે યોગ્ય પતિ મોકલી આપ્યો એ જાણીને આજે મારા અંતરમાં હર્ષનો અતિરેક થયો છે."

જ્યોતિના ગાલે શરમના શેરડા પડયા. તે એકાએક નીચું જોઇ ગઇ અને સઘળો મર્મ સમજી ગઇ. રાત્રિએ વિશ્વાસરાવ સાથે થએલી વાતચીત પિતાજીના સાંભળવામાં આવી ગઇ હોવી જોઇએ એમ તે તુરત સમજી ગઇ. જ્યોતિના અંતરનો આ ભાવ પ્રતાપના સમજવામાં આવી ગયો. તે જ્યોતિની પીઠે હાથ ફેરવીને બોલ્યો: "બેટા! એમાં શરમા નહિ; વિશ્વાસરાવને હું રાત્રે ન મળ્યો એ જ સારૂં થયું કારણકે જો હું મળ્યો હોત

તો તારા અંતરનો ભાવ હું જાણી શકત નહિ અને મારા મનમાં અસંતોષ રહી જાત કે મેં મારી જ્યોતિની ઇચ્છા જાણ્યા વિના તેને અજાણ્યા પુરૂષના હાથમાં સોંપી દીધી. હવે મને સંતોષ થયો છે. પુત્રી ! તેં યોગ્ય જ પસંદગી કરી છે અને ફરી જ્યારે વિશ્વાસરાવ અહીં આવશે ત્યારે સૂર્યની સાક્ષીએ હું તમારાં લગ્ન કરી નાંખવાનો છું."

જ્યોતિ બિચારી શું બોલે? તેનાથી લજ્જાનો પડદો બિલકુલ ઉચો થઇ શક્યો નહિ, છતાં તેનું મન પિતાજીના આ શબ્દોથી આનંદમાં આવી ગયું. વિશ્વાસરાવના આગમન વિષે કશી વાત પિતાજીને કહી સંભળાવવાની હવે તેને જરૂર જણાઈ નહિ. તે શરમના અતિરેકને નહિ સહી શકવાથી ત્યાંથી ઉઠીને શિવમંદિરમાં આવી અને પ્રતાપ વનમાંથી કાંઇ ફળફૂલ લેવા માટે ચાલ્યો. તેને વનમાં જતો જોઇને જ્યોતિ બોલી: "પિતાજી ! આજે તમે વનમાં જશો નહિ. હું જ ફળફૂલ લેઇ આવીશ. તમારી વૃદ્ધ અવસ્થામાં હવે એવું પરિશ્રમનું કામ તમારાથી થઇ શકે નહિ. હવેથી તેવું થોડું થોડું કામ મને પણ બતાવતા જાઓ."

"ના બેટા, તારાથી અરણ્યમાં કેમ ચાલી શકાય? વનની ગુંચવણીમાં તું ક્યાંય ભૂલી પડે, ઠેશ વાગે, કાંટા ભોંકાય, તારા કોમળ દેહથી એ બધું ન સહન થાય, બાપુ !"

"ત્યારે એ સહન કરતાં હું ક્યારે શીખીશ?"

"કોઇ વાર શીખવું તો પડશે જ. આ દેહનો હવે કાંઇ ભરોસો નથી. જ્યાંસુધી તેનાથી બની શકશે ત્યાંસુધી તે કરશે અને નહિ થાય ત્યારે પછી તારે કરવાનું જ છે તો ! અને હવે તો મારૂં મોત પણ જલ્દી આવવાનું, કારણકે આ જીવનમાં હવે મને કશી વાતની અપેક્ષા રહી નથી. એક વાતનો અસંતોષ હતો, તે પણ હવે તો પૂરો થઇ ગયો છે !"

જ્યોતિ શિવમંદિરનાં પગથિયાં ઉપર મૌન ઊભી રહી અને પ્રતાપ વનમાં ફળફૂલ લેવા ચાલ્યો. એકાદ પ્રહર વીતી જતાં તે ફળ–ફૂલની એક નાની પોટલી ઉચકીને કુટિમાં આવી પહોંચ્યો પરન્તુ એટલો બધો શ્રાંત થઇ ગયો હતો કે પોટલી દૂર ફેંકીને તે સૂઇ ગયો. ચાલવાના શ્રમને લીધે તેને શ્વાસ ચડ્યો હતો. જ્યોતિ તેની આવી સ્થિતિ જોઇને ગભરાવા લાગી પરન્તુ પ્રતાપના આશ્વાસનથી તેનામાં ધૈર્ય આવ્યું. થોડી વાર તેણે આરામ લીધો અને તેટલો વખત જ્યોતિ પ્રતાપના બીછાનાની બાજુએ જ બેસી રહી. કેટલીક વારે થાક ઉતરતાં પ્રતાપમાં ચૈતન આવ્યું અને તે બેઠો થયો. જ્યોતિનો જીવ અત્યારસુધી મૂઠીમાં સમાઈ રહ્યો હતો તે હવે શાન્ત

થયો. પરન્તુ બીજા દિવસથી જ્યોતિએ પ્રતાપને ફળફૂલ લેવા જવા દીધો નહિ અને પોતે જ લેઇ આવવા લાગી. એકાદ અઠવાડીઉં એવી રીતે વીતી ગયું, એટલે એક વાર આગ્રહ કરીને પ્રતાપ પોતે વનમાં ગયો પરન્તુ જ્યારે તે ફળફૂલ લઇને પાછો આવ્યો ત્યારે તેને સખ્ત તાવ ચડ્યો. બે-ત્રણ અને ચાર દિવસ થયા પણ તાવ ઉતર્યો નહિ. તેનું શરીર વધારે ક્ષીણ થવા લાગ્યું અને શરીરમાંથી ઉઠવા બેસવાનું કૌવત જતું રહ્યું. એકાદ બે દિવસ વધારે જતાં પ્રતાપને પોતાના જીવન સંબંધી નિરાશા ઉપજવા લાગી. તે પોતાના મનમાં સમજી ગયો કે આ વખતની માંદગીમાંથી હવે પોતે બચનાર નથી. તોપણ મરણ નજીક આવે ત્યાંસુધી જ્યોતિને એ વાત કહેવાની તેની હિંમત ચાલી નહિ, કારણકે જો તે જ્યોતિને તે વિષે કહે તો તે જ ક્ષણે જ્યોતિ ભયાતુર થઇને માંદી પડી જાય. જ્યોતિનું હૃદય અત્યંત કોમળ હતું એટલે તેને આકસ્મિક ધક્કો લાગવા દેવો નહિ, એવો પ્રતાપનો આશય હતો.

છેવટે પ્રતાપને લાગ્યું કે અંત નજીક આવતો જાય છે અને પ્રાણ-પ્રદીપ થોડા જ વખતમાં હોલવાઇ જશે, એટલે તેણે પોતાના ક્ષીણ થતા જતા સ્વરે જ્યોતિને બોલાવી. જ્યોતિ પિતાજીને પુનઃ આરોગ્ય મળે તે માટે મંદિરમાં બેસીને શિવજીને પ્રાર્થના કરતી હતી. તે પ્રતાપનો સ્વર સાંભળીને તેની પાસે દોડી આવી અને પૂછવા લાગીઃ "શું કહો છો પિતાજી ?"

"આવ બાપુ ! અહીં મારી પાસે બેસ. આ દેહનો હવે ભરોસો રહેતો નથી; કદાચ થોડી જ ઘડીમાં મારે પ્રભુની સેવામાં હાજર થવું પડશે, તેટલા માટે મારે તને જે કાંઇ કહેવાનું છે તે કહી લઉં છું."

પ્રતાપના એ શબ્દો સાંભળવાથી જ્યોતિના સરલ હૃદયની કેવી અવસ્થા થઇ હશે તેની માત્ર કલ્પના જ કરી શકાય. ઘણી વાર સુધી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. કંઠ રૂદ્ધ થઇ ગયો અને સજળ નયને તે પ્રતાપ તરફ જોવા લાગી જાણે કે તે અંતરથી એમ બોલતી હોયની કે 'તમે એમ બહુ ગભરાઓ નહિ, પિતાજી ! તે દયાળુ ઇશ્વર એમ એકાએક મને અનાથ બનાવી મેલશે નહિ; હું તેને પ્રાર્થના કરીશ, તમારા દીર્ઘ આયુને માટે તપ કરીશ, અનાહાર રહીશ, મારા આજ સુધીના સઘળા પુણ્યના બદલામાં હું તમારૂં વિશેષ આયુષ્ય માંગીશ, પણ તમને બચાવીશ-માટે તમે એમ ગભરાઓ નહિ !' જ્યોતિનું હૃદય એ શબ્દો બોલતું હતું, પરન્તુ મુખમાંથી તેનો ઉચ્ચાર કરી શકાતો નહોતો.

એવી જ અવાચ્ય સ્થિતિમાં કેટલોક વખત રહીને તેના મુખમાંથી શબ્દ નીકળ્યો: "પિતાજી-" પરન્તુ તત્ક્ષણ છાતી ભરાઇ આવી અને તેનાથી આગળ બોલાયું નહિ.

પ્રતાપ બોલવા લાગ્યો: " બાપુ જ્યોતિર્મયી ! તારે મને હવે ' પિતા ' કહેવો ઉચિત નથી. હું તારો ખરો પિતા નથી, પણ પાલક પિતા છું. હું તને કેવી રીતે મેળવી શક્યો તેનો ઇતિહાસ સાંભળ. એક દિવસ રોજના નિયમ પ્રમાણે વનમાં ફરતો ફરતો હું એક વૃક્ષની ગાઢ છાયા પાસે આવી પહોંચ્યો તો મેં તારૂં નાનું શરીર એક કપડામાં વીંટાળેલી અવસ્થામાં પડેલું જોયું. તારા કંઠમાં જે મણકો છે તે તારી માતાએ તને પોતાના મરણ સમયે સોંપેલી સંપત્તિમાંનું સર્વસ્વ છે; તારે વિશેષ ખાત્રી કરવી હોય તો એ મણકા સાથે બાંધેલી ચીઠી મેં જાળવી રાખી છે, તે વાંચ." એમ કહી પ્રતાપે પોતાનાં પુસ્તકોની એક નાની પોથી મંગાવી અને તેમાંથી ચીઠી કાઢીને જ્યોતિના હાથમાં મૂકી. ચીઠી તેને આપતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, પરન્તુ તે આંસુને જ્યોતિની દૃષ્ટિએ નહિ પડવા દેવાને તેણે પોતાનું મ્હોં બીજી બાજુએ ફેરવ્યું.

તે ચીઠી વાંચતાં જ્યોતિના મનની અને તનની વિલક્ષણ સ્થિતિ થઇ ગઇ. તે દિગ્મૂઢ જેવી બનીને સ્થિર બેસી રહી. પોતે થોડાં વર્ષ પહેલાં અનાથ હતી અને પુનઃ એવી જ અનાથાવસ્થા પોતાને માથે આવી પડશે એ ભયે તેને વિશેષ કષ્ટ આપ્યું. મનને કઠીન કરવાનો અનુભવ એ બાળાને હજી મળ્યો નહોતો, પરન્તુ તેમ કરવાનો વખત હવે આવી પહોંચ્યો હતો એમ તેણે જોયું. પિતાજીની માંદગીમાં પોતાનાં આંસુવડે તેમને વિશેષ દુઃખ ન આપવું એમ ધારીને જ્યોતિએ પોતાનાં આંસુ લૂછી નાંખ્યાં અને તે બોલી: " પિતાજી ! મારા ખરા જનક તમે નથી, તોપણ મારૂં પ્રતિપાલન તો તમારે જ હાથે થયું છે. એક પિતાથી પણ અધિક પ્રેમ તમે મારાપર રાખો છો. નાનપણથી હું તમને ખરા પિતા તરીકે જ ઓળખતી આવી છું અને હવે તે ઓળખાણને એક ક્ષણમાં હું કેવી રીતે દૂર કરી શકીશ ? આટલાં વર્ષ અને અત્યારસુધી તમને ' પિતાજી ' કહીને બોલાવનારી જ્યોતિ શું હવે તમને પરાયા સમજી શકશે ? નહિ, નહિ ! તે મારાથી નહિ બને, માટે તમે હવે મને તમને પિતાજી કહેતાં અટકાવશો નહિ. પિતાજી ઉપરનો આટલાં વર્ષનો જૂનો પ્રેમ હું કેમ વિસરી શકું ? પિતાજી ! તે વિસરી જવાથી મારા મન ઉપર અસહ્ય દુઃખ આવી પડશે."

" ભલે બેટા ! તને તેથી દુઃખ થતું હોય તો મને પિતાજી કહીને

બોલાવજે." થોડી વાર રહીને ગદ્‌ગદ્ કંઠે પ્રતાપ બોલ્યો: "જ્યોતિ! જે પિતા ઉપર તું આટલો બધો પ્રેમ કરે છે તે તો ખરેખર નિષ્ઠુર છે. હવે ઘડી-બે ઘડીમાં તે આ ફાની દુનિયામાંથી સદાને માટે ચાલ્યો જશે-સ્વર્ગનો નિવાસી બનશે."

જ્યોતિ બોલી: "પિતાજી! આપની એકની એક લાડકી જ્યોતિ ઉપર આપનો જો અપૂર્વ પ્રેમ છે તો તે પ્રેમ મને એકલી-અટૂલી બનાવીને નહીં જ જાય; એ પ્રેમનો પ્રભાવ કાંતો આપને જીવતા જ રાખશે અથવાતો આપણને બન્નેને લઇ જઇને કોઇ એક જ સ્થળમાં મેલશે!"

"જ્યોતિ! જો એમ થાય તો મારે હાથે ઇશ્વરનો મોટો અપરાધ થયો લેખાય. મેં તો આ સંસારની મુસાફરી હવે પૂરી કરી છે. જે આ-આત્માનાં વસ્ત્રો જીર્ણ-જર્જરીભૂત બની ગયાં છે તે આત્માએ નવાં વસ્ત્રો પહેરવા માટે હવે ઇશ્વરની પાસે જવું જ જોઇએ; અને તારે માટે તો ઇહલોકનાં સર્વ સુખો હજી રાહ જોઇ રહ્યાં છે, માટે તે ભોગવવા માટે થોભવું જોઇએ. ઇશ્વરની પણ એવી જ આજ્ઞા છે અને એ આજ્ઞાને જો તું નહિ માને તો તેં તેનો મોટો અપરાધ કરેલો લેખાશે."

"પણ પિતાજી! જેણે એ ઇહલોકનાં સુખોને તૃણવત્ માન્યાં છે તે આપની સાથે ઇશ્વરના ધામમાં આવે તોપણ શું અપરાધ થયો લેખાય?"

"હા; લોકો કહે છે તે ઉપરથી તું એ સુખોને તૃણવત્ માને છે; પરન્તુ હજી તો તારે કોઇ ભાગ્યશાળી પુરૂષની કુળલક્ષ્મી તરીકે અનેક મહત્ત્વનાં કાર્યો કરવાનાં છે અને એ કર્યા પહેલાં તું ઇહલોકના સુખોને અંતરથી તૃણવત્ માનતાં શીખી શકીશ નહિ; તેટલા માટે મારી અને પ્રભુની પણ એવી આજ્ઞા છે કે તારે ઇશ્વરનો એ ભયંકર અક્ષમ્ય અપરાધ કરવો નહિ."

"ત્યારે શું મારે આવા જ દુર્દૈવના ફેરામાં ગુંચાઇ રહેવું પડશે?" દુ:ખના અતિવેગથી જ્યોતિનું મગજ બહેરૂં બની ગયુ, વાચા બંધ થઇ ગઈ અને આંખો આપોઆપ આકાશ તરફ વળી ગઇ.

પ્રતાપ બોલવા લાગ્યો: "જ્યોતિ! મારા આત્માને આનંદના પ્રકાશથી ઉજ્જવલ બનાવી મેલનાર જ્યોતિ! મારી ઘડીઓ હવે ભરાતી જાય છે. તને આ વનમાં-આ સ્થાનમાં-થી સાંબ સદાશિવના ચરણમાં એકલી-અટૂલી મૂકી જવાનો સમય હવે કેવળ નજીક આવતો જાય છે. હવે હું તને છેવટની વાત કહું છું. મારી પાસે બીજું કશું દ્રવ્ય નથી, પરન્તુ થોડું એક સુવર્ણ મારી ધર્મપત્નીના અલંકારોના રૂપમાં રહ્યું છે,

તે આ કુટિના દ્વારમાં જ દાટ્યું છે, એ હવે તારી મીલકત છે. તારૂં લગ્ન કરવાના ઉદ્યોગમાં લેવાની ધારણાથી એ અલંકારો મેં જાળવી રાખ્યા છે. તને કન્યાદાન આપતાંસુધી મને જીવતા રહેવા દેવાની ઇશ્વરની ઇચ્છા જણાતી નથી, નહિતો હું તારો હાથ વિશ્વાસરાવ જેવા યોગ્ય ક્ષત્રિયના હાથમાં સોંપીને કૃતાર્થ થાત. વિશ્વાસરાવ ઉપરનો તારો પ્રેમ યોગ્ય જ સ્થાને જોડાયો છે એમ સમજજે. ઇશ્વર તારી મનઃઇચ્છા સત્વર પૂર્ણ કરશે તારા જ હાથે સ્થાપન કરેલા શિવને અને તેમના મંદિરને તું ભૂલીશ નહિ, અને ઇશ્વરભક્તિને શિથિલ પડવા દઇશ નહિ. હમેશાં વર્તન સારૂં રાખજે અને સત્યનું આલંબન કદી વિસરીશ નહિ એટલે ઇશ્વર તને કશી વાતની ન્યૂનતા આવવા દેશે નહિ. થોડા વખત પછી તું વિશ્વાસરાવની ગૃહિણી થશે એટલે ઐશ્વર્ય મળવાથી કદિ ઉન્મત્ત બનવું નહિ. લક્ષ્મી ચંચળ છે ખરી, પરન્તુ તેને સ્થિર બનાવવી એ આપણા જ હાથમાં રહેલું છે. મારાથી હવે વધારે બોલી શકાય તેવું નથી. તારા આ દુર્દૈવી પિતાને વિસરતી નહિ અને છેવટે એક વાર તું મને ‘પિતાજી’ કહીને બોલાવ જોઇએ !”

જ્યોતિ જડાઈ જતા કંઠે બોલી: “પિતાજી ! પિતાજી ! શું હું તમને વિસરી જાઉં ? તમારી જ્યોતિને તમે એટલી નિષ્ઠુર સમજશો નહિ ! હાય ! પણ શું આ નિર્જન સ્થાનમાં તમે મને એકલી–અટૂલી મૂકીને જતા જ રહેશો ?”

પરન્તુ એ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં તો પ્રતાપ બેભાન બની ગયો અને તેનો શ્વાસોચ્છ્વાસ વધારે વેગથી ચાલવા લાગ્યો. જ્યોતિ અવાક્ બનીને આંસુ પાડતી પ્રતાપના વિલય પામતા પ્રાણપ્રદીપ તરફ જોઇ રહી. થોડીએક ક્ષણોમાં એ બળતો દીપક હોલવાઇ ગયો અને કુટિની બહાર સૂર્યનો અતુલ પ્રકાશ હોવા છતાં કુટિની અંદર જ્યોતિ ગાઢ અંધકાર જોવા લાગી ! દશે દિશાઓમાં પવન જોરથી ફુંકાવા લાગ્યો. વૃક્ષો ભારે કલ્પાંત મચાવી રહ્યાં અને પક્ષીઓ ગુપચુપ જ્યોતિર્મયીનાં આંસુને ઝીલી પોતાનાં નેત્રોમાંથી વિશેષ આંસુ વર્ષાવવા લાગ્યાં ! એકલી–અટૂલી બની ગએલી જ્યોતિર્મયી પોતાપરના આ ભયાનક વજ્રપ્રહારથી મૂર્છિત થઇ ગઇ !

---

## પ્રકરણ ૨૧ મું.

### અગ્નિસ્નાન કરવાની ઉત્સુકતા.

કેટલીક વારે જ્યારે જ્યોતિ શુદ્ધમાં આવી ત્યારે તેણે પ્રતાપના મૃત-દેહને એવી જ અવસ્થામાં પડી રહેલો જોયો ! " પિતાજી, પિતાજી " કહીને બૂમ મારવાથી એ દેહ હવે પુનઃ જાગૃત થનાર નથી એટલું સમજવા જેટલી કઠોરતા તેના સરલ ચિત્તને હવે મળી હતી. પિતાની પાછળ વિલાપ કરીને–મુક્ત કંઠે રડીને હૃદયના ગભરાટને બહાર કાઢવાનું તેને મન થતું હતું પરન્તુ તેનું એ અરણ્યરૂદન સાંભળવાને જો તેનું કોઇ પણ આપ્તજન ત્યાં હોય તે માત્ર તેનું ગરીબ હરિણ હતું ! તે ક્યારનુંએ કુટિમાં આવીને પ્રતાપના ચેતનહીન ચરણદ્વયને સૂંઘતું ઊભું હતું–જાણે કે એ વાચા-હીન પશુ પણ એ મહાત્માનો છેવટનો ચરણસ્પર્શ કરવામાં જીવનસાર્થક્ય માનતું હોયની ! આખા જગત્‌માં જ્યોતિને માત્ર એક જ દીપક હતો અને તે હોલવાઇ જતાં હવે તેને ચોમેર ગાઢ અંધકાર જણાવા લાગ્યો. આ નિર્જન કુટિમાં હવે એકલાં કેમ રહેવાશે, આપ્તજનહીન જગત્‌માં એકલાં કેમ જીવાશે, હૃદયના વિરામ વિના હૃદયભાવનાઓ કોની સમક્ષ ઉકેલાશે ઇત્યાદિ વિચારો એક પિતાનો પ્રેમ ગુમાવી બેસવાથી તેના ચિત્તમાં આવવા લાગ્યા, અને તેને રડાવવા લાગ્યા. જે પિતા જીવનને નિર્મળ બનાવવાની સૂચ-નાઓ વારંવાર કરતા, જે બોધક વાતોથી અનેક પ્રકારનો ઉપદેશસંભાર પોતાના ચિત્તમાં ભરતા, જે વાતોના કરૂણ ભાગોમાં પોતાને રડતી આનં-દથી જોઇ રહેતા અને ' જ્યોતિ, જ્યોતિ ' બોલતાં જેમનુ મ્હોં કદી પણ સુકાતું નહિ તે પિતા વિનાની બનેલી જ્યોતિને જીવન અતિક્રમ કરવામાં એક ક્ષણ પણ હવે યુગ જેવી લાંબી જણાવા લાગી. ' જીવવું ' તો કોને માટે જીવવું, શાને માટે જીવવું, એ જ તેના ચિત્તમાં ઘુમી રહેલો એકનો એક મુખ્ય પ્રશ્ન હતો. પિતાની મીંચાએલી આંખો પર પોતાની આંખોને દોરી તે ઉચ્છ્વાસ ભરતી બોલવા લાગી : " પિતાજી ! પિતાજી ! આ ભયા-નક જગત્‌માં રહેવા જેવું–આશ્રય લેવા જેવું હવે કયું સ્થાન મારે માટે રહ્યું છે ? જ્યાં પ્રેમનો સર્વથા નાશ થઇને ચોતરફથી વિષ ઉભરાવા લાગ્યું છે, ત્યાં મારા જેવી હતભાગિનીએ રહીને હવે શું કરવું ? ભાઈ–બ્હેનનું તો નામ પણ સાંભળ્યું નથી, માતા તો બિચારી મને જીવતી મૂકીને જ મરણ પામી છે અને નિષ્ઠુર હૃદયનો ખરો પિતા કોણ જાણે ક્યાંએ ભટ-કતો હશે ! મારા સદ્‌ભાગ્યે, ઓ પિતાજી ! હું તમારે હાથ આવી, અને

આટલા વખતમાં તમે પણ નિષ્ઠુર થઇને ચાલ્યા ગયા ! હવે આ પ્રેમહીન જગતમાં મારે શામાટે રહેવું જોઇએ ? વિશ્વાસરાવ ! હવે મારો સઘળો આધાર તમારાપર છે; પણ યુદ્ધમાં જનાર સૈનિકના જીવનનો શો ભરોસો ? તેમણે આપેલી મુદત હવે એક બે દિવસમાં પૂરી થશે, અને હજીસુધી તે અહીં આવ્યા નથી, તેથી મારાથી અમંગળ કલ્પના થઇ જાય છે ! હાય ! હાય ! દુર્દૈવ ! કદાચ એ મારી અમંગળ શંકા ખરી પડે તો આ જીવનનો આધાર હવે કોના ઉપર ? આ જીવનનો ઉપયોગ પણ કોને અર્થે ?"

વિશ્વાસરાવનું સ્મરણ ચિત્તમાં ઉભરાતાં તે અબોલ બની ગઇ, છતાં તેના મનમાં જે વિચારમાળા ફર્યા કરતી હતી તેની સાક્ષીભૂત તેનાં નેત્રોની અશ્રુધારા હતી. કેવળ નિરાશ બની ગએલા જીવનની જગત્‌ને કિંવા પોતાના દેહને હવે જરૂર નથી એવું જ તેને જણાવા લાગ્યું. તત્ક્ષણ મનથી નિશ્ચય કરી વાળ્યો કે જે માર્ગે પિતા ગયા છે તે જ માર્ગે જવું અને પિતાને ભેટી સુખી થવું એ જ સારૂં છે. પણ પોતાનો પ્રિયતમ જીવતો હશે અને તે અહીં આવશે તો ? એ કલ્પનાએ તેના મનની ગતિને આગળ વધતી અટકાવી. એ પ્રિયતમને માટે જીવવું ઉચિત છે કે પિતાને સ્વર્ગમાં ભેટવા જવાનું ઉચિત છે એ બન્ને પ્રશ્નોની તુલના તે કરવા લાગી. ઘોતરરૂપ અંધકાર જોતાં તેના ચિત્તને આ જગતથી અળગા થવામાં જ સુખ ભાસવા લાગ્યું અને તેથી મન સાથે દૃઢ ઠરાવ કર્યો કે "પિતાના શબનો અગ્નિદાહ કરી તે જ ચિતામાં મારે પ્રાણાહુતિ આપવી." પરન્તુ તત્ક્ષણ વિચાર થયો કે "આ શબને હું એકલી કુટિમાંથી કેવી રીતે બહાર કાઢી શકીશ ? ચિતાની રચના કરતાં મને કેમ આવડશે ?" આ વિચારો તેને મુંઝવવા લાગ્યા. એ પ્રચંડ મૃતદેહને માનભરી રીતે ઉચકીને કુટિની બહાર કાઢવાનું સામર્થ્ય જ્યોતિના સુકોમળ શરીરમાં નહોતું. તુર્ત વિચારે માર્ગ કરી આપ્યો: "જ્યારે ચિતામાં મારે પણ પ્રાણાહુતિ જ આપવી છે તો પછી આ સ્થળે જ ચિતા ખડકીને પિતાના શબનો અગ્નિસંસ્કાર કરવામાં શી હરકત છે ? આ કુટિ, તેમાંની વસ્તુઓ, એ સઘળું ભસ્મીભૂત થઇ જશે એટલું જ ને ? ભલે તેમ થાય ! મારે પણ જો જવું જ છે તો કુટિનો, વસ્ત્રોનો અને બીજી વસ્તુઓનો શો ઉપયોગ છે ?" પરન્તુ એટલેથી જ જ્યોતિની મુશ્કેલીનો છેડો આવી જાય તેમ નહોતું. સૂકાં લાકડાંનો મોટો અંબાર એ ચિતાને માટે જોઇતો હતો, તે તેની જાતે વનમાંથી લાવવાનો હતો. તે લથડતે પગે ઉઠી. આંખે અંધારાં આવ્યાં. આંસુભરી આંખે હરિણની પીઠ થાબડીને તે બોલી : "બાપુ ! હું વનમાં કાષ્ટ લેવા જઉં છું.

તું પિતાજીના મૃતદેહને સાચવજે. આ વન, આ શિવમંદિર અને પિતાજી તથા મારા મૃતદેહની ભસ્મનો ઢગલો એ સઘળું તને સોંપી જવાનું છે! કોઈ પથિક જન આ માર્ગે આવે તેમને કહેજે કે–" એટલું બોલતાંમાં જ્યોતિથી મુશ્કેલે રડી જવાયું અને તેનાથી આગળ બોલી શકાયું નહિ. હરિણ પણ પોતાની સંગિનીની મર્મવ્યથાને સમજતું હોય તેમ દુઃખથી ભરેલે વદને જ્યોતિને જોઇ રહ્યું. જ્યોતિ કુટિની બહાર કાષ્ટ લેવા ચાલી એટલે હરિણ પોતાને સોંપેલું કાર્ય બજાવવાને મૃતદેહના ચરણ પાસે બેઠું.

જ્યોતિ કુટિની બહાર આવી અને શિવમંદિરમાં પેઠી. તે અત્યારે પોતે જ સ્થાપિત કરેલા શિવજીને છેલ્લા નમસ્કાર કરવા આવી હતી. પિતાના મૃતદેહને અડકવાથી તેનું શરીર ભ્રષ્ટ થયું હતું એટલે આજે અપૂજ્ય રહેલા શિવજીને તેણે દૂરથી જ વંદન કર્યું અને કહ્યું: "હે ભગવન્! અત્યારે તો તમને અપૂજ્ય મૂકીને હુ પરલોકમાં મારા પિતાજીની સાથે જવાની તૈયારી કરૂં છું, પરન્તુ હું પ્રભુ પાસે માંગીને પુનઃ આ જ સ્થળે અવતાર લઇ તમારી પૂજા કરીશ, માટે મારો અત્યારનો અપરાધ ક્ષમા કરજો."

સત્વર તે મંદિરની બહાર નીકળી અને વન તરફ ચાલી. થોડે દૂર જઇને જૂએ છે તો કોઇ ઘોડેસ્વાર પોતા ભણી આવતો દેખાયો. જ્યોતિ સ્થિર ઊભી રહી. તે વિશ્વાસરાવ હશે એવી શંકા તે ક્ષણે જ્યોતિના ચિત્તમાં ચમકી. થોડી વારમાં ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો એટલે તેને જણાયુ કે તે વિશ્વાસરાવ નહોતો. ઘોડેસ્વારનાં નેત્રો જ્યોતિને પિછાણતાં જણાયાં અને કિંચિત્ આનંદવિકસિત બન્યાં, પરન્તુ તુરત જ તેની સુજેલી આંખો અને મ્લાન વદન જોઇને ગંભીર બનતાં તે બોલ્યો: "બાલા! મને ઓળખ્યો કે?"

ઓખરે અવાજે તે બોલી: "તમે એક વાર વિશ્વાસરાવની સાથે આવ્યા હતા એમ સાંભરે છે." વાચકને યાદ હશે કે એ ઘોડેસ્વાર ગુણાજી પોતે જ હતો. ચીમણાજી તરફનો સંદેશાનો પત્ર લઇને અત્યારે તે બાજીરાવ તરફ જતો હતો.

"તમારૂં અનુમાન ખરૂં છે; પરન્તુ હું અત્યારે તમને શોકાતુર કેમ જોઉં છું."

"મારા પિતાજી સ્વર્ગવાસી થયા છે અને તેમનો મૃતદેહ કુટિમાં પડયો છે. તેમના જવાથી મારે મન પણ આ જગત્ શૂન્ય બની ગયું છે એટલે તેમની સાથે મેં પણ અગ્નિસ્નાન કરવાનો નિશ્ચય કર્યો છે! અગ્નિસંસ્કારને માટે કાષ્ટ લેવા હું વનમાં જઉં છું."

ગુણાજી નીચે ઉતરી પડયો અને બોલ્યોઃ " આટલી નાની વયે તમે એ સાહસ ન કરો. વૃદ્ધ માણસોને તો વહેલા મોડા જવું પડે છે અને આપણે વૃદ્ધ થઇશું ત્યારે આપણને પણ જવું પડશે. તમે પ્રાણાહુતિ આપવા જેટલાં આકળાં ન બનો–ઇશ્વરના ઘરનો પણ એ એક અપરાધ છે. ઇશ્વરની આજ્ઞા વિના પ્રાણ કાઢી આપવો એ મહાપાતક લેખાય છે."

" મને આ નિરાશ જગત્‌નું જીવન હવે નથી જોઇતું. હું શું કરૂં ? કોને માટે જીવું ? મને આગ્રહ નહિ કરશો. આ જીવન હવે મને અકારૂં થઇ પડયું છે." એટલું બોલતાંમાં જ્યોતિની આંખમાં આંસુ આવી ગયાં.

" તમે બહુ ગભરાએલાં છો તેથી જ તમારા મનની ગતિ આવું સાહસ કરવા તરફ વળી ગઇ છે, પરન્તુ પ્રભુ એવા કાર્યથી કદાપિ પ્રસન્ન થતો નથી. દુઃખ સહન કરવાથી પણ તપશ્ચર્યાનું ફળ મળે છે. પ્રભુને તમારા પર દુઃખ નાંખવાનું જ ગમ્યું તો તે વેઠી લેવું, તેની આજ્ઞા માની લેવી એજ ઇહ જીવનનું કર્ત્તવ્ય છેઃ શું તમે આત્મઘાતના મહાપાપને પણ સમજતાં નથી ?"

જ્યોતિ આંખમાંથી આંસુ સારતી માન ઊભી રહી. ગુણાજી આગળ બોલ્યોઃ " પ્રભુએ તમારે હસ્તે કાંઇ કાંઈ મહત્ત્વનાં કાર્યો કરાવવાનું સરજી રાખ્યું હશે, કોઇનો અવતાર સફળ કરવાનું પણ તમારે માથે રાખ્યું હશે, તેવી ગહન યોજનાને નિષ્ફળ કરવામાં શો-સાર છે ? માટે બળાત્કારે પ્રાણ આપવાનો વિચાર મૂકી દો અને તમે પાછાં કુટિમાં જાઓ, વનમાંથી હું પોતે જ કાષ્ટ એકઠાં કરી ત્યાં આવું છું."

" શું તમે એ તસ્દી લેશો ?" જ્યોતિએ લજ્જાવનત વદને કહ્યું.

" એમાં શી ફીકર છે ? તમારા જેવી અસહાયિની અબળાને આવે સમયે સહાય કરવી એ એક ક્ષત્રિય નરની ખરી ફરજ છે. માટે તમે નિશ્ચિંત બનીને કુટિમાં જાઓ; હું હમણાં જ કાષ્ટ એકઠાં કરી પાછો ફરૂં છું."

જ્યોતિ ગુણાજીનો અંતરથી આભાર માનતી ધીમે પગલે પાછી ફરી અને ગુણાજી ઘોડાપર ચડી કેટલેક દૂર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### પશ્ચાત્તાપની એક ક્ષણ !

જ્યોતિએ કુટિમાં આવીને જોયું તો પોતાના હરિણને પિતાના મૃતદેહની લગોલગ બેઠેલું જોયું અને એ અવાચ્ય પ્રાણીનો ઉપકાર પણ આ

વખતે તેનાથી ભૂલાયો નહિ. તેણે વિચાર્યું: “મારો આવો એકનિષ્ઠ મિત્ર હું અગ્નિમાં પ્રવેશ કરૂં તે વખતે શું મારી પાછળ દોડીને પોતે પણ અગ્નિ પ્રવેશ કર્યા વિના રહે? એ બિચારાને પાણીમાંથી મરતું મેં જ એક વાર બચાવ્યું હતું, અને તેના જ અકાળ મરણની કારણીભૂત શું હું જ થઉં?” જ્યોતિના વિચારોની ગતિ સહસા બંધ પડી ગઇ. તેનાં નેત્રો પુનઃ જળપૂર્ણ બની ગયાં. જગતની નિષ્ઠુરતામાં પણ ખરા સ્નેહની ચમકી કોઈ વાર નજરે આવે છે ખરી, એવું ભાન હવે તેને થવા લાગ્યું, અને પિતાના મૃતદેહની પાસે બેસી–હરિણની પીઠ ઉપર હાથ ફેરવતી તે કાંઇ કાંઇ વિચાર કરવા લાગી.

થોડી વારમાં તો ગુણાજી કાષ્ટના બે મોટા ભારા ઘોડાની પીઠ પર લાદીને ત્યાં આવી પહોંચ્યો અને કુટિથી થોડે દૂર ચિતા ખડકવાની તૈયારી કરવા લાગ્યો. જ્યોતિ તેની પાસે જઇને બોલી: “અહીં ચિતા શાને ખડકો છો? કુટિની અંદર જ ખડકો તો શી હરકત છે?”

“કુટિ અને તેમાંનું સઘળું તેથી ભસ્મીભૂત થઈ જશે. તમારૂં આશ્રયસ્થાન તેથી નાશ પામશે.” ગુણાજીએ કહ્યું.

“મને તેની હવે જરૂર નથી કારણકે મને હવે જગતની પણ જરૂર નથી.”

“શું હજી પણ તમે પાપની પ્રવૃત્તિનો વિચાર છોડયો નથી? શું આપઘાત કરવાથી–બળાત્કારે જીવનનો અંત આણવાથી માણસને સુખ મળે છે એમ તમે માનો છો? તમે જીવનના સંબંધમાં એટલાં બધાં નિરાશ ન થાઓ, અને આપઘાત કરવાનો વિચાર ત્યજી દો.”

જ્યોતિ તે ઠપકો મૌનપૂર્વક સાંભળી રહી. થોડી વારે ચિતા રચાઈ રહી એટલે ગુણાજી અને જ્યોતિએ પ્રતાપના મૃતદેહને ચિતા ઉપર લાવી સુવાડયો અને જ્યોતિએ ક્ષણભર હૃદયને કઠીન કરીને તેને આગ લગાડી દીધી થોડાં વધુ કાષ્ટની જરૂર હતી, પરન્તુ જ્યોતિને ચિતા આગળ એકલી મૂકી કાષ્ટ લેવા જવામાં ગુણાજીને સલામતી લાગી નહિ, તેથી તેને સમજાવી પોતાની સાથે કાષ્ટ લેવા માટે લીધી અને બીજાં થોડાં કાષ્ટ લાવી અગ્નિસંસ્કારની પૂર્ણાહુતિ કરી. જ્યોતિ પોતાના અત્યારસુધીના જીવનમાં જે એકની એક વ્યક્તિને ઓળખતી હતી અને જેણે તેનું વત્સલતાપૂર્વક પાલન કર્યું હતું તેના દેહને અંગારા અને ભસ્મના રૂપમાં ફેરવાઇ ગયેલું જોઇ એ બાળા ત્રુસ્કે રોઇ પડી. ગુણાજીએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું: “એ જ દશા એક વાર સૌ કોઇની થવાની છે તો પછી મરણ

પામેલા પાછળ વિલાપ કરવો શામાટે ? ધૈર્ય રાખીને તેમના પવિત્ર સ્મરણને હૃદયપટમાં સંગ્રહી રાખવું એ જ હવે તો કર્ત્તવ્ય છે; ચાલો તળાવપર, સ્નાન કરી લઇએ."

જ્યોતિ અણઉપડતે પગલે તળાવ તરફ ચાલી–જાણે તળાવ તરફ જતાં તેને કશો ભય લાગતો હોયની! થોડી વારે બન્ને તળાવની પાસે પહોંચ્યાં. "પિતાજી તો સ્વર્ગે ગયા, તેમના દેહને પણ બાળી નાંખ્યો, અને હું એકલી જ રહી! હવે હું કોનો આશ્રય શોધીશ ?" એ વિચાર તેને થયો. ગુણાજી વિશ્વાસરાવનો સંગાથી હતો એટલે વિશ્વાસરાવ સંબંધી હકીકત તેના જાણવામાં હોવી જોઇએ એવું જ્યોતિને સાંભરી આવ્યું, પરન્તુ એ વિષે ગુણાજીને પૂછતાં લજ્જાના આવરણે તેને અટકાવી. જો વિશ્વાસરાવ જીવતો હોય તો જ પોતાનું અસ્તિત્વ જગત્‌માં ઉચિત છે, અને નહિતો જીવવું વ્યર્થ છે એવું તેને લાગ્યું.

બન્ને તળાવે પહોંચ્યાં અને વસ્ત્રો સમેત તળાવમાં ન્હાવા પડયાં. જ્યોતિ અને ગુણાજી વચ્ચે તળાવના પાણીમાં થોડું અંતર હતું. ગુણાજી પાણીમાં ખસતો ખસતો જ્યોતિની પાસે આવ્યો અને બોલ્યો: "કેમ, તમે નાહી રહ્યાં ?"

"હા, નાહી રહી છું; હવે બહાર નીકળું છું."

ગુણાજી આછું સ્મિત કરીને બોલ્યો: "તે દિવસે વિશ્વાસરાવે તમને તળાવમાંથી બહાર કાઢયાં હતાં; આજે વિશ્વાસરાવ નથી, તો મારો હાથ પકડો, હું તમને તળાવમાંથી બહાર કાઢું."

ગુણાજીના સ્મિતમાં, તેના શબ્દોમાં અને તેની માંગણીમાં જ્યોતિને વિલક્ષણતા લાગી. તે બોલી: "નહિ, નહિ, હું મારી મેળે જ નીકળી શકીશ." એમ બોલતી ગુણાજીથી તે દૂર ખસી ગઇ અને ઉતાવળી ઉતાવળી કિનારા તરફ ચાલી. ગુણાજી પણ તેની પાછળ તળાવની બહાર નીકળ્યો. જ્યોતિનો કૃષ્ણ કેશપાશ ગુણાજીના મનને બાંધી લેતો હોય તેમ તેને તેના તરફ ખેંચવા લાગ્યો. એટલામાં જ્યોતિએ પૂછ્યું: "વિશ્વાસરાવ અત્યારે ક્યાં છે ?"

ગુણાજી બોલ્યો: "વિશ્વાસરાવ સંબંધે શું તમે કશું જાણતાં નથી ? તે તો બિચારો વસઇના યુદ્ધમાં જ એકાદ મહિના પહેલાં કામ આવી ગયો છે!"

હૃદયને કમ્પિત કરનારા આ સમાચારે જ્યોતિને બ્હાવરી બનાવી મેલી. તેના પગમાંથી કૌવત નાશ પામી ગયું અને તે તળાવની પાળ ઉપર જ બેસી ગઇ. જેનો માત્ર એકલો આધાર રહ્યો હતો તે પણ હવે નાશ

પામી ગયો, તો હવે કોને માટે જીવવું તે તેને સૂજ્યું નહિ ! દુઃખના અતિભારથી અને શોકના અતિવેગથી તે અર્ધ મૂર્છિત જેવી બની ગઈ. થોડા પરિચયવાળા પણ હૃદયના ખરા પ્રેમીના મરણના ખબરે પણ તેને લાંબા પરિચયવાળા પિતાના મરણ જેટલું જ દુઃખ ઉપજાવ્યું. તેનું હૃદય મૌન મૌન પોકારવા લાગ્યું: " ઓ પિતાજી ! હું તમારી સાથે આવી નહિ અને જેને આધારે રહી હતી તે મારો આધાર પણ તૂટી પડયો ! હવે હું ક્યાં જઉં અને શું કરૂં ? " પ્રતાપ જાણે તેની સમીપમાં આવીને બોલવા લાગ્યો: " પુત્રી ! દુષ્ટ માણસના કથનથી તું ભ્રમિત થા નહિ ! તારો વિશ્વાસ જીવતો છે. " પરન્તુ એ મનોભ્રમ જ્યોતિના વ્યાકુળ ચિત્ત ઉપર કશી અસર નીપજાવી શક્યો નહિ. કેટલીક વારે તે ત્યાંથી ઉઠી અને ચેતનહીન પગે, ભાનહીન ચિત્તે તથા પરવશ હૃદયે કુટી તરફ ચાલી. ગુણાજી પણ તેની પાછળ પાછળ ચાલ્યો.

કુટીની પાસે પ્રતાપની ચિતાના અંગારા હજી જ્વલંત હતા તેમાં પડીને દેહનો ભોગ આપવાની વૃત્તિ જ્યોતિમાં ઉશ્કેરાઈ આવી, પરન્તુ ગુણાજીની હાજરીમાં એ પ્રકારનું કાર્ય કરવું એ તેને માટે શક્ય નહોતું. શિવમંદિરના ઓટલા ઉપર આંસુ વરસાવતી તે બેઠી. હરિણ શોકાકુળ ચિત્તે ધીમાં ડગલાં ભરતું તેની પાસે આવીને ઊભું. ગુણાજીને સંબોધીને જ્યોતિ બોલી : " ભાઇ ! તમે મને જીવતી રાખીને મારૂં હિત કરવાનો ઉપકાર કર્યો છે, પરન્તુ મારા હિતનાં સઘળાં સાધનો હું ગુમાવી બેઠી છું. પિતાજી ગયા, પ્રિયતમને પણ હું ગુમાવી ચૂકી, હવે મારે આ જગતમાં કોને માટે જીવવું ? "

ગુણાજી જ્યોતિના પ્રશ્નને હસી કાઢતો બોલ્યો: " શું જગતમાં પ્રેમનાં પાત્રો જવાથી સૌ મરી જતાં હશે ? પ્રેમ શું બીજાને અર્પણ ન થાય ? "

ગુણાજીના આ કથનમાં જ્યોતિને કિંચિત્ વિકારનો ભાસ થયો. તે ભયથી કમ્પી ઉઠી અને કશું બોલી નહિ. પોતાને સહાય કરીને આટલો બધો ઉપકાર કરનાર અને પાપ-પુણ્યની તથા ઈશ્વરના ઘરના ન્યાયની ઉત્તમ વાતો કરનાર એ પ્રૌઢ વયના પુરૂષ ઉપર દુષ્ટતાનો એકાએક આરોપ મેલવાની હિંમત પણ જ્યોતિ ચલાવી શકી નહિ ! તે મૌન જ બેસી રહી. ગુણાજીની દુષ્ટ વૃત્તિ એ મૌન્યનો અર્થ પોતાના જ લાભનો સમજી અને તે ઉઠીને જ્યોતિની સમીપ આવી ઊભો રહ્યો. જ્યોતિને તે કરાળ કાળ જેવો લાગ્યો. તેની આંખોમાં વિકારની રેખાઓ સ્પષ્ટ રીતે તરી

આવેલી હવે તેને દેખાવા લાગી; પરન્તુ પોતા ઉપર એટલો મોટો ઉપકાર કરનારને તિરસ્કારી કેમ કઢાય? ગુણાજી સ્મિત કરીને બોલ્યો: "બાળા! આ જીવન જેઓને નિરાશાથી ભરપૂર લાગે છે તેઓને જ તે આશાથી પરિપૂર્ણ લાગ્યાનાં દૃષ્ટાંતો આ જગતમાં ઘણાં મળી શકે છે; માટે સ્મશાન-વૈરાગ્યથી ઉશ્કેરાઇને જીવ આપવાનું સાહસ કરવું એ મિથ્યા છે."

જ્યોતિમાં તો ઉત્તર આપવાનું ધૈર્ય જ નહોતું.

ગુણાજી આગળ બોલ્યો: "જીવ કાઢી આપવાથી ઇશ્વરનો અપરાધ થાય છે, તેથી ઉલટું સંસારમાં પતિ સાથે જીવન ગાળવાથી અને પતિ પ્રત્યે એકનિષ્ઠ રહેવાથી સ્વર્ગના અધિકારી થવાય છે. વિશ્વાસરાવ તમારો પ્રિયતમ હતો તે હું જાણું છું, પરન્તુ તમારૂં બન્નેનું વિધિપુરઃસર લગ્ન થયું નહોતું એટલે વિશ્વાસરાવના મરણથી તમે કાંઇ વૈધવ્યને પ્રાપ્ત થએલાં લેખાઓ નહિ; તો પછી શામાટે નિરાશ થવું જોઇએ?"

જ્યોતિમાં ગુણાજી પ્રત્યે તિરસ્કારનો અંકુર વધારે જોરથી ફૂટતો જતો હતો. તે છેવટે કંટાળીને બોલી: "તમે મને સહાય કરીને મારા ઉપર જે મોટો ઉપકાર કર્યો છે તેનો બદલો મારાથી આ જન્મમાં તો વળી શકે તેમ નથી, પરંતુ—"

ગુણાજી વચમાં બોલી ઉઠ્યો: "નિરાશ ન થાઓ, જો તમે ઇચ્છો તો મેં કરેલા ઉપકારનો બદલો આ ક્ષણે જ તમે વાળી શકો તેમ છે. તમે જાણતાં હશો કે વિશ્વાસરાવના જેટલી જ ઉચ્ચ પદવીપર હું અત્યારે આવ્યો છું અને ઉચ્ચ મહારાષ્ટ્રીય ક્ષત્રિય કુળમાં મારો જન્મ થયો છે. જો તમે મારા ઉપર પ્રસન્ન થાઓ તો તમારા નિરાશ જીવનને આશાઓથી ભરપૂર બનાવી દેવાનું મારામાં સામર્થ્ય છે!"

જ્યોતિનો ક્રોધ હવે ખુલ્લો બહાર પડ્યો. તે બોલી: "તમે કરેલા ઉપકારના માનની ખાતર હું તમને વિનયપૂર્વક વિનતિ કરૂં છું કે એવી વાત ફરી તમે મને કહેશો નહિ. એક અવતારમાં બે અવતાર કરવાની મારી ઇચ્છા નથી."

ગુણાજી એ શબ્દો ઉપર અણગમો દર્શાવનારૂં હાસ્ય કરીને બોલ્યો: "તમે ભૂલ કરો છો! વિશ્વાસરાવમાં અને મારામાં તમે એટલો મોટો ફેર શો જુઓ છો કે તમે મને ભાગ્યશાળી કરવાની ના કહો છો? તે જેવો પરાક્રમી હતો તેવો જ હું પણ છું, તેના ઉપર જેવી રીતે ચીમણાજી અપ્પાનો અને શાહુ મહારાજનો પૂરો વિશ્વાસ હતો તેવી રીતે મારા ઉપર તેમનો બન્નેનો પૂરો વિશ્વાસ છે અને ગુપ્તમાં ગુપ્ત સંદેશાઓ લઇ

કામ તેમણે મને સોંપ્યું છે, રણક્ષેત્રમાં તે જેવા શૌર્યથી લડતો હતો તેવા શૌર્યથી હું પણ લડું છું; હા, વિશ્વાસરાવ કરતાં વયમાં હું પાંચ-સાત વર્ષ મોટો હોઇશ, પરન્તુ તેથી શું? મારી પહેલી સ્ત્રીથી હું સંસારમાં નિરાશ થયો હોવાથી તમને હું મારા હૃદય ઉપર ઘણા જ માનથી રાખીશ! કહો, હવે મારામાં અને વિશ્વાસરાવમાં તમને શું અંતર દેખાય છે?"

ક્રોધાતિરેકથી જ્યોતિ ચ્હેરાને લાલ કરતી બોલી: "શું અંતર? ઓ દુષ્ટ! અંતર શાને પૂછે છે? તારામાં અને વિશ્વાસરાવમાં તો જમીન આસમાનનું અંતર રહેલું છે. કાગડો કદાપિ હંસની બરાબરી કરી શકતો નથી. તારી દુષ્ટ ઘાનત જ તારી યોગ્યતા બતાવી આપે છે! મને તેં જે સહાય કરી તે તારો દુષ્ટ ઇરાદો પૂરો કરવાને જ કરી હોવી જોઇએ એમ હવે મને સ્પષ્ટ સમજાય છે! હાય! હાય! આવા બગઠગો પણ શું દુનિયામાં હશે? કેવી મીઠી મીઠી વાત તું કરતો હતો? એક પિતાની પેઠે તું મને આશ્વાસન આપતો હતો અને છેવટે તારી ઘાનત જ કાળી નીકળી! ઓ પ્રભુ! આવી કપટી દુનિયાને આશ્રયે તેં મને જીવતી મૂકી?"

ગુણાજીને પણ જ્યોતિના આ શબ્દોથી ક્રોધ ઉત્પન્ન થયો, તોપણ તે ક્રોધ બહાર નહિ જણાવતાં તે બોલ્યો: "સુંદરી! તારે માટે તો મેં ઘણા યત્નો કર્યા છે, અને શું તું મને નિરાશ કરીશ? વિશ્વાસરાવ જ્યારે રાત્રિએ અહીં આવ્યો હતો, ત્યારે હું તેની પાછળ પાછળ છુપાતો આવ્યો હતો અને તે જ વખતથી મને તારાપર અનુરાગ ઉત્પન્ન થયો છે. એવા ખરા પ્રેમીને ધિક્કારવો એ હવે તને શોભતું નથી. શ્રીમંત બાજીરાવ પેશવા તરફ઼ એક જરૂરી સંદેશો લઇને હું સતારા તરપ જઉં છું, છતાં તે કાર્યને બાજુએ મેલીને હું અહીં આવ્યો, તને તારા કાર્યમાં આટલી સહાય કરી, તને મરતી બચાવી, એ સઘળું તારો પ્રેમ સંપાદન કરવાને જ મેં કર્યું છે, અને શું તેનો બદલો હવે તું આવો આપે છે?"

"ધિક્કાર છે તને, તારી નીચતાનો પ્રભાવ તેં તારી મેળે જ દર્શાવી આપ્યો છે! જેને પોતાના માલેકના કાર્ય કરતાં સ્ત્રી વધારે લાગે છે, જે દેશસેવા કરતાં સ્ત્રીની વધારે કીંમત ગણે છે, તેને કોઇ પણ સ્ત્રી પોતાના પતિ તરીકે પસંદ કરે જ નહિ. જા, જા, તું કોઇ પણ સ્ત્રીને યોગ્ય નથી-બલકે ક્ષત્રિય કુળની કન્યાનાં કપડાં ધોવા જેવી યોગ્યતા પણ તારામાં નથી!"

ગુણાજીએ જોયું કે પોતે પોતાની મેળે જ ખરી વાત જણાવી દેવામાં ભૂલ કરી છે હવે સીધી રીતે વાત કરવાને બદલે તેણે પોતાનો ગુસ્સો દર્શા-

વવાનો નિશ્ચય કર્યો. મ્હોં ઉપર ક્રોધ સ્ફુરાવીને આંખો ફાડતો તે બોલ્યો: “જ્યોતિ ! તું કોનું અપમાન કરે છે તે જાણે છે કે ? તું મારી માંગણીનો સ્વીકાર નહિ કરે તો હું તને બળાત્કારે મારે તાબે કરીશ; અને યાદ રાખજે કે તારી હઠ નહિ છોડે તો જાન ગુમાવી બેસીશ ! ”

જ્યોતિ તેના ઉપર તિરસ્કારનું હાસ્ય કરતી બોલી: “ મૂર્ખા ! શું તું હજી સમજી શક્યો નથી કે પ્રાણનો ભય હું કદાપિ રાખતી જ નથી ? હું તો આ નિરાશ જીવનનો અંત આણવાને તૈયાર જ બની રહી હતી, પરન્તુ તેં જ મને મરવા દીધી નથી–એ શું તું ભૂલી ગયો ? પરન્તુ હા, મને બચાવવામાં તારો દુષ્ટ ઇરાદો સમાએલો હતો એવું હવે મને સમજાયું ! અધમ ! પાપી ! જા, જીવતો ચાલ્યો જા, નહિતો મારો ક્રોધસર્પ દંશ કરીને તારો પ્રાણઘાત કરશે ! ”

ગુણાજીમાં હવે ખરો જુસ્સો વ્યાપ્યો. જ્યોતિ એવી રીતે માનશે નહિ એમ તેણે જોઇ લીધું. બળાત્કાર સિવાય બીજો કશો માર્ગ તેને સૂઝ્યો નહિ. તે પોતાની તલ્વારને મ્યાનમાંથી કાઢતો સત્વર જ્યોતિની સામે ધસી ગયો. જ્યોતિ અડગ ઊભી રહી અને પોતાનું રક્ષણ કરવાનું કામ ઇશ્વરને સોંપી બચાવ કરવાને હાથ પણ ઉચો કર્યો નહિ ! જ્યોતિએ પહેરેલી કફનીને એક હાથે ગળા આગળથી પકડી–ખેંચી, બીજા હાથમાંની તલ્વારને ઉંચી કરતો ગુણાજી બોલ્યો: “ બોલ રંડા ! મારી માંગણીનો–” ગુણાજી આગળ બોલતો અટકી ગયો. તેનું મ્હોં એકદમ બંધ થઇ ગયું ! તલ્વાર સાથે ઉંચો કરેલો હાથ નીચો નમી ગયો ! કફનીને પકડનારો હાથ ઢીલો પડી ગયો ! મુંગા–મુંગા તેણે કફની છોડી દીધી ! જ્યોતિના વદન સામે તે અકી ટશે જોઇ રહ્યો અને તત્ક્ષણ પાછે પગે તેનાથી દૂર હઠી ગયો ! તલ્વારને પાછી મ્યાનમાં ઘાલી દીધી. કોઈ પ્રકારની જાદૂઈ અસર તેના ઉપર થઇ હોય તેવી રીતે કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કર્યા વિના પોતાના અશ્વને દોરતો તે ત્યાંથી ધીમે ધીમે પગલે ચાલ્યો ગયો !!

જ્યોતિ આ અવનવો ચમત્કાર જોઇને આશ્ચર્ય પામી. છેક ક્રોધની ટોચે ચડેલો એ પુરૂષ એકદમ ઢીલો શાથી બની ગયો તે જ્યોતિના સમજાવામાં આવ્યુ નહિ. ઇશ્વર આવા ખુલ્લા ચમત્કારો જગત્માં કરી બતાવતો હોય એવું તે માની શકી નહિ. પોતાની પ્રાર્થના પ્રભુએ સાંભળીને તેને મુંગો બનાવી દીધો હોય એવું પણ તેને બનવાજોગ લાગ્યું નહિ. કાષ્ટની પૂતળીની પેઠે તે એ જ સ્થળે દિગ્મૂઢ અવસ્થામાં સ્થિર બની ગઇ ! તેની વિચારમાળાનો મેરૂ હજી આવ્યો નહોતો, એટલામાં તેણે બંદૂકનો અ

નજીકમાં જ સાંભળ્યો અને તે એ અવાજ તરફ બ્હેબાકળી દોડી! જરા આગળ વધીને જુએ છે તો તેને જણાયું કે ગુણાજીએ એક વૃક્ષ તળે પોતાની મેળે બંદૂકની ગોળી ખાઇને આપઘાત કર્યો હતો!

જ્યોતિ સત્વર દોડીને તે વૃક્ષ તળે ગઇ. ગુણાજીના કાળજામાંથી લોહી ચાલ્યું જતું હતું, તોપણ હજી તે કાંઇક ભાનમાં હતો. તેના મ્હોમાં દોરીથી બાંધેલો સુવર્ણનો એક મણકો હતો. જ્યોતિએ જોયું કે પોતે પોતાના ગળામાં સુવર્ણનો જેવો મણકો પહેર્યો હતો તેવો જ મણકો ગુણાજીએ પોતાના દાંત વચ્ચે ભરાવેલો હતો! જ્યોતિને પોતાની પાસે આવેલી જોતાં જ ગુણાજી બોલ્યોઃ "જ્યોતિ! મારી પુત્રી! આખી જીંદગીમાં કરેલા અનર્થોનો પશ્ચાત્તાપ મને આ ક્ષણે થયો છે! તારી માતાને નિરાધાર મૂકીને મેં અનેક અનર્થો કર્યા, છેવટે પુત્રી ઉપર બળાત્કાર કરવાની દુષ્ટ મતિ મને સૂજી! તું બે માસની હતી ત્યારે મેં તને જોઈ હતી, ત્યારપછી આજે જોઉં છું અને તને ઓળખવાથી–તારા કંઠમાંનો મણકો જોવાથી મારા પાપનું મેં પ્રાયશ્ચિત્ત કર્યું છે. વિશ્વાસ જીવતો જ છે, બાપુ! તું નિરાશ થઇશ નહિ. તે તારો પતિ થવાને યોગ્ય જ છે! ઓ પ્રભુ! આવી લક્ષ્મી જેવી દીકરીને—" ગુણાજીથી આગળ બોલી શકાયું નહિ. જ્યોતિને આ વખતે શું બોલવું તે સૂઝ્યું જ નહિ. એક બે ક્ષણમાં તો ગુણાજીના દેહની ચલનક્રિયા સર્વથા બંધ પડી ગઇ!

જ્યોતિ આ બનાવને ખેદ તથા આશ્ચર્ય સાથે જોઇ રહી. એ મણકા ઉપરથી અને પોતાની માતાએ મરતી વખતે ચિઠ્ઠીમાં એ મણકા વિષે જે વાત લખી હતી તે ઉપરથી જ્યોતિ સમજી શકી કે ગુણાજી પોતાને જન્મ આપનાર પિતા હોવો જોઇએ. પિતાની દુર્બુદ્ધિને માટે અને આ પ્રકારના આકસ્મિક આત્મઘાતને માટે જ્યોતિને દયા આવી. અજ્ઞાન સ્થિતિમાં તેણે બતાવેલી દુષ્ટતા ઉપરનો ગુસ્સો આ વખતે જ્યોતિના અંતઃકરણમાંથી દૂર થઇ ગયો, અને મરણ પામેલા જનકના છેવટના સ્નેહના સ્મરણમાં તેની આંખોમાંથી બે અશ્રુબિંદુ સરી પડ્યાં.

સ્નેહની સાંકળમાં જેટલી વધારે કડીઓ જોડાય છે અને તે જેટલી વધારે લાંબી થાય છે તેટલું વધારે દુઃખ સ્નેહના પાત્રના વિરહને સમયે મનુષ્યને થાય છે. પ્રતાપના સ્નેહનું સ્મરણ જ્યોતિના અંતરમાં એટલું પ્રબળ હતું કે ગુણાજીની ખરા પિતા તરીકેની સ્મૃતિ અત્યારે તેને વિશેષ દુઃખ ઉપજાવતી નહોતી. ગુણાજીના મુડદાના મુખમાંથી સુવર્ણનો મણકો તેણે છોડી લીધો અને પોતાના મણકાની સાથે સરખાવ્યો તો બન્ને મણકા

એકસરખા જણાયા. તે બન્ને ઉપર "રામ સાળુંખે" એવા શબ્દો કોતરેલા માલૂમ પડ્યા. પોતાના કંઠમાંના મણકાનું મહત્ત્વ જ્યોતિના જાણવામાં અત્યારસુધી નહોતું એટલે તેણે કોઇ દિવસ એ મણકાને ધારી ધારીને જોયો નહોતો. આજે જ તેણે તેને બરાબર નિરીક્ષીને જોયો ત્યારે તેને તે ઉપરથી પોતાનું ખરૂં કુળ માલૂમ પડ્યું!

પણ જ્યોતિને હવે એક બીજી બાબતનું સ્મરણ થયું. ગુણાજી એક અગત્યનો સંદેશો લઇને બાજીરાવ તરફ જતો હતો એવી વાત તે જ્યોતિની સમક્ષ બોલી ગયો હતો એ જ્યોતિને સાંભર્યું. તેણે ગુણાજીની ભેટ છોડી તો તેમાંથી મહોરબંધ લખોટો નીકળ્યો અને તેના ઉપર "જરૂરી" એવો શબ્દ જોયો. ગુણાજીનું મરણ થવાથી રાજ્યનું આ અગત્યનું કામ અટકી જાય તો ઘણી હાનિ થવા પામે અને યુદ્ધના કશા ઉપયોગી સમાચાર નહિ પહોંચવાથી મોટો અનર્થ નીપજે એવું જ્યોતિના સમજવામાં આવ્યું. ત્યારે એ કામ કોઇ પણ રીતે પોતે જ કરવું જોઇએ એમ તેને લાગ્યું. ગુણાજીનાં સર્વ અસ્ત્રશસ્ત્ર અને વસ્ત્રો તેણે ઉતારી લીધાં અને ત્યાં ને ત્યાં જ ચિતા ખડકીને તેના મૃતદેહનો અગ્નિ સંસ્કાર કર્યો. પછી તુરત જ ગુણાજીનાં વસ્ત્રો પોતે પહેરી લઇને સંદેશાનો લખોટો લઇ ગુણાજીના જ અશ્વ ઉપર સ્વારી કરી જ્યોતિએ સત્વર સતારા તરફ પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ ૨૩ મું.

### ઉત્સાહના ઉભરામાં.

હર્ષ શોકના રંગિન પાટા ચિત્ર વિચિત્ર પડ્યા ઝિન્દગીમાં;
સિન્ધુ તરંગની વહે છે પરંપરા એક પછી બીજા તેમ વહે આ!
કાળો પટો કોઇ, કો સોનેરી, કોઇ રડાવે ને કોઇ હસાવે;
અશ્રુ સૂક્યાં ના, હાસ્ય થયું ત્યાં, હાસ્ય પછી અશ્રુ પલમાં પડે છે!

કલાપી.

થોડા વખત પહેલાં જે જ્યોતિર્મયીને ઐહિક જીવન કેવળ નિરાશ ભાસતું હતું, તે જ જ્યોતિર્મયી અત્યારે ઉત્સાહના ઉભરામાં અશ્વને પુરપાટ દોડાવતી જતી હતી. તેનો ઉત્સાહ બે કારણોને આભારી હતો. પોતાના પ્રિયતમ વિશ્વાસનું મરણ થયું નથી એ સમાચારે તેનામાં ભાવી જીવનસુખનો આશાંકુર ઉત્પન્ન કર્યો હતો અને પોતાના પ્રિયતમના જેવા જ

રની રાજસેવા બજાવવાની આ તક તેને મળવાથી એ તકનો પૂરેપૂરો લાભ લેવાની ઇચ્છા, એ તેના ઉત્સાહનું બીજું કારણ હતું. માત્ર થોડી જ ઘટિકાઓમાં જ્યોતિ પોતાના પાલક પિતાના સ્નેહને વિસરી જાય તેવી નહોતી, છતાં હર્ષાતિરેક શોકના ભાવી સ્વપ્નને નિરખતો નથી તથા શોકાતિરેક ભાવી હર્ષની આશા રાખતો નથી, એ પ્રકારનો મનુષ્ય સ્વભાવ હોવાથી અત્યારે જ્યોતિનું ચિત્ત માત્ર એક જ કાર્ય તરફ લાગી રહ્યું હતું. આ કાર્ય એ જ હતું કે જેમ બને તેમ ઉતાવળથી સતારામાં જઇને બાજીરાવને મળવું અને ગુણાજી પાસેથી મેળવેલો સંદેશાનો જરૂરી પત્ર તેને આપવો. મનુષ્યનું જીવન જ એવું છે કે તેની ક્ષણે ક્ષણે બદલાતી જતી ચિત્ર વિચિત્રતાઓમાં કોઇ પણ વૃત્તિનો એક રંગ દીર્ઘ કાળ ટકી શકતો નથી. ક્ષણ માત્રમાં શોકનો આવેગ દૂર થતાં જ્યોતિના ઉત્સાહે તેને એટલી ઘેલી બનાવી મૂકી કે ભૂખ કે તરસનું ભાન પણ તેને રહેવા દીધું નહિ. પ્રભાતમાં જ પ્રતાપનું મરણ થયું હતું એટલે સ્હવારથી આહાર કરવાનો જ્યોતિને બિલકુલ અવકાશ મળ્યો નહોતો. માર્ગમાં ચાલતાં અનેક ફળવૃક્ષો અને પાણીના કૂવા તથા નદીઓ આવતી, પરન્તુ ત્યાં થોભીને ખાવામાં કે પાણી પીવામાં સમય ગાળવો તે જ્યોતિને મન મોટું પાપ લાગતું. તે વિચારતી કે "ગુણાજીએ અર્ધા દિવસ જેટલો સમય નકામો ગાળ્યો છે એટલે ચીમણાજી મહારાજે ધાર્યા કરતાં આ સંદેશાનો પત્ર મોડો પહોંચશે; તેથી હું ઉતાવળે પ્રવાસ કરીને ગુણાજીએ ગુમાવેલો વખત જો મેળવી લઉ તો ધારેલે વખતે જ સંદેશો પહોંચી જાય અને લશ્કર વગેરે સંબંધી જે કાંઇ યોજનાઓ માટે આ સંદેશો મોકલવામાં આવ્યો હોય તે યોજનાઓ જરા પણ અનિયમિતતા થયા વિના પૂરી રીતે પાર પડે." જ્યોતિને ઉમંગ હતો કે રાતોરાત પ્રવાસ કરીને પણ તે મધરાતને સુમારે બાજીરાવને જઇ મળે. માર્ગ બહુ પરિચિત નહોતો, તેથી માર્ગમાં જે કોઇ મળતું તેને તે પૂછતી અને પછી આગળ વધતી. ખાવાની કે પીવાની દરકાર વિના તે વેગથી અશ્વને હાંકતી જતી, એવામાં સાંજ પડવા આવી. ક્ષુધાની તો કશી ચિન્તા નહોતી, પણ તૃષા તો તેને બહુ જ લાગી હતી; પરન્તુ તેણે વિચાર્યું કે "સાંજ પડવા આવી છે તો કોઇ સારે સ્થળે આરામ લઇશ, ત્યાં જ પાણી પીને પછી આગળ વધીશ." જ્યાં આરામ માટે રોકાવાનું થાય ત્યાં જ પાણી પીવાનું મુલ્તવી રાખવાની ધારણામાં તેણે માર્ગમાં આવેલાં ઘણાંએ જળસ્થાનોની દરકાર કરી નહિ અને આગળ પ્રવાસ ચાલુ રાખ્યો. તેના ઉત્સાહનો વેગ જેમ જેમ તે સતારાની

નજીક જતી હતી તેમ તેમ વૃદ્ધિંગત થતો જતો હતો. પરન્તુ દુર્ભાગ્યે સાંજ પડતાં પડતાં તો તેની તૃષા બહુ વધી ગઈ અને ત્યારપછી તે કોઇ એવા પ્રદેશમાં જઇ ચડી કે જ્યાં કશું જળાશય જ જોવામાં આવતું નહોતું. આગળ જેમ થોડે થોડે અંતરે જળાશયો આવેલાં, તેની રીતે "હમણાં કોઇ નદી કે કૂવો આવશે" એવી આશામાં ને આશામાં જ્યોતિએ આગળ વધ્યાં કર્યું પરંતુ તેની આશા પૂરી થઇ નહિ. છૂટાં છવાયાં લીલાં વૃક્ષો આવતાં અને એક બે વાર કોઈ અજાણ્યાં વૃક્ષોનાં પાંદડાં ચાવીને તૃષાને છીપાવવાનાં તેણે ફાંફાં માર્યાં, પરન્તુ તેને પરિણામે તેની જીભ વધારે સુકાવા લાગી અને થોડી વારમાં તો અશ્વ ઉપર સ્વસ્થ બેસવાનું પણ તેને અશક્ય લાગ્યું. "પાણી" ની બૂમ પાડવાથી કાંઇ પાણી આવી પહોંચે તેવું નહોતું, નહિતો આ વખતના ગભરાટથી જ્યોતિએ એવી બૂમો પણ પાડી હોત! કેટલીક વારે માટીનું એક નાનું ઝુંપડું તેના જોવામાં આવ્યું, પરન્તુ તે ઘણું દૂર હતું અને એટલે દૂરસુધી તૃષાતુર સ્થિતિમાં જઈ શકાય એવું તેને લાગ્યું નહિ. ઉતાવળે પહોંચવાને એક વાર તેણે જોરથી ઘોડો દોડાવ્યો અને હજી તો ઝુંપડું કેટલુંક દૂર હતું, એવામાં જ્યોતિ તૃષાને લીધે બેભાન બનીને ઘોડા ઉપરથી નીચે પડી ગઇ. સ્વાર વિનાનો ઘોડો દોડતો જઇને ઝુંપડા પાસે ઉભો રહ્યો—જાણે કે એ અવાચ્ય પ્રાણી પોતાના અસ્વારની મુશ્કેલીને બરાબર સમજી ગયું હોયની!

ઝુંપડાની સામે ઘોડાને જોઇને તેમાંથી એક બાઇ સત્વર બહાર નીકળી આવી. સ્વાર ઘોડા ઉપરથી પડી ગયો હોવો જોઇએ એવું અનુમાન તે બાઇ સત્વર કરી શકી. તે ઝુંપડામાંથી જરા આઘે જઇને આસપાસ જોવા લાગી પરન્તુ નજીકમાં કશું જોવામાં આવ્યું નહિ. ઘોડો પોતાનો સ્વાર પડયો હશે ત્યાં દોરી જશે એમ માનીને તેણે ઘોડાની લગામ પકડી અને તેને દોરવા માંડયો પરંતુ ઘોડો જરા પણ હટયો નહિ અને બળ કરીને ત્યાં ઉભો રહી ઝુંપડામાં પડેલી પાણીની માટલી નજીક મ્હોં લઈ જઇને ખોંખારવા લાગ્યો. ઘોડાની એ ઇશારતને બાઇ તુરત સમજી ગઇ. તેણે પોતાની સાથે માટીની એક લોટીમાં પાણી લીધું અને પછી ઘોડાને દોર્યો એટલે તે તુરત આગળ થયો. થોડીએક ક્ષણોમાં તે બાઇને ઘોડાએ જ્યોતિ જ્યાં અસાવધ પડી હતી ત્યાં લાવીને ઉભી રાખી! ઘોડાની ચતુરાઇથી જ તે બાઇ સમજી ગઈ હતી કે સ્વારની અસાવધ અવસ્થા તૃષાને લીધે થઇ હોવી જોઇએ, એટલે તેણે તુરત જ જ્યોતિના મ્હોં ઉપર પાણી છાંટયું અને એ શીતલ ઉપચારથી તેને કાંઇક ભાનમાં આણી. પછી તેના

સંબંધી તેની પાસેથી કશી માહિતી મને મળે તેમ નહોતી એટલે હું નિ-રાશ થઇ. કદાચ વિશેષ પ્રયત્ન કર્યો હોત તો મને આ વગડામાંથી માર્ગ મળી આવત અને હું પાછી મારે ઘેર જઇ શકત; પરન્તુ હું એટલી નિ-રાશ થઇ ગઇ છું કે હવે મને ત્યાં જવું ગમતું નથી. અહીં એકલી છું, તોએ મને આનંદ મળે છે. ખાવા પીવાની કશી ચિન્તા નથી કારણકે આસપાસની ઝાડીમાંથી જોઇએ તેટલાં વનફળ મળે છે. કાંઇ વાસણ કે એવું બીજું કશું જોઇએ છે તો હું ઘાસનું કે માટીનું હાથે બનાવી લઉં છું અને દિવસ ગાળું છું. મનને જરા આનંદ આપવાને કોઇ કોઇ વાર હરણનાં બચ્ચાંઓને રમાડીને વખત કાઢું છું. ઇહલોકની કશી તંગીઓ હવે મને જણાતી નથી; સંસારમાં મેં કદાપિ સુખ જોયું નથી એટલે તેના ઉપર એટલો કંટાળો આવી ગયો છે કે મને આ જંગલમાં જ મરી જવાનું ગમે છે!" એટલામાં સાવિત્રીનું ઝુંપડું આવ્યું અને બન્ને થોભ્યાં. સાવિત્રીએ એક સાદડી ઝુંપડાની બહાર મૂકી અને જ્યોતિ તે ઉપર બેઠી. ઘોડો આ-સપાસ ઉગેલું સૂકું ઘાસ ચરવા લાગ્યો.

જ્યોતિ આ સાંભળી રહીને બોલી: "ત્યારે તમારા પતિ હવે શું તમારા વતનમાં નહિ હોય?"

"મારૂં વતન સતારા જ છે; પણ હવે તે ત્યાં નહિ હોય એમ હું માનું છું."

"ત્યારે તે ક્યાં ગયા હશે?"

"વસઇ; જે કાંઇ ખોટું કામ તે કરવાના હતા તે વસઇ જઇને કરવાના હતા એટલે અત્યારે તે ત્યાં હશે એમ હું માનું છું."

"વસઇમાં તો અત્યારે લડાઇ ચાલે છે. ત્યાં તે શું કામ કર-વાના હતા?"

સાવિત્રી અચકાતી અચકાતી બોલી: "પતિની છાની વાતને મારાથી કેમ ખુલ્લી થાય? ગમે તેવું ખોટું કામ કરે, તોપણ તે મારા શિરના છત્ર તો ખરા જ ને? તેમનું અહિત મારાથી કેમ થાય?"

"તે વાત ખુલ્લી થવાથી તેમનું અહિત થાય એવું છે શું? એમ હોય તો તે કહેવાનો મારો તમને કશો આગ્રહ નથી." જ્યોતિએ સાવિત્રી-ની પતિભક્તિની અંતરૂમાં પ્રશંસા કરી.

"તમે રાજકામને માટે નીકળ્યા છો કેમ વારૂ? ક્યાંથી આવો છો?"

"વસઇથી." જ્યોતિએ ઠાવકે મ્હોંએ ઉત્તર વાળ્યો.

"વસઇથી?" સાવિત્રીએ આશ્ચર્ય બતાવતાં કહ્યું: "ત્યારે તો તમે મારા ભાઇને ઓળખતા હશો!"

"તમારા ભાઇનું નામ શું ?"

"વિશ્વાસરાવ !"

જ્યોતિ ચમકી ઉઠી, પણ તેણે બહારથી જરાએ આશ્ચર્ય બતાવ્યું નહિ. તે ઉત્તર આપતી બોલીઃ "વિશ્વાસરાવ તો મારા સ્નેહી છે. હું જે સંદેશો લઇને સતારે જઉ છું, તે જ સંદેશો તે લઇને જવાના હતા, પરન્તુ તે વસઇના ઘેરામાં અગત્યના કામપર રોકાઇ જવાને લીધે તેમની સૂચનાથી હું આ સંદેશો લઇને જઉ છું."

"એમ ? ત્યારે તમે પાછા વસઇ જવાના ખરા કે નહિ ?"

"હા, આ સંદેશો સતારે પહોંચાડીને તેનો જવાબ લઇ મારે વસઇ ખાતે પાછા જવું જ પડશે."

"ત્યારે મારે મારા ભાઇને એક અગત્યનો સદેશો કહાવવો છે, પણ તે બહુ છાનો છે, તેનું કેમ કરૂં ?"

જ્યોતિ બોલીઃ "ત્યારે એક પત્ર ઉપર સંદેશો લખી આપો."

સાવિત્રી મ્હોં ઉપર નિરાશાભાવને પ્રકટ કરતી બોલીઃ "મને લખતાં આવડતું નથી અને આ વગડામાં કાગળ પણ ક્યાંથી મળી શકે ?" થોડી વાર જ્યોતિના વદન સામે નિહાળી રહીને અને અંધકારમાં તેના તેજસ્વી વદનમાં સજ્જનતાની રેખાઓ જાણે કે ઉકેલતી હોય તેવી રીતે તે બોલીઃ "ભાઇ ! તમે પણ ચીમણાજી મહારાજના લશ્કરમાં જ હશો અને વળી મારા ભાઇના સ્નેહી છો એટલે તમારાથી એ વાત છાની રાખવાની જરૂર નથી."

"હું તમને એ માટે આગ્રહ કરી શકતો નથી; પરન્તુ તમારો વિશ્વાસ મેળવવાને એટલું કહી શકું છું કે જે રીતે વિશ્વાસરાવ ચીમણાજી મહારાજની સેનામાં ગુપ્ત ચારનું કામ કરે છે, તેવી રીતે હું પણ તેમના જેવું જ કામ કરૂં છું. જો અમે ચાર લોકો પેટમાં વાત ન રાખી શકીએ અગરતો પૂરતા વિશ્વાસુ ન હોઇએ, તો અમોને આવા મહોરબંધ કાગળો પહોંચાડવાનું કામ સોંપવામાં જ ન આવે." એમ કહી જ્યોતિએ પોતાની પાસેનો મહોરબંધ લખોટો સાવિત્રીને બતાવ્યો. જ્યોતિના શબ્દોમાં સાવિત્રીનો વિશ્વાસ દૃઢ થયો.

સાવિત્રી બોલીઃ "જુઓ, મારા પતિ જે ખોટું કામ કરવાના હતા તે કામ એક ખૂન કરવાને લગતું હતું. એ ખૂન પણ જેનું તેનું નહિ પરન્તુ ખુદ ચીમણાજી મહારાજનું જ કરવાનું હતું અને એ કામ માટે મારા

પતિ તથા દિયર બન્ને જર્ણા ગયા છે. મારા દિયર તો બિચારા જવા ઇચ્છતા નહોતા પણ મારા પતિએ ધમકાવીને તેમને પણ સાથે રાખ્યા હશે."

"શિવ! શિવ! શિવ! ખુદ ચીમણાજી મહારાજનું ખૂન?! કયા દુષ્ટને એમના ઉપર વૈર હશે?" જ્યોતિએ સખેદાશ્ચર્યથી પૂછ્યું.

"તમે લશ્કરમાં નોકર છો અને એટલું પણ જાણતા નથી? પ્રધાનોમાં બે પક્ષો છે અને સામો પક્ષ બાજીરાવ મહારાજના પક્ષનું અનિષ્ટ ચિંતવે છે એ વાત તો સૌ કોઇ જાણે છે!"

"ઠીક, ઠીક! હું લશ્કરમાં હજી નવો સવો રહ્યો છું એટલે એ વાત મારા જાણવામાં આવેલી નહિ; પણ હવે હું સમજ્યો."

"ત્યારે જુઓ, મારા ભાઇને ચીમણાજી મહારાજનો અંગરક્ષક નીમવામાં આવ્યો છે અને મારા પતિ મને અહીં મૂકીને નિર્ભય બની ચીમણાજીનું ખૂન કરવા વસઇ ખાતે જરૂર ગયા જ હશે. તમે મારા ભાઇને એટલું કહેજો કે સાવિત્રીએ સંદેશો કહાવ્યો છે કે 'ચીમણાજીનું ખૂન કરવા તારા બનેવી આવનાર છે માટે પોતાના કામ ઉપર ખબરદાર રહે.' એ અનિષ્ટ કામ ન થાય, એવી રીતે ચીમણાજી મહારાજનો જીવ બચે, મારા પતિને હાથે દુષ્ટ કામ ન થાય અને મારા ભાઇની સ્વામીસેવામાં કશું વિઘ્ન ન આવે તેટલા માટે આ સંદેશો હું કહાવું છું."

"ખરી વાત, ખરી વાત! તમે આ વાત મને કહી તે બહુ સારૂં કર્યું. એથી ઘણા લાભ થશે અને તમે પણ રાજસેવા બજાવવાના પુણ્યનાં ભાગીદાર થશો. અહો! પતિ–પત્નીના સ્વભાવમાં પણ કેટલો મોટો તફાવત?"

"જુઓ ભાઇ! આ વાત મેં તમને કહી ખરી, પણ તે મારા ભાઇ સિવાય બીજા કોઇને કહેવાની નથી હોં!"

"નહિ કહું; હું તમને વચન આપું છું કે એ વાત હું બીજા કોઇને નહિ કહું. આજે હું અહીં રોકાઇ ગયો તો સારૂં થયું. ઘણી અગત્યની ખબર મને મળી ગઇ અને મરાઠી રાજ્ય ઉપર તેથી મોટો ઉપકાર થશે."

સાથે જે ખાવાનું લીધું હતું તે ઘોડા ઉપર જ રહ્યું હતું. જ્યોતિએ તેમાંથી થોડું ખાધું અને પાણી પીધું. "ઘણા વખતથી તમે ફલાહાર કરો છો, તો અત્યારે જરા અન્નાહાર કરો" એમ કહીને સાવિત્રીને પણ તેણે થોડું ખવરાવ્યું. જ્યોતિએ ઝુંપડીની બહાર અને સાવિત્રીએ ઝુંપડીની અંદર ઘાસનાં બિછાનાં ઉપર શયન કર્યું. પ્રભાત થતાં પહેલાં જ્યોતિએ સાવિત્રીની રજા લઇ પુનઃ પોતાનો પ્રવાસ શરૂ કર્યો.

---

## પ્રકરણ ૨૪ મું.

### દુર્જનસિંહ.

જે વખતે ચીમણાજીનો સંદેશો જ્યોતિર્મયી ઉતાવળે સતારે પહોંચાડવાને પ્રવાસ કરતી હતી, તે વખતે સતારામાં બાજીરાવ પેશવા રાજ્યના ઘોડેસ્વાર લશ્કરની પરીક્ષા લેવામાં ગુંથાયો હતો. ગામની બહાર એક મોટા મેદાનમાં સેંકડો ઘોડેસ્વારો અને ઘોડાઓ હારબંધ ઊભા રહ્યા હતા અને બાજીરાવ તેમની તપાસ કરતો ફરતો હતો. ઘોડાઓની અને તેઓના અસ્વારોની પરીક્ષા કરવાને તે દિવસે શરત ઠરાવવામાં આવી હતી જે શરૂ થવાને હજી થોડી વાર હતી. બીજા અસ્વારો હજી એકત્ર થતા જતા હતા અને કેટલાકો મેદાનમાં હાજરી આપી ચૂક્યા હતા. સૂર્યોદય થયાને હજી થોડો વખત થયો હતો અને તેથી રાત્રિનો આરામ ભોગવ્યા બાદ ઘોડાઓ તાજા તથા તેજદાર બની હણહણાટ કરી રહ્યા હતા. નાના મોટા સેનાપતિઓ બાજીરાવની સાથે સાથે ફરીને ઘોડાની જાત તથા તેમના પરાક્રમની અને તેના અસ્વારોની યોગ્યતાની વાતો કરતા હતા. થોડી વાર એ કામ ચાલ્યું એટલામાં સઘળું લશ્કર હાજર થઇ ગયું. તે દિવસે શરતમાં કઇ કઈ ટુકડીઓને ઉતારવી તે બાબત બાજીરાવે સેનાપતિઓની સાથે મળીને નક્કી કરી અને શરતમાં ઉતરનારી ટુકડીઓને મોખરે લાવવામાં આવી. આજરોજ ગોઠવવામાં આવેલી શરત બહુ વિકટ હતી અને તે એવી હતી કે વીશ હાથ વ્યાસની એક ગોળ ખાઇ તૈયાર કરવામાં આવી હતી. એ ખાઇ ઉપર વચ્ચોવચ્ચ એક પાટિઉ મૂકવામાં આવ્યું હતું. દરેક સ્વારે દોડતે ઘોડે એ પાટિયા ઉપર થઇને સહીસલામત રીતે પસાર થઇ જવું એવું ઠરાવવામાં આવ્યું હતું. કેટલાકોને પોતાની સ્વારીની ચતુરાઇનું, કોઇને પોતાના ઘોડાની ચતુરાઈનું અને

ઘણાઓને બન્ને પ્રકારની પોતાની યોગ્યતાનું અભિમાન હતું તેની ખરી કસોટી કરવાને બાજીરાવે આજે આ પ્રકારની શરતની ગોઠવણ કરી હતી.

સઘળી તૈયારીઓ થઇ ચૂકયા પછી પહેલી ટુકડીને શરતમાં ઉતરવાની આજ્ઞા આપવામાં આવે તે પહેલાં એક માણસ બાજીરાવના શમીઆણા તરફ સીધો ચાલ્યો અને બાજીરાવ જે આસન ઉપર બેઠો હતો તેની સામે ઊભા રહીને "જય અન્નદાતા" બોલી બાજીરાવને નીચા નમી નમીને ત્રણ સલામો કરી. બાજીરાવ એ અજાણ્યા પુરૂષને જોઇને જરા નવાઇ પામ્યો, પરન્તુ તેનો વેશ જોઇને તથા તેની ભાષા ઉપરથી તે સમજી શક્યો કે તે ગુજરાતનો વતની હોવો જોઇએ. બાજીરાવે પ્રશ્ન કર્યો: "કેમ ભાઇ! તમે ક્યાંથી આવો છો? અને શા અર્થે અત્યારે અહીં આવ્યા છો?"

તે પુરૂષ બોલ્યો: "અન્નદાતા! હાલ તો આ ચાકર આપના મુલકમાંથી આવે છે, અને આપને આ વખતે જ કરવા જેવી થોડી વિનતિ માટે આવ્યો છે."

"બોલો, તમારે શું કહેવું છે?"

"મહારાજ! અમારા ઠાકોર-માંડવીના રાજા દુર્જનસિંહજી હાલમાં આપના જ મુલકમાં-બાલડા પારડીમાં આવી વસ્યા છે એ તો આપ નામવર જાણો છો. ઠાકોરે પોતે પૂનામાં મુકામ રાખ્યો છે. આજરોજ અહીં ફરતાં ફરતાં એમણે સાંભળ્યું કે આપ આપના લશ્કરની ઘોડેસ્વારીની પરીક્ષા લો છો; એ ઉપરથી એમની એવી ઇચ્છા થઈ છે કે જો આપની આજ્ઞા હોય તો તેઓ પણ પોતાના ઘોડેસ્વારો સાથે શરતમાં ઉતરે અને જે કાંઇ કળા તેઓ જાણે છે તે આપની પાસે રજુ કરીને કૃતાર્થ થાય. અમારા ઠાકોર તરફથી હું તેમનો હસોંદી આપને એટલી અરજ કરવા માટે આવ્યો છું."

બાજીરાવે ઉમંગથી પૂછ્યું: "વારૂ, ઠાકોર અને એમના સ્વારો હાલમાં અહીં છે?"

"હા, નામવર!" હસોંદીએ ઉત્તર આપ્યો.

"તો ભલે ખુશીથી આવે અને ઉતાવળે આવે એમ જઇને તમે કહો; અમે તેમને માટે શરતનો પ્રારંભ કરવાનું થોભાવી રાખીએ છીએ." બાજીરાવે ઉલ્લાસપૂર્વક જણાવ્યું.

હસોંદી નમન કરીને સત્વર પાછો ફર્યો અને દોડતે ઘોડે દુર્જનસિંહની પાસે જઇ પહોંચ્યો. દુર્જનસિંહ જવાબની રાહ જોતો જ બેઠો હતો, તેને હસોંદીએ ખબર આપ્યા કે તુરત જ પોતાની સાથે દોઢસો ઘોડેસ્વારો સાથે તે શરતના મેદાનમાં જઇને બાજીરાવને વંદન કરી ઊભો.

બાજીરાવે તેનો યોગ્ય આદર સત્કાર કર્યો, અને પોતાની પાસે બેસવાનું આસન આપ્યું. સતારા આવવાનું કારણ પૂછી બીજા ખબર અંતર પૂછ્યા. દુર્જનસિંહે જણાવ્યું: "પુનામાં નિવાસ રાખ્યો છે, પરન્તુ ઘણા વખતથી ત્યાં આપનો મેળાપ થઇ શક્યો નથી. મારૂં કુટુંબ અને બીજાં માણસો પારડીમાં છે. છેવટે સતારામાં આપનો મેળાપ થશે એમ ધારીને હું અહીં આવ્યો, અને છેવટે આ નિમિત્તે પણ આપનો મળાપ થયો. હવે શરત ક્યારે શરૂ થનાર છે?"

બાજીરાવે જણાવ્યું: "શરતને હવે કાંઇ વિલંબ નથી. આજની શરત અમે વિકટ પ્રકારની રાખી છે. તમારા માણસો તેમાં ઉતરી શકશે?" એમ કહી બાજીરાવ ઉઠ્યો અને દુર્જનસિંહને શરતને માટે ખોદેલી ખાઇ પાસે લઇ ગયો. ખાઇ ઉપર મૂકેલા પાટીયાની પહોળાઇ એક ફૂટ જેટલી હતી અને તે ઉપર થઇને દોડતે ઘોડે પસાર થઇ જવાનું હતું. એ સઘળું તેણે દુર્જનસિંહને સમજાવ્યું. દુર્જનસિંહે જવાબ આપ્યો: "મારા માણસો આ શરતમાં ઉતરી શકશે પરન્તુ તેઓ સૌની પાછળથી જ આવશે."

તુરત જ શરતની શરૂઆત થઇ. એક પછી એક ઘોડેસ્વારો દોડીને ખાઇ ઉપરના પાટીયા પર થઇને પસાર થવાની હરીફાઇ કરવા તૈયાર થયા. સૌથી પહેલાં દોડનારનો ઘોડો તો ઉંડી ખાઇ અને સાંકડું પાટીયું જોઇને ત્યાં આગળ જ થોભી ગયો અને આગળ નહિ વધવાની હઠે ચડ્યો! ઘણો માર પડ્યો છતાં તે આગળ વધ્યો જ નહિ એટલે તેને પાછો ફેરવવામાં આવ્યો, અને બીજા ઘોડેસ્વારે પોતાનો ઘોડો દોડાવ્યો. એ ઘોડો અધવચ્ચ જતાં ખાઇમાં પડી ગયો. ત્રીજો ઘોડો પુનઃ હઠે ચડ્યો. સેનાપતિને આથી નિરાશા ઉપજવા લાગી અને તે બાજીરાવની સામે જોઇ રહ્યો. બાજીરાવની પાસે જ દુર્જનસિંહ ઉભો હતો તેની તરફ નજર કરીને બાજીરાવ બોલ્યો: "ઠાકોર! તમારા એક ઘોડેસ્વારને દોડવાનું કહો જોઇએ."

દુર્જનસિંહની અનિચ્છા છતાં પેશવાના વચનને માન આપીને દુર્જનસિંહે પોતાના એક સ્વારને આગળ કર્યો અને તે ઠરાવ પ્રમાણે પાટીયા ઉપર થઇને ખાઇને ઓળંગી ગયો. તેની પાછળ પેશવાએ પોતાના બીજા ઘોડેસ્વારોને દોર્યા એટલે તેઓ પસાર થવા લાગ્યા. કોઇ કોઇ ખાઇમાં પડી જતા પણ ખરા અને કોઇ ઘોડા હઠે પણ ચડતા, પરન્તુ એકંદર રીતે શરતમાં સફળ થનારા ઘોડેસ્વારોની સંખ્યા મોટી હતી. તે દિવસે ઠરાવેલી ટુકડીઓ શરતમાં ઉતરી ચૂકી એટલે દુર્જનસિંહના સ્વારો આગળ થયા. તેઓ સઘળા ખાઇ ઉપર થઇને પસાર થઇ ગયા. છેવટે એક ઘોડેસ્વાર

રહ્યો એટલે તેને દુર્જનસિંહે કહ્યું: "રણમલ ! આપણે પેશવા સરકારને આપણા ઘોડાની ચતુરાઇ અને આપણી ઘોડેસ્વારીની કળા બતાવવા આવ્યા છીએ, માટે આ શરતમાં જે કાંઇ બીજા ઘોડેસ્વારો બતાવી ગયા તેથી વિશેષ કાંઇક તું બતાવ."

"બહુ સારૂં, મહારાજ !" એમ કહી રણમલ પોતાના ઘોડાને દોડાવ્યો તથા પાટીયાપર થઇને ઘોડાને અર્ધે સુધી ચલાવ્યા પછી એ સાંકડા પાટીયાની અધવચમાં થઇને ઘોડાને પાછો ફેરવી વાળ્યો,* અને બાજીરાવ પેશવાને નમન કરીને ઊભો રહ્યો. બાજીરાવે તેને સાબાશી આપતાં કહ્યું: "ધન્ય છે તમારી કળાને ! હું તમારી ચતુરાઇ જોઇને બહુ ખુશ થયો છું. આજે બપોર પછી તમે સૌ સ્વારો દરબારમાં આવજો, જ્યાં તમોને યોગ્ય શિરપાવ આપવામાં આવશે."

ઘોડેસ્વારે અને દુર્જનસિંહે પેશવાનો આભાર માન્યો અને તે વખતે સૌ વેરાઇ ગયા. દુર્જનસિંહનો હેતુ પેશવા પાસે માન પામવાનો હતો તે અને આ રીતે પૂરો થયો.

અત્ર દુર્જનસિંહ સંબંધે વિશેષ ઓળખાણ આપવાની અગત્ય છે. માંડવી ( સુરત જીલ્લે ) ના ઠાકોર વજેસિંહજી ઉપર એક મરાઠા સરદારે ચડાઇ કરી ઇ. સ. ૧૭૦૭ માં તેનો ઘાત કર્યો, ત્યારપછી તેનો પુત્ર દુર્જનસિંહ ગાદીએ બેઠો. તે વખતે દુર્જનસિંહ માત્ર ૧૨ વર્ષની વયનો હતો. દુર્જનસિંહની ઉત્પત્તિ વિષે ઘણી ચિત્ર વિચિત્ર વાતો ચાલે છે, પરંતુ તેનો સાર એ છે કે વજેસિંહજીની રજપૂત રાણીને પેટે તે જન્મ્યો નહોતો† એટલે આસપાસના

---

* દંતકથામાં એક બીજી વાત એવી કહેવામાં આવી છે કે કોઇ બહાદુરે દોડતે ઘોડે એક ઝાડમાં બરછી ભોંકેલી, તે કોઇથી દોડતે ઘોડે નીકળતી નહોતી; તે બરછી દુર્જનસિંહના એક ઘોડેસ્વારે કાઢી આપી. આ પ્રમાણે એ બીજી શરતમાં દુર્જનસિંહનો બીજો ઘોડેસ્વાર માન પામ્યો હતો.

† દંતકથા એવી છે કે એક ફકીરે રાજા વજેસિંહજીને એવું કહ્યું હતું કે "તારી હાલની રજપૂત રાણીઓથી તને સંતાન થશે નહિ, પણ મુસલમાનની કન્યા પરણશે તો તને પુત્ર થશે." વજેસિંહજીને એકે પુત્ર નહિ હોવાથી કોઇ મુસલમાન કન્યાની શોધમાં તે હતો. એ વાત નવસારીના દેશાઇએ સાભળી એ દેશાઇને પોતાની રાખેલી મુસલમાન ગણિકાથી એક પુત્રી થએલી હતી અને તે એ વખતે ૧૩-૧૪ વર્ષની હોવાથી દેશાઇ તેને યોગ્ય ઠેકાણે પરણાવવાની ચિંતામાં હતા. એવામાં વજેસિંહજીની વાત સાંભળીને પોતે તેને મળવાને ગયા અને ચોકઠું બેસાડી દીધું. એ મુસલમાન રાણીથી વજેસિંહજીને દુર્જનસિંહ અથવા દુલા એ નામનો પુત્ર થયો હતો.

ઠાકોરો અને વજેસિંહજીનાં સગાંવહાલાંઓ દુર્જનસિંહની સામે થયાં. દુર્જનસિંહના જન્મની હલકાઇ ઉપરથી વજેસિંહે અગાઉથી જ તેને માટે ગોઠવણ કરી રાખેલી હતી, કારણકે રાજ્ય ઉપર હક્ક ધરાવનારા બીજા ભાયાતો પાછળથી દુર્જનસિંહને હેરાન કરે નહિ. ઇ. સ. ૧૭૦૦ માં રાજારામને અરજ કરીને તેના પ્રધાન માધવરાવ બ્રુલ્લાળની મંજુરી મેળવી વજેસિંહજીએ પોતાની પાછળ ગાદીએ બેસાડવા માટે દુર્જનસિંહને દત્તક લીધો હતો, જે વખતે દુર્જનસિંહની ઉમર માત્ર પાંચ વર્ષની હતી. એ દત્તકક્રિયા થઇ તે વખતે બીજા ઠાકોરો અને ગીરાસીયાઓમાં કેટલીક ચર્ચા ચાલી હતી પરન્તુ તે વખતે તો રાજાના દાબથી કોઇ કાંઇ બોલ્યું નહિ પણ જ્યારે વજેસિંહજીનું મરણ થયું, ત્યારે પોતાના દ્વેષનો બદલો લેવાને સૌ દુર્જનસિંહની સામે ઉશ્કેરાયા. તેઓમાં માંડવાનો ઠાકોર અને કારામેરાનો ઠાકોર વીરમસિંહ આગેવાન થયા અને તેઓ પોતપોતાનાં લશ્કર લઇ દુર્જનસિંહને પદભ્રષ્ટ કરવા માંડવી આવવા નીકળ્યા. રસ્તે જતાં વીરમસિંહની મતિમાં ફેરફાર થઇ ગયો.* તે ઉલટો દુર્જનસિંહનો રક્ષક બન્યો અને નાસી જવા નીકળેલા દુર્જનસિંહને લઇને માંડવીમાં આવ્યો. તેના દાબથી બીજા સામે થવા આવેલાઓ અર્ધેથી પાછા વળી ગયા. એ વીરમસિંહે ૧૦–૧૨ વર્ષ સુધી માંડવીનો રાજકારભાર ચલાવ્યો અને જ્યારે દુર્જનસિંહ પુખ્ત ઉમરનો થયો ત્યારે તેને રાજ્ય સોંપીને પોતાને ગામ ચાલ્યો ગયો. વીરમસિંહે ઇ. સ. ૧૭૧૨ માં માંડવીને સારી રીતે આબાદ બનાવ્યું એટલે તે વખતે ગુજરાતમાં અધિકાર જમાવવા નીકળેલા ગાયકવાડનું ધ્યાન તેના તરફ ખેંચાયું. માંડવીનું રાજ્ય તે વખતે કેવળ સ્વતંત્ર હતું, તેને ખંડીઉ કરવાને ગાયકવાડે ૧૭૧૨ માં ચ્હડાઇ કરી. બૌધાન મુકામે બન્ને પક્ષો વચ્ચે લડાઇ થઇ, જેમાં રાજાની જીત થઇ, અને ગાયકવાડની હાર થઈ. આ હારથી ખેદ પામી ગાયકવાડ વિશેષ તૈયારીઓ સાથે માંડવી ઉપર બીજી વાર ચડી આવ્યો અને તે વખતે ધરમપુર આગળ લડાઇ થઈ. એ લડાઇમાં ગાયકવાડ ફાવ્યો નહિ.

* આ સબંધે એવી દંતકથા છે કે બાળક દુર્જનસિંહ, તેની માતા અને એક સિપાઇ એ ત્રણ જણ પોતાની સામે લશ્કર આવતું સાંભળીને માંડવીમાંથી રાતોરાત નાઠા હતા, પરન્તુ અકસ્માત્ તેઓ વીરમસિંહ જે માર્ગે આવતો હતો ત્યાં આગળ જ જઇ ચડયા. રાણી ગભરાઈ ગઈ અને એ ગભરાટની વીરમસિંહને અકસ્માત્ ખબર પડી. દુર્જનસિંહનું અને તેની માતાનું ગરીબડું વદન જોઇને વીરમસિંહને બહુ દયા આવી એટલે તેણે તેને અભયવચન આપ્યું, તેને પદભ્રષ્ટ કરવાનો વિચાર માંડી વાળ્યો અને બીજા જેઓ સામે થયા હતા તેઓને પણ દબાવ્યા.

આ હારથી પણ ગાયકવાડ નાસીપાસ થયો નહિ અને તેણે ઉપરાઉપરી હુમલા કરવા માંડયા પરન્તુ તેમાં તેને જય મળ્યો નહિ. ઇ. સ. ૧૭૩૦ માં પીલાજી ગાયકવાડે ચ્હડાઇ કરી તેમાં પણ પીલાજીની હાર થઇ. ફરી ૧૭૩૧ માં પીલાજી વધારે મોટા લશ્કર સાથે આવ્યો અને માંડવી જીતી લીધું. આ યુદ્ધમાં દુર્જનસિંહના લશ્કરનો ઘાણ નીકળી ગયો અને તેને પોતાને નાસી જવું પડયું.* નાસતાં નાસતાં તે સિંધવાઇના જંગલમાં છુપાયો અને ત્યાં રહીને નાંદોદના રાજાની મદદ માંગી પણ તે તેણે આપી નહિ. ત્યાંથી દુર્જનસિંહ સુરત ગયો. સુરતના નવાબ સાથે આગલુ વેર ચાલ્યું આવતું હતું પરન્તુ એ વખતે નવાબે પોતાનું વેર યાદ નહિ કરતાં દુર્જનસિંહને આશ્રય આપ્યો. પોતાના ૩૦૦–૪૦૦ સ્વારો સાથે દુર્જનસિંહ સુરતના રામપરામાં ઘણો વખત રહ્યો.

એક વખત દુર્જનસિંહના બે માણસો કોઈ હિંદુ તહેવારને દિવસે તાપી નદીએ નહાવા જતા હતા, તેવામાં તેઓએ એક કસાઇને ગાય મારતાં જોયો. ગાય નહિ મારવા માટે તે માણસોએ કસાઇને રૂા. ૧૦૦ આપવાનું કહ્યું પરન્તુ કસાઇએ તે માન્યું નહિ, એટલે તેઓએ કસાઇ ઉપર ગુસ્સે થઇને તેનું માથું ઉડાવી દીધું. પછી તેઓએ એ વાત દુર્જનસિંહને જણાવી અને ગાયનો બચાવ કરવા માટે રાજાએ પોતાના માણસોને સાબાશી આપી. કસાઇના ખૂન સંબંધી ફરીયાદ નવાબને કાને ગઇ એટલે તે ગુસ્સો થયો અને પોતાનું આગલું વેર સંભારીને દુર્જનસિંહની સાથે લડવાને તૈયાર થયો. દુર્જનસિંહ નવાબના આ ઇરાદાને સમજી ગયો એટલે તેણે પોતાના લશ્કરને સજ્જ કરી એકદમ બુરાનપુરી ભાગોળ ઉપર થઇ નાણાવટમાં ખરે બપોરે લુંટ ચલાવી ૨૧ લાખ રૂપિયાના સીક્કા તથા માલ કબજે કર્યો અને તુરત તાપી નદી તરફ ચાલતો થઇ ગયો.

ત્યારપછી દુર્જનસિંહ પોતાના કુટુંબ તથા સ્વારો સાથે અનેક સ્થળે મુકામ કરતો કરતો દક્ષિણ તરફ જતો હતો. કેટલાક વખત પછી તે બાલડા–પારડી ખાતે આવી પહોંચ્યો અને બાજીરાવ પેશવાની પરવાનગી લઇ ત્યાં આગળ મુકામ રાખ્યો. કુટુંબ કબીલાને ત્યાં જ રાખીને દુર્જનસિંહ પુના–સતારા ખાતે રહેતો હતો અને કોઈ યુક્તિ પ્રયુક્તિથી બાજીરાવને મળી, તેની મહેરબાની મેળવી, માંડવી પાછું મેળવવાને યત્નશીલ રહ્યાં કરતો હતો, પરન્તુ જાહેરમાં આવવાનો એવો કોઇ પ્રસંગ

*જે રસ્તે થઇને દુર્જનસિંહ નાઠો હતો તે રસ્તાને હજી પણ 'નાઠા બારી' નામે ગામડીયા લોકો ઓળખે છે.

મળતો નહોતો. એવામાં ઉપર જણાવેલી શરત થવાની ખબર તેને મળી અને લશ્કરમાં ઘોડા તથા ઘોડેસ્વારોનો વધારો કરવાની પેશવાની ઇચ્છા છે એવું તેના જાણવામાં આવ્યું. પોતાને માટે જાહેરમાં આવવાનો આ પ્રસંગ યોગ્ય છે એમ માનીને દુર્જનસિંહ પોતાનાં માણસો સાથે સતારે આવ્યો અને પછી દસોંદી સાથે બાજીરાવને શરતમાં ઉતરવાની પોતાની ઇચ્છા જણાવનારો સંદેશો કહાવ્યો જે વિગત વાચકોને વિદિત છે.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### " તમારા શૌર્યથી ગુજરાતનું ગૌરવ બતાવી આપો ! "

ઠરાવ પ્રમાણે બાજીરાવે બપોર પછી પોતાનો ખાસ દરબાર ભર્યો. એ દરબારનો હેતુ હુશિયાર ઘોડેસ્વારોને ઇનામો આપવાનો હતો અને તે ઇનામો બાજીરાવ પોતે વહેંચી આપવાનો હતો એટલે મહારાજા શાહુએ તેમાં હાજરી આપી નહોતી. વખત થતાં દરબાર ભરાયો અને જે ટુકડીઓ હરીફાઇમાં ઉતરી હતી તેના સેનાપતિઓ તથા બીજા નાના મોટા અધિકારીઓ હાજર રહ્યા. એ વિશાળ દીવાનખાનામાં ફત્તેહમંદ નીવડનાર ઘોડેસ્વારોને માટે પણ એક સ્થળે ઊભા રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. સેનાપતિ દાભાડે અને બાજીરાવે મળીને ઇનામો વહેંચવા સંબંધે કેટલીક ગોઠવણ કરી અને તે પ્રમાણે સઘળા ફત્તેહમંદ સૈનિકોને ઇનામો અપાઇ ગયાં. નિષ્ફળ નીવડેલાઓને બે શબ્દ ઉપદેશરૂપે પણ બાજીરાવે કહ્યા અને તેઓનો ઉત્સાહ ભગ્ન થાય નહિ તેટલા માટે કેટલુંક ઉત્તેજન આપ્યું. સૌની પાછળ રાજા દુર્જનસિંહના ઘોડેસ્વારોને ઇનામ આપવા માંડ્યાં. તેમને ઇનામો વહેંચતાં બાજીરાવે કહ્યું: " રાજાજી ! તમારા સ્વારોની કેળવણીથી હું બહુ જ પ્રસન્ન થયો છું અને મારી એવી ઇચ્છા છે કે તમારા જેવા સેનાપતિઓ મરાઠી રાજ્યમાં હોય તો સારૂં. "

દુર્જનસિંહે જવાબ આપ્યો: " મહારાજ ! આપની કૃપા હશે તો આપની સેનામાં કોઇ વાર કામ કરવાનો અવસર પણ મને મળશે. "

દુર્જનસિંહના જે ઘોડેસ્વારે શરતમાં વિશેષ ચતુરાઇ બતાવી હતી તેને શીરપાવ આપવાનો વખત આવ્યો એટલે બાજીરાવે તેની બહુ જ તારીફ કરી અને ગુજરાતના રાજપૂતોના શૌર્યનાં વખાણ કર્યાં. છેવટે તેને બાજીરાવે એક કીંમતી શાલ અને સોનાના કડાનો શિરપાવ આપ્યો.

હજી તો દરબાર બરખાસ્ત થવાને કેટલીક વાર હતી, એવામાં બહારથી એક માણસે આવીને ખબર આપ્યા: "મહારાજ! વસઇથી એક દૂત આવ્યો છે."

"તેને ઉતાવળે અહીં તેડી લાવ." બાજીરાવે આજ્ઞા કરી.

"પણ તે તો આપ નામદારને એકાન્તમાં મળવાની માંગણી કરે છે, અને વળી એ કોઇ અજાણ્યા જેવો દેખાય છે."

"ઠીક, તેને પાછળના ઓરડામાં લઇ જા, હું ત્યાં જ આવું છું." એમ કહી દરબારનું કામ અધૂરૂં મેલી તે ઉઠ્યો. જતાં જતાં તેણે કહ્યું: "હું થોડી વારમાં પાછો ફરૂં છું."

બાજીરાવ ઓરડામાં જઇને એક ગાદી ઉપર બેઠો કે તુરત જ એક માણસે જ્યોતિને તે ઓરડામાં પ્રવેશ કરાવ્યો. જ્યોતિએ ચીમણાજીનો લખોટો બાજીરાવને આપ્યો અને એક બાજુએ તે મૌન ઊભી રહી. તેને એ સ્થળે ભય લાગવા માંડ્યો. કાળજું થરથરતું હતું, છતાં અંગને અકમ્પિત જ રાખીને તે ઊભી રહી. તે ઊભી ઊભી વિચારતી હતી: "અત્યારે હવે મારે પુરૂષના વેશની ખૂબી બતાવી આપવાની છે અને આમ ભય પામવાથી ચાલી શકવાનું નથી. આવા વિશાળ અને વૈભવયુક્ત સ્થળમાં આજે હું પહેલી જ વાર પ્રવેશ કરૂં છું અને તેથી મારી આંખો મુગ્ધ-ચકિત બની જાય છે, છતાં મારી તે મુગ્ધતા મહારાજના જાણવામાં આવી જવી જોઇએનહિ; અને તેથી પૂરતું ધૈર્ય બતાવવાની જ નહિ પણ ધૈર્યને અંતરૂમાં રાખીને વર્તવાની અત્યારે જરૂર છે. બોલવામાં, ચાલવામાં, કાર્યમાં સર્વથા પુરૂષનું ડાવકાપણું આવવું જોઇએ અને ત્યારે જ મેં મારૂં કામ સાંગોપાંગ પાર ઉતાર્યું લેખાય! ચચળ ચિત્ત! એમ ડરી જા નહિ. પ્રયત્ન કરવાથી સઘળું સિદ્ધ થાય છે એવું પિતાજી કહી ગયા છે તે ભૂલી જા નહિ, અને જે પ્રશ્નો તને આ વીર નર તરફથી પૂછવામાં આવે તેનો ભય, લજ્જા કે સંકોચ વિના ખણખણાટ ઉત્તર આપવા માટે તૈયાર થઇ રહે. સાવધ થા! હવે કસોટીનો વખત નજીક આવ્યો છે."

આટલી વાર બાજીરાવ પત્ર વાંચવામાં ગુંથાયો હતો. પત્ર વાંચી રહ્યા પછી બાજીરાવે મન્દ હસીને ઉત્તર આપ્યો: "આ પત્રમાં લખ્યું છે કે પત્ર ગુણાજી સાથે મોકલ્યો છે અને તમે ગુણાજી તો નથી, ત્યારે કોણ છો?"

મનને ઘણું ઘણું ધૈર્ય આપીને સાવધ રાખ્યા છતાં આ પ્રશ્ન થતાંની સાથે જ્યોતિની સાવધાનતા દૂર થઇ ગઇ! તેનું ધૈર્ય ડગમગવા લાગ્યું અને શો ઉત્તર આપવો તે તેને સૂઝ્યું નહિ. સ્ત્રીનો નૈસર્ગિક લજ્જાળુ સ્વભાવ

તે જ ક્ષણે આગળ આવીને ઊભો રહ્યો. લજ્જાથી તેણે નીચું જોયું અને ઓષ્ઠ ઉપર હાસ્યરેખા સ્ફુરી નીકળી; પરન્તુ તુરત જ તેણે, નાસી ગએલા ધૈર્યને પાછું બોલાવ્યું અને ઉત્તર આપ્યો: " મહારાજ ! માર્ગમાં એક અકસ્માત્ થવાથી ગુણાજીને બદલે હું જ પત્ર આપવા આવ્યો છું."

પરંતુ એ ચતુર નર પાસે જ્યોતિનું ખરૂં સ્વરૂપ વધારે વખત છૂપું રહી શક્યું નહિ. જ્યોતિને એક સ્ત્રી તરીકે બાજીરાવ તુરત ઓળખી ગયો અને સ્મિત કરીને બોલ્યો: " તમારી જાત વિષે મને સંશય પડે છે. તમે પુરૂષ નથી એવી મારી ખાત્રી થાય છે; છતાં શો અકસ્માત્ થયો એ હું જાણવા માંગું છું."

જ્યોતિનુ પુરૂષ તરીકેનું કૃત્રિમ ધૈર્ય એક ક્ષણમાં દૂર થઇ ગયું અને સ્ત્રીત્વ આગળ ધાઇ આવ્યું. તે બોલી: " મહારાજ ! આપનો સંશય ખરો છે, પરન્તુ આ પત્ર બનાવટી છે કિંવા આપને ઠગવા માટે કોઇએ કાવતરૂં રચ્યું છે એવો સંશય આપ લાવતા નહિ." એમ કહી જ્યોતિએ ઇત્થંભૂત ખરો વૃત્તાંત બાજીરાવને ટૂંકામાં કહી સંભળાવ્યો. વડીલની પાસે રાખવા યોગ્ય મર્યાદાને વશ રહીને માત્ર વિશ્વાસરાવ ઉપરનો પોતાનો પ્રેમ તેણે જાહેર કર્યો નહિ.

જ્યોતિનું અનુપમ પરાક્રમ સાંભળીને બાજીરાવ બોલ્યો: " ક્ષત્રિય બાળા ! આ સંદેશો પ્રાણભયની દરકાર પણ નહિ કરતાં આટલી ઉતાવળે પહોંચતો કરવામાં તમે જે ધૈર્ય અને સાહસ બતાવ્યાં છે એટલું જ નહિ, પણ તમે મારા ઉપર જે મોટો ઉપકાર કર્યો છે તેનો બદલો હું તમને શો આપું, એ જ મને વિચાર થાય છે ! આ સંદેશો એટલો અગત્યનો છે કે જો તમે તે એકાદ દિવસ પણ મોડો પહોંચતો કર્યો હોત તો મોટું નુકસાન થઇ જાત, અને તેથી તમે બજાવેલી રાજસેવાનું મહત્ત્વ ઘણું વધી જાય છે. મારે કહેવું જોઇએ કે મહારાષ્ટ્રનાં તમે અમૂલ્ય રમણીરત્ન છો. આ દેશમાં જો સેંકડે દશ વીરાંગનાઓ પણ તમારા સરખી હોય તો તેથી પણ દેશનો સતત ઉદય થઇ જાય."

જ્યોતિ લજ્જાવનત વદને બોલી: " મહારાજ ! આપના જેવા મહા તેજસ્વી પુરૂષોએ અમ સરીખી અબળાઓની આટલી બધી સ્તુતિ કરવી જોઇએ નહિ."

" નહિ; યોગ્ય માણસની યોગ્ય સ્તુતિ તો થવી જ જોઇએ અને તેવી સ્તુતિ જો કરવામાં ન આવે તો તે કૃતઘ્નતા જ લેખાય. હવે આ પત્રનો ઉત્તર લઇ જવાની તસ્દી હું તમને આપવા માંગતો નથી—"

"નહિ મહારાજ! એ કાર્ય પણ હું જ બજાવીશ. મહારાજ ચીમણાજીના સુખદર્શનનો લાભ લેવાની મને બહુ આકાંક્ષા છે અને વળી એક ઘણો અગત્યનો સંદેશો ત્યાં મારે મારા એક સ્નેહીને વિદિત કરવાનો છે."

"તે સંદેશો હું મોકલાવી આપીશ; તમારા જેવી સુકોમળ બાળાએ આ કાર્ય કરવું ઉચિત નથી."

સંકોચ પામતાં જ્યોતિ બોલી: "મહારાજ! અવિનય ક્ષમા કરજો; પણ મારે કહેવું જોઇએ કે એક ઘણો અગત્યનો સંદેશો વિશ્વાસરાવને કહેવા માટે મને એક સ્ત્રીએ કહ્યું છે અને એ સંદેશો આપની પાસે ખુલ્લો કરવામાં કશો વાંધો નથી પરન્તુ એ સ્ત્રીએ મને બીજા કોઇની પાસે તે ખુલ્લો નહિ કરવાના સોગન આપ્યા છે એટલે હું લાચાર છું."

"તો એ ગુપ્ત વાત હું જાણવા માંગતો નથી; પણ શું વિશ્વાસરાવ તમારા સ્નેહી છે?"

બાજીરાવના એ છેલ્લા પ્રશ્ને જ્યોતિને લજ્જા અને સંકોચથી ગભરાવી મેલી! જે વાત ઇચ્છાપૂર્વક બાજીરાવથી ગુપ્ત રાખવાની હતી અને અત્યારસુધી રાખી પણ હતી, તે વાત અકસ્માત્ પોતાને જ મુખે બોલાઇ ગઇ એ જોઇને જ્યોતિ ક્ષુબ્ધ બની ગઇ. બાજીરાવ તેના એ ભાવને જ પોતાના પ્રશ્નના ઉત્તરરૂપે સમજી ગયો અને જ્યોતિને વધારે શરમાવનારા બીજા કાંઇ પ્રશ્નો પૂછ્યા વિના ત્યાંથી ઉઠી પાછો દરબારમાં આવીને બેઠો.

વસઇનો ઘેરો ઘણા નિરાશાજનક સંયોગોમાં ચાલતો હતો તે દર્શાવનારો આ સંદેશો હતો. ચીમણાજીએ પોતાની નિરાશાનું ચિત્ર તેમાં આલેખ્યું હતું છતાં પોતાના હમેશના અડગપણાને દર્શાવતાં જણાવ્યું હતું કે "મોટી નિરાશાથી મારૂં હૃદય અત્યારે આવૃત્ત થયું છે, તથાપિ વસઇનો કિલ્લો સર કર્યા વિના હું સતારામાં જીવતો પાછો ફરવાનો નથી જ." બાજીરાવ સારી પેઠે સમજતો હતો કે જે કાંઇ ચીમણાજી ધારે છે તેને પાર ઉતાર્યા વિના રહેતો જ નથી; એટલે કાંતો વસઇનો કિલ્લો સર થાય કિંવા ચીમણાજીનું મ્હોં તે ફરીથી જોવા ન પામે એ બેમાંથી એક ભવિષ્ય નક્કી આવશે એમ બાજીરાવે ધારી લીધું હતું. ધાર્યા કરતાં માણસોની વધારે ખુહારી થવાને લીધે કુમકમાં બીજું લશ્કર મોકલવાનો તો બાજીરાવે એ સંદેશાનો પત્ર વાંચતાં જ નિશ્ચય કરી વાળ્યો હતો, પરન્તુ તે લશ્કરની આગેવાની કોને આપવી તેનો તેને અત્યારે વિચાર થતો હતો. ચીમણાજી પાસે વધારે ચતુર સેનાનાયકોની જરૂર છે એમ તેના મનને જણાઇ આવ્યું હતું. થોડાએક અનુભવી વૃદ્ધ સેનાપતિઓ સંબંધે

તેણે વિચાર કરી જોયો પરન્તુ તેનું મન બરાબર માન્યું નહિ. છેવટે તેની નજર દુર્જનસિંહ ઉપર પડી. ગાયકવાડના સૈન્યને તેણે ઘણી વાર હરાવ્યું હતું એ તેની બહાદુરી અને યુદ્ધકળાકુશળતા તેના સ્મરણમાં ઉભરાઇ આવી અને તે જો ચીમણાજીની બાજુએ જઇને ઊભો રહે તો તેને ઘણી સારી મદદ કરનારો થઇ પડે તેવું બાજીરાવને લાગ્યું. દરબારમાં બેઠેલા સૌ કોઇ જણ બાજીરાવની રાહ જોતા જ બેસી રહ્યા હતા અને તે પાછો આવીને પુનઃ પોતાના આસનપર બેઠો એટલી વારમાં તેના મગજમાં ઉપરના સઘળા વિચારો વિજળીને વેગે ફરી વળ્યા. આસન ઉપર બેસીને તેણે સેનાપતિ દાભાડેને પોતાની પાસે બોલાવ્યો અને સંદેશાનો પત્ર તેના હાથમાં આપ્યો. દાભાડે તે સત્વર વાંચી ગયો. તેની આંખો હર્ષથી પ્રફુલ્લ થઇ રહી પરન્તુ બહારથી પોતાના મનનો ઉદ્વેગ દર્શાવતાં તે બોલ્યોઃ " છેવટ જતાં બહુ મુશ્કેલ સંયોગો આવી પડ્યા જણાય છે. આપે શો વિચાર હવે ધાર્યો છે ?"

દાભાડેએ ધાર્યું હતું કે નાદીરશાહનો ભય ઝઝૂમી રહ્યો છે અને વસઇનો ઘેરો બરાબર આશાજનક લાગતો નથી, એટલે એ કાર્ય અધૂરેથી પડતું મેલી દેવાનો જ વિચાર કર્યા વિના હવે બાજીરાવને ચાલવાનું નથી. પરન્તુ એવી ધારણા રાખવામાં દાભાડે ઠગાયો હતો. બાજીરાવ એવો નિર્બળ વિચાર કદાપિ કરે જ નહિ એવો અભિપ્રાય બાજીરાવના સ્વભાવનો અભ્યાસી હરકોઇ માણસ આપી શકે. બાજીરાવે ઉત્તર આપ્યોઃ " મારો વિચાર મદદ માટે નવું સૈન્ય મોકલી આપવાનો તો થઇ ચૂક્યો છે, પરન્તુ તે સાથે કોઇ સારા યુદ્ધકુશળ સેનાપતિને મોકલવાની જરૂર છે અને તમારા સિવાય એવો બીજો કોઇ યોગ્ય માણસ મારી નજરમાં આવતો નથી."

દાભાડેએ કસાણું મ્હોં કરીને ઉત્તર આપ્યોઃ " તે ઠીક છે; પણ મારૂં શરીર હમણાં બહુ અસ્વસ્થ રહે છે એટલે મારાથી જવાનું બને તેમ નથી; નહિતો કોકણની આખી લ્હડાઇ સફળ નીવડ્યા પછી એ એક ઘેરાનું કામ અધૂરૂં રહી જાય તેથી મને પણ બહુ લાગી આવે છે."

" ત્યારે બીજા કોને મોકલવાનો તમારો અભિપ્રાય છે ?" બાજીરાવે પ્રશ્ન કર્યો.

દાભાડેની બાજુએ ઊભેલો એક જમાદાર કટાક્ષમાં બોલી ઉઠ્યોઃ " મહારાજ ! આ દુર્જનસિંહજી બહુ યુદ્ધકુશળ છે, માટે તેમને *મોકલો !"

* દુર્જનસિંહના સ્વારને મોટો શિરપાવ મળેલો જોઇને મરાઠી સૈનિકોમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ હતી અને વસઇના ઘેરાનું મુશ્કેલ કામ દુર્જનસિંહને સોંપવામાં

બાજીરાવ આ કથનમાં સમાએલો કટાક્ષ સમજી ગયો, છતાં તે ઉપર તેણે બરાબર ધ્યાન નહિ આપતાં કહ્યું: "દુર્જનસિંહજીની લાયકી મારા ધ્યાનમાં જ છે અને જો તેઓ કામ માથે લે તો મને આનંદ થાય." એમ કહી તેણે દુર્જનસિંહને ઇશારત કરીને પોતાની પાસે બોલાવી બેસાડ્યો. વસઇના ઘેરામાં નવું લશ્કર મોકલવાની અગત્ય તેને જણાવી અને છેવટે કહ્યું: "એ નવા લશ્કરની સરદારીનો તમે હા કહો તો તમને જ સોંપવાનો મારો ઇરાદો છે. તમારી બહાદુરીના પ્રસંગો અત્યારે તમને જોવાથી મને સાંભરી આવ્યાં છે, અને વિશેષમાં તમારી તથા તમારા માણસોની ઘોડેસ્વારીની કળાને માટે મને મોટું માન ઉત્પન્ન થયું છે. તમારી યુદ્ધકુશળતાથી, તમારી વીરતાથી અને તમારી સામાન્ય ચતુરાઇથી તમે વસઇનો કિલ્લો સર કરવામાં મરાઠી લશ્કરને ઘણી કીંમતી મદદ કરી શકશો એવો મને વિશ્વાસ છે."

દુર્જનસિંહ વિનયપુર:સર બોલ્યો: "મારા ગુણોની આપ કદર કરો છો એ જ મારે મન કૃતકૃત્યતા છે. આપની સેનાનુ અધિપતિપદ મને મળે અને આપની સેવાનો મોટો પ્રસંગ આ રીતે અકસ્માત મને મળી જાય એ તો હું મારૂં મોટું ભાગ્ય સમજું છું. આપની આજ્ઞા હોય તો આ ક્ષણે જ હું વસઇ તરફ કુચ કરી જવા તૈયાર છું."

"ધન્ય છે તમારી ક્ષત્રીવટને! યુદ્ધ નામ સાંભળીને ગુજરાતના ક્ષત્રિયો ઉંઘમાંથી ઝબકીને જાગતા અને તલવાર લઇને દોડતા એવી વાતો જે અમે સાંભળી છે તે ખરી હોવી જોઇએ! આજે તો નહિ પણ કાલે એક ખાસ દરબાર ભરીને મહારાજની સમક્ષ તમને સેનાપતિપદનો પોશાક આપીશું અને પછી તમે કુચ કરજો. તમારા પિતા અને પિતામહોએ પોતાના શૌર્યનો વારસો તમને આપ્યો અને હવે તમારા શૌર્યથી ગુજરાતનુ ગૌરવ બતાવી આપો!"

---

પણ એ ઈર્ષ્યા જ કારણીભૂત હતી એમ માંડવીના ઇતિહાસમાં દંતકથા ઉપરથી જણાવવામાં આવે છે. આ ઈર્ષ્યાનું એક બીજું દૃષ્ટાંત પણ એ દંતકથામાં આપેલું છે અને તે એ છે કે જે સ્વારને શાલ તથા કડાનો શિરપાવ આપવામાં આવ્યો હતો તે સ્વારને તે દરબારમાં પીસાબની હાજત થઇ અને એવા મોટા દરબારમાં પોતાના રાજાની બાજુએથી દૂર જવાનું તેને વાજબી લાગ્યું નહિ, તેથી તેણે એ શાલમાં પીસાબ કરીને શાલને બારીએથી બહાર ફેંકી દીધી "આપે શિરપાવમાં આપેલી શાલમાં પીસાબ કરીને તેને ફેંકી દીધી" એવું જણાવીને ઇર્ષ્યાખોર મરાઠી સૈનિકોએ પેશવાના મનને કલુષિત કરવાનો પણ યત્ન કર્યો હતો, પરન્તુ એ સ્વારે પોતાનો ખુલાસો કહ્યા પછી પેશવાના મનનું સમાધાન થયું હતું અને ઈર્ષ્યાખોરો પોતાના ખોટા ઇરાદામાં ફાવી શક્યા નહોતા.

"આપની અને પ્રભુની કૃપા હશે તો ગુજરાતનું તથા ગુજરાતીઓનું ગૌરવ આ મહારાષ્ટ્રની ભૂમિમાં પણ દીપી નીકળશે." દુર્જનસિંહે વળતો ઉત્તર આપ્યો. બાજીરાવને આજે આનંદ થયો કારણકે તેણે કરેલી પસંદગી બરાબર પાર ઉતરી હતી.

* * * *

તે જ દિવસે સાંજે જ્યોતિને સંદેશાના ઉત્તરનો પત્ર લખી આપવામાં આવ્યો. આ વખતે એ બાળા માર્ગમાં ક્યાંય અથડાય નહિ અથવા ભૂલથી તે કોઇ અજાણ્યા માર્ગે ચડી જાય નહિ, તેટલા માટે બાજીરાવે એક વૃદ્ધ સૈનિકને તેની સાથે મોકલ્યો હતો. સાવિત્રીનો સંદેશો વિશ્વાસરાવને ઉતાવળે પહોંચાડવાના હેતુથી જ્યોતિએ રાત્રીને રાત્રે પોતાના સહચારી સૈનિક સાથે પ્રવાસ આરંભ્યો.

બીજે દિવસે રીતસર દરબાર ભરવામાં આવ્યો અને તેની વચ્ચે દુર્જનસિંહને મહારાજા શાહુને હસ્તે નવા સૈન્યના અધિપતિનું પદવીદાન કરવામાં આવ્યું. તે જ દિવસે દુર્જનસિંહે પોતાના દોઢસો સૈનિકો તથા બાજીરાવે સોંપેલી નવી સેના સાથે સતારામાંથી પ્રસ્થાન કર્યું.

---

## પ્રકરણ ૨૬ સું.

---

### આશાનો સંચાર.

કોઇ પણ કામમાં પહેલેથી જ વિજય મળવા લાગે છે એટલે તે કામ કરવાને માણસમાં બેવડું જોર આવે છે, એવો મનુષ્ય પ્રાણીના સ્વભાવનો સાધારણ ધર્મ છે. એક વારના પ્રયત્નમાં નિષ્ફળ નીવડયા પછી બીજી વારના પ્રયત્નમાં પણ જો જય મળે છે, તો તેથી પણ તે કામ ચાલુ રાખવાનો ઉત્સાહ આવે છે; પરન્તુ બે અને તેથી વધારે વખત યત્નમાં નિષ્ફળતા મળ્યા પછી માણસ કેવળ નિરાશ બની જાય છે. આ સાધારણ નિયમ ચીમણાજી અપ્પાના સ્વભાવને પણ લાગુ પડયો હતો. તેણે વસઇના કિલ્લા ઉપર જેટલા હુમલાઓ કર્યા હતા તે સઘળામાં તેને નિષ્ફળતા જ મળી હતી અને પોર્તુગીઝોની તોપોના અસહ્ય મારાએ સેંકડો સૈનિકોનો ભોગ લીધો હતો. કિલ્લો તોડવો અને લશ્કર સાથે અંદર પ્રવેશ કરવો એ મુખ્ય લક્ષ્યબિંદુ હતું અને એકાદ બે વખત કિલ્લામાં ગાબડાં પાડવામાં પણ સફળતા મળી હતી, પરંતુ પોર્તુગીઝો સામો હુમલો ચાલુ રાખતા અને ચીમણાજીને પાછો હઠાવી ગાબડાં પૂરી દેતા. આ વ્યાપાર દરેક પ્રયત્ન વખતે ચાલુ રહ્

પછી અને ચીમણાજીના લશ્કરી બળમાં મોટો ઘટાડો થઇ ગયા પછી તે કેવળ હતાશ બની ગયો હતો અને એ પ્રકારની નિરાશામાં પ્રાણ કાઢી આપવાના તેના સાહસ કર્મમાંથી વિશ્વાસરાવે તેનો કેવી રીતે બચાવ કર્યો તે આપણે જોઇ ગયા છીએ.

પોર્તુગીઝો પોતાના ઘટેલા બળને કળી શકે નહિ તેટલા માટે કિલ્લા ઉપર હલ્લાઓ ચાલુ રાખવાની ચીમણાજીને જરૂર જણાઇ. નવું લશ્કર બાજીરાવ પાસેથી મંગાવ્યું હતું અને તે આવી પહોંચે ત્યાંસુધી હલ્લો કર્યા વિના સ્થિર બેસી રહેવાથી નિર્બળતા વ્યક્ત થાય તથા જો પોર્તુગીઝો કિલ્લામાંથી બહાર નીકળી યુદ્ધ ચલાવે તો નાસવાનો વખત આવે એમ બનવું સ્વાભાવિક હતું. પોતાની નિર્બળતાથી પોર્તુગીઝો અનભિજ્ઞ જ રહે તેટલા માટે ચીમણાજીએ એક વાર પુનઃ કિલ્લા ઉપર મોટો ધસારો કર્યો અને ઘણી સાવચેતીથી કામ લીધું. એ ધસારામાં કિલ્લામાં પ્રવેશ કરી શકાય એટલો વિજય તો મળી શક્યો નહિ, પરન્તુ ભાવી વિજયની આશા આપનારો એક સાધારણ બનાવ બન્યો અને તે એ હતો કે કેપ્ટન સીલ્વીરાનું મરણ થયું ! મરાઠાઓ પોતાની તોપો કિલ્લાની નજીક સુધી ઘસડી લાવીને તોપોનો મારો ચલાવતા હતા, તેથી એક વાર એકાએક કિલ્લાની દિવાલનો એક ભાગની ટોચ ખળભળી પડી અને તેની અંદર થઇને મરાઠાઓની તોપોના ગોળા પડવા લાગ્યા. પોર્તુગીઝોએ સામો મારો ચલાવવામાં કશી કસર રાખી નહિ, પરન્તુ આ વખતે મરાઠાઓ પૂરતા ધૈર્યથી ટકી રહ્યા અને માણસોની મોટી સંખ્યાનો ભોગ આપવાની દરકાર નહિ કરતાં તેઓએ મારો ચાલુ રાખ્યો. તેઓની તોપનો એક ગોળો કેપ્ટન સીલ્વીરાનું મોત નીપજાવનારો થઇ પડ્યો, પરન્તુ એથી લશ્કરને નાહિંમત નહિ થવા દેતાં તુરત જ સેનાનાયકનું પદ કેપ્ટન પરેરાએ લીધું અને મારો વધારે જોરથી ચાલુ રખાવ્યો. છેવટે મરાઠાઓને પાછું હઠવું પડ્યું, અને ચોથે દિવસે તેઓએ જાણ્યું કે કેપ્ટન સીલ્વીરાનું મરણ થયું છે.

આ બનાવે ચીમણાજીના હૃદયમાં મરણ પામતી આશાને સંજીવની પાઇને જીવતી રાખી હતી અને હવે નવું લશ્કર આવી પહોંચે તો વધારે જોરથી ધસી જઇને કિલ્લાને તોડી પાડવાની હિંમત તેનામાં આવી હતી. તેના ચંચળ સ્વભાવ પ્રમાણે તે ઘણી વાર આશા નિરાશાને હીલોળે ચડતો ખરો, પરન્તુ સરદારો તેને વધારે આશાજનક ભવિષ્યનું વચન આપતા અને વિશ્વાસરાવ પોતાના સ્વામીનું પાસું છોડતો નહિ. બાજીરાવ તરફ મોકલેલા સંદેશાનો ઉત્તર લઇને ગુણાજી જે દિવસે આવવો જોઇએ તે દિવસે

તે ઘણી આશાતુર સ્થિતિમાં પોતાના તંબૂમાં બેસી રહ્યો પરન્તુ મધરાત થતાં સુધી તેની આશા પાર પડી નહિ. બીજા દિવસનું પ્રભાત થયું પણ ગુણાજીનો કશો પત્તો મળે નહિ—તેમ જ બાજીરાવનો કશો ઉત્તર આવ્યો નહિ. તેનું મન વિશેષ ચંચળ થયું અને વિશ્વાસરાવને પાસે બોલાવી કહ્યું: “ વિશ્વાસરાવ ! સતારે હું પોતે સંદેશો લઇને ગયો હોત તો વધારે સારૂં હતું; જો હજી ગુણાજી આવ્યો નહિ ! ”

“ કાલે સહવારે તે આવવો જોઇતો હતો પરન્તુ રાત્રે પણ ન આવ્યો તેથી કાંઇ અવનવો પ્રકાર બન્યો હશે એમ હું ધારૂં છું; તેનું દિલ નિખાલસ છે, પરન્તુ શરીરે જરા સુખાળવો અને લહેરી છે ! ” વિશ્વાસરાવે જવાબ આપ્યો.

“ પણ એવી લહેર આગળ મને અને આખા લશ્કરને કેવી ચિંતા થાય છે તે કાંઇ એ મૂર્ખ નહિ સમજતો હોય ? એનું કુટુંબ સતારામાં હશે એટલે કદાચ ઘર આગળ એકાદ દિવસ રહ્યો હશે ! એવા સુખાળવા અને ફરજનું પૂરૂં ભાન નહિ ધરાવનારાને દૂતનું કામ જ નહિ સોંપવું જોઇએ. ”

“ એનું કુટુંબ સતારામાં નથી, મહારાજ ! બલકે એને કુટુંબ જ નથી. પોતાની સ્ત્રીનો એણે ઘણાં વર્ષો પહેલાં ત્યાગ કર્યો છે. સ્વભાવનો જરા તેજ છે અને સ્ત્રી ગરીબ સ્વભાવની હોવા છતાં તેની સાથે બન્યું નહિ એમ એ એક વાર મને કહેતો હતો ખરો. એની આગલી સારી સ્થિતિ જોતાં તેને આવી નોકરીની જરૂર પડે નહિ, પરન્તુ સઘળી સંપત્તિ ગુમાવી બેઠો છે અને સ્ત્રીને કાઢી મેલી છે એ ઉપરથી એનામાં કશો દુર્ગુણ હશે એમ હું માનું છું; પણ એવો કશો દુર્ગુણ મેં હજી એનામાં જોયો નથી, એટલે અને વળી મારી સાથે એક વાર એ આવેલો એટલે મેં એને સંદેશો લઇ જવા માટે પસંદ કર્યો. ”

ગુણાજીના સ્વભાવ વિષેનું આ નાનું કથાનક વિશ્વાસરાવે પૂરૂં કર્યું કે તુરત જ પેહેરેગીરે આવીને ખબર આપ્યા કે “ જાસુસ આવ્યો છે. ”

“ કોણ ? ગુણાજી આવ્યો છે ? એને જલ્દી અહીં બોલાવ. ” ચીમણાજી ઉત્સુકતામાં બોલ્યા.

“ ના મહારાજ ! ગુણાજી નથી; કોઇ અજાણ્યો જાસુસ છે અને તે કહે છે કે હું બાજીરાવ મહારાજ તરફથી આવું છું. ”

“ જે હોય એને જલ્દી બોલાવ. ” એમ કહી ચીમણાજી ઉઠયો અને એ અજાણ્યા જાસુસને જોવા માટે તંબૂના દ્વાર સુધી આગળ વધ્યો.

તુરત જ જ્યોતિ પોતાના હાથમાં બાજીરાવ તરફના લખોટા સાથે

અંદર આવી, પરંતુ સાદા પોષાકમાં દ્વાર આગળ ઊભેલા ચીમણાજીને તે પિછાણી શકી નહિ. તંબૂમાં જરા આઘે જતાં તેણે વિશ્વાસરાવને જોયો અને સ્નેહી નેત્રો એ આકૃતિને તુરત જ પિછાણી શકી પરન્તુ ચીમણાજીને નહિ જોવાથી તેને જરા અકળામણ આવી. એટલામાં જ્યોતિની સાથે આવેલો વૃદ્ધ સિપાઈ બોલ્યોઃ "અરે, ચીમણાજી મહારાજ તો અહીં જ ઊભા છે ને શું-?"

જ્યોતિ લજ્જાવનત વદને તુરત જ પાછી ફરી અને સંદેશાનો પત્ર સવિનય ભાવે ચીમણાજીના હાથમાં મેલ્યો. ચીમણાજીએ તે વાંચ્યો. પત્રમાં ચીમણાજીને નિરાશ નહિ થવાનું માત્ર સૂચન કર્યું હતું અને દુર્જનસિંહ સાથે નવું લશ્કર બીજે દિવસે રવાના કરવામાં આવશે એવી માહિતી લખી હતી. પત્ર વાંચી રહ્યા પછી ચીમણાજીએ જ્યોતિની તરફ જરા આશ્ચર્યચકિત મુદ્રાથી જોયું અને પૂછ્યુંઃ "કાંઈ મ્હોનો સંદેશો કહ્યો છે?"

"ના, મહારાજ!" જ્યોતિએ ઉત્તર આપ્યો.

"ગુણાજી ક્યાં છે? અને તમે આ સંદેશો લઈને કેમ આવ્યા?

"મહારાજ! સંદેશો લઈ જતાં જ ગુણાજીનું અકસ્માત્ માર્ગમાં મરણ થયું, અને દૈવેચ્છાએ મને તેનો મેલાપ થયો એટલે આપના તરફનો સંદેશાનો પત્ર પણ મેં જ બાજીરાવ મહારાજને પહોંચાડ્યો હતો અને તેનો ઉત્તર પણ હું જ આપને પહોંચાડું છું."

"ઠી...ક." ચીમણાજી કશું વિશેષ બોલવા જતો હતો એવામાં તંબુની બહારથી એક ઘોર સંગીન કંઠધ્વનિ સાંભળવામાં આવ્યોઃ

"मना मानसीं व्यर्थ चिंता वहात
'अकस्मात् होणार होऊनि जात"*

એટલામં બ્રહ્મેન્દ્ર સ્વામીનો શિષ્ય ગોરખ ચીમણાજીની દૃષ્ટિએ પડ્યો. ચીમણાજી તંબુની બહાર તેનો સત્કાર કરવાને સામો દોડ્યો અને અત્યંત ભક્તિપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કર્યા. ગોરખે અપ્પાને ઉઠાડીને ક્ષેમાલિંગન દીધું અને પૂછ્યુંઃ "કુશળતા તો છે ને?"

"મહારાજની કૃપાથી અત્યારસુધી તો કુશળતા છે; આપને ત્યાં સર્વ ક્ષેમકુશળ છે ને? સ્વામીજીની કશી આજ્ઞા-સંદેશો?"

ગોરખે એક પત્ર કાઢીને અપ્પાના હાથમાં મૂક્યો અને કહ્યુંઃ "આમાં સઘળું એ છે." અપ્પાએ આનંદપૂર્વક એ પત્રને વંદન કર્યું અને પછી પત્ર વાંચવા માંડ્યો. તેમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતોઃ

---

* અર્થાત્—માણસો મગજમાં નકામો ચિંતાનો ભાર લઈને ફરે છે; વસ્તુતઃ જે કાંઈ દૈવેચ્છાએ થવાનું હોય છે તે અકસ્માત્ થઈ જાય છે.

"પ્રભુની કૃપાથી અત્ર કુશળતા છે. તત્રાસ્તુ. વિશેષ કબીરે કહ્યું છે:

'સૂરતસે કીરત બડી, બીન પંખ ઉડ જાય,
સૂરત તો જાતી રહે, કીરત કભી ન જાય!'

અને એવી કીર્તિ અલૌકિક પરાક્રમ વિના પ્રાપ્ત થતી નથી એ, ચીમણાજી! તું જાણે છે. રાવણ થયો ન હોત તો શ્રી રામચંદ્રની કીર્તિ આખા જગતમાં શું પ્રસરી હોત? વિશેષ દૂર શામાટે જવું? દિલ્લીશ્વર ઔરંગઝેબ જો થયો ન હોત, તો છત્રપતિ શિવાજી મહારાજ એટલી ઉદિતાવસ્થામાં આવત શું? આ બાબતનો મનમાં વિચાર કરવો. તે સાથે એટલું પણ લક્ષમાં રાખવું કે ધર્મ અને સત્ય એ જ્યાં વાસ કરે છે ત્યાં જ જય થાય છે. જેણે દેવોને પણ બંદીખાનામાં પૂર્યા હતા, જેના સૈન્યની ગણત્રી પણ કરી શકાતી નહિ એવા બલાઢ્ય લંકાધીશને નળ-જાંબુવાન સરખા વાંદરાઓએ હરાવ્યો! સાર્વભૌમ દિલ્લીશ્વરને રણવગડામાં રહીને દિવસ ગુજારનારા અને કાચીપાકી ભાખરીઓ ખાઈને જીવતા મરાઠાઓએ ત્રાહિ ત્રાહિ પોકરાવ્યો એ શું આશ્ચર્ય નથી? પરન્તુ એ આશ્ચર્યમાં રહેલું સામર્થ્ય માત્ર ધર્મનું જ છે. ધર્મ અને સત્ય માત્ર આપણા મુદ્રાલેખ હોવા જોઈએ. તેનો અભાવ થયો તે સાથે આપણું સર્વસ્વ પણ જવાનું જ. નકામી ચિંતા કરીશ નહિ. દૈવને દૂર કરી શકાતું નથી. ઈશ્વર તને વિજય જ આપશે એવો મને ભરોસો છે. વસઈ આગળ તારે વધારે ટકવું પડયું અને ચિંતા તથા નિરાશાના અનેક હલ્લા તારા મગજપર થયા એવા ખબર મને કેટલાક દિવસ પહેલાં મળ્યા હતા, એ ઉપરથી આ પત્ર લખી મોકલવાનું મેં ઉચિત માન્યું. તારો પ્રયત્ન ચાલુ રાખજે-મારો આશીર્વાદ છે!"

બાજીરાવ અને બ્રહ્મેન્દ્ર સ્વામી બન્નેના બે પત્રો ચીમણાજીને એક જ વખતે મળ્યા અને તે બન્નેએ ચીમણાજીના ચિત્તમાંથી ચિંતા તથા નિરાશાને જડમૂળમાંથી ઉખેડી નાંખી. લશ્કરની મદદ આવવાની હતી, સ્વામીજીનો આશીર્વાદ હતો અને પોતાના પ્રયત્નમાં અધર્મનો અંશ પણ નહોતો એવો ચીમણાજીને વિશ્વાસ હતો, એટલે અપ્પાનું મન પુનઃ પૂર્ણ ઉલ્લસિત થયું. તેણે પુનઃ ગોરખને વંદન કર્યું અને ગોરખ ગયો એટલે તંબૂમાં પાછા ફરીને આનંદભેર તેણે વિશ્વાસરાવને કહ્યું: "વિશ્વાસ! આપણો વિજય થઈ ચૂક્યો સમજી લે!" આ આકસ્મિક ઉદ્‌ગારનાં કારણો પાછળથી વિશ્વાસરાવના સમજવામાં આવ્યાં.

## પ્રકરણ ૨૭ સું.

### સંશયગ્રસ્ત વિશ્વાસરાવ.

વિશ્વાસરાવે જ્યારેથી જ્યોતિને પુરૂષના વેશમાં એક દૂત તરીકે જોઇ હતી, ત્યારથી તેનું ચિત્ત સંશયગ્રસ્ત બની ગયું હતું. જ્યોતિને તે ઓળખી શક્યો જ નહિ કારણકે પુરૂષના વેશમાં તે પોતાના વૃદ્ધ પિતાને મૂકીને સંદેશાનો પત્ર આપવા સતારેથી આવે એ વિશ્વાસરાવને મન નહિ બનવા જેવું જ હતું, એટલે એ ચહેરો જ્યોતિનો જ હોય એમ તે સહજ કલ્પના પણ કરી શક્યો નહિ. તે કોઇ નવો તરૂણ સિપાઇ હોવો જોઇએ અને બાજીરાવના વિશ્વાસનું પાત્ર થઇ પડયો હોવો જોઇએ એવું તેણે અનુમાન કર્યું. સતારાના પરિચિત ક્ષત્રિય વર્ગમાં આવો જુવાન છોકરો હોય એવું વિશ્વાસરાવને સાંભર્યું નહિ. પોતાને ચારનું કામ સોંપતાં પહેલાં સો ગળણે ગળીને પાણી પીનાર બાજીરાવે આ અજાણ્યા છોકરાને એકાએક દૂતનું કામ કેવી રીતે સોંપી વાળ્યું હશે તેનો વિચાર વિશ્વાસરાવને આશ્ચર્યથી ચકિત કરવાની સાથે સંશયગ્રસ્ત બનાવવા લાગ્યો. તેણે અનુમાન કર્યું કે આ અજાણ્યા છોકરાને આવું મહત્ત્વનું કામ સોંપવામાં બાજીરાવે ભૂલ કરી હોવી જોઇએ અને વસ્તુતઃ એ છોકરો ફૂટેલો અને પ્રતિનિધિના પક્ષ તરફથી દુશ્મનનું કામ કરવા માટે જ આવેલો હોવો જોઇએ. આ એક સંશય માત્ર હતો પરન્તુ તે એટલો ગંભીર હતો કે કોઇને મ્હોંએ સહસા એ વાત જણાવી દેવાય નહિ; તેથી વિશ્વાસરાવ મનમાં ને મનમાં અકળાવા લાગ્યો અને જ્યોતિની હીલચાલ ઉપર બારીક દેખરેખ રાખવા લાગ્યો. બાજીરાવે જે 'ગુપ્ત વાત' વિશ્વાસરાવને કહી હતી તે તેના સ્મરણમાં જ હતી. પ્રતિનિધિ કોઇ પણ રીતે ચીમણાજીનો જાન લેવાનો પ્રયત્ન વસઇના ઘેરા દર્મિયાન કરવાનો છે એવી બાતમી બાજીરાવે મેળવીને વિશ્વાસરાવને આપી હતી એટલે છાવણીમાં આ અજાણ્યા સખ્સનો પ્રવેશ મોટા સંદેહનું કારણ થઇ પડયો.

તે દિવસ તો એમ ને એમ ચાલ્યો ગયો. વિશ્વાસરાવથી પોતાનો સંશય કોઇને કહેવાયો નહિ તેમજ તેનું નિરસન પણ તેનું મન કરી શક્યું નહિ. આ બાજુએ જ્યોતિનું મન વિશ્વાસરાવને એકાંતમાં મળી સાવિત્રીનો સંદેશો નિવેદન કરવાને ઉત્સુક બની રહ્યું હતું, પરન્તુ વિશ્વાસરાવ પોતાને ઓળખી શક્યો નહોતો તેથી તેની પાસે સહસા જતાં તેનું મન અચકાતું હતું. સંદેશો નિવેદન કરવાની પણ ઉતાવળે જરૂર હતી અને તેથી

જ્યોતિની ઉત્સુકતાનું પ્રમાણ ઘણું વધી ગયું હતું, પરન્તુ તેની પાસે કેવી રીતે જવું, કહેરાવીને જવું કે એકાએક જવું, એકાંતની માંગણી એકાએક કેવી રીતે કરવી તે વિષે જ્યોતિને મોટો વિચાર પડ્યો. એક વાર તો તેને એવો વિચાર થઇ આવ્યો કે સહેસા વિશ્વાસરાવ પાસે જઇને ઊભા રહેવું અને ઇશારતથી પોતાની ઓળખાણ આપી દેવી. આ વિચાર પાર પાડવાને સંધ્યાકાળ થયા પછી જ્યોતિ વિશ્વાસરાવના તંબૂ તરફ ચાલી; પરન્તુ તંબૂની પાસે પહોંચતાંમાં તેનો વિચાર બદલાયો અને તંબુમાં પ્રવેશ કરવાને બદલે તે સીધી ત્યાં આગળ થઇને પસાર થઇ ગઇ. વિશ્વાસરાવનું ધ્યાન તે વ્યક્તિ તરફ મૂળથી જ સંશયગ્રસ્તતાને લીધે ખેંચાએલું જ રહ્યું હતું એટલે જ્યોતિની આ વર્ત-ણુક તેના ધ્યાનમાં આવી ગઇ. પુનઃ દ્વાર તરફ બારીક નજર રાખીને વિશ્વાસરાવ તંબૂની અંદર બેસી રહ્યો. થોડી વાર થઇ એટલામાં તો જ્યોતિ પોતાની સાથે સતારેથી આવેલા વૃદ્ધ સૈનિકની સાથે વાતો કરતી કરતી પાછી વળી અને વિશ્વાસરાવના તંબૂ તરફ એક આડી દૃષ્ટિ કરીને પસાર થઇ ગઇ. આ વખતે જ્યોતિ સાથેના વૃદ્ધ સૈનિક ઉપર પણ વિશ્વાસરાવની નજર બેસી ગઈ અને તેને માટે પણ તેના ચિત્તમાં સંશયે સ્થાન લીધું.

એકાદ પ્રહર રાત્રિ વીતી ગઇ. વિશ્વાસરાવના ચિત્તમાં જ્યોતિના વર્તને મોટો સંશય પેદા કર્યો હતો. તે વિચાર કરતો અને ચીમણાજીના તંબૂમાં કોઇ અજાણ્યો માણસ ન પેસે તેની સંભાળ રાખતો આમતેમ ફરી રહ્યો. ચીમણાજીના તંબુના પહેરેગીરોને વધારે સાવધ રહેવાની તે સૂચના કરી આવ્યો. તેની છાતી કાંઇક ભય અને કાંઇક સંશયથી ધડકવા લાગી. એટલામાં તો દૂરથી એકલી જ્યોતિને તેના પુરૂષના જ વેશમાં તે તરફ તેણે આવતી જોઇ એટલે વિશ્વાસરાવ પોતાના તંબૂમાં પેસી ગયો. તબૂમાં રહીને છાની રીતે તે જોવા લાગ્યો, અને થોડીએક ક્ષણોમાં જ્યોતિ વિશ્વાસરાવના તંબૂના દ્વારની પાસે જ પહોંચી, પરન્તુ એટલામાં તેનો વિચાર રાત્રિને સમયે વિશ્વાસરાવને ન મળવું એવો થયો એટલે તે પાછી વળી. વિશ્વાસરાવનો સંશય દૃઢ થવા લાગ્યો; પરન્તુ જ્યોતિ પાછી વળી કે તુરત જ વિશ્વાસરાવ તંબૂની બહાર આવ્યો અને બોલ્યો: “એ કોણ પાછું ફર્યું ?”

“એ તો હું જોત્યાજી.” જવાબ મળ્યો.

“હાં, હાં, જોત્યાજી! કેમ પાછા ફર્યા? આવોને.” વિશ્વાસરાવે ધડ-કતે હૃદયે તેનો સત્કાર કરતાં કહ્યું.

“મેં ધાર્યું કે આપ નિદ્રાધીન હશો એટલે હું પાછો ફરતો આપ તો મહારાજના અંગરક્ષક છો, ખરૂંને?”

આ પ્રશ્ને વિશ્વાસને વધારે સંશયગ્રસ્ત બનાવ્યો. તે ઉત્તર આપતાં બોલ્યો: "હા, અંગરક્ષક છું, પણ આળસુ બેસી રહેવા સિવાય બીજું કશું કામ નથી. એમ મહારાજના શરીરને શી ઇજા થઇ જવાની હતી?" આ પ્રશ્ન વિશ્વાસરાવે યુક્તિપુરઃસર કર્યો.

જ્યોતિને વિશ્વાસરાવની અસાવધતા શોકજનક લાગી. તે બોલી: "એમ કેમ કહો છો? આ તો રાજ્યના મામલા છે; શત્રુ અને મિત્ર પણ કોઈ કાંઇ દાવ પેચ ખેલતા હોય!"

વિશ્વાસરાવને આ શબ્દોમાં ધૂર્તતા લાગી. જોતાજી એક ચકોર છોકરો છે અને પોતા ઉપર કોઇનો અવિશ્વાસ ન બેસે એવી રીતે વર્તીને તે પોતાનું દુષ્ટ કામ કરવા માંગતો હોવો જોઇએ એમ વિશ્વાસરાવને જણાયું. ને એ બાબત તરફ લક્ષ ન આપ્યા જેવું કરીને બોલ્યો: "કશાએ દાવપેચ રમાતા નથી! હા, માત્ર શત્રુથી સાવધ રહેવાનું ખરૂં; વારૂ તમે સતારામાં જ રહો છો તો પછી હું તમને કેમ ઓળખતો નથી?"

"સતારામાં હું કોઈ જ વાર આવું છું; ઘણો વખત હું બહાર ફરતો રહું છુ." જ્યોતિએ ઉત્તર આપ્યો.

"વારૂ, તમારા પિતાનું નામ શું?" વિશ્વાસરાવે ખાત્રી કરવાને એક વિશેપ પ્રશ્ન કર્યો.

જ્યોતિએ ઉત્તર આપ્યો: "મારા પિતાનું નામ આપીશ તોપણ આપ મને ઓળખી શકશો નહિ; માટે એ નામ મને ન પૂછો તો જ વધારે સારૂં."

વિશ્વાસરાવનો સંશય વધારે દૃઢ થવા લાગ્યો. તે બોલ્યો: "ત્યારે કયા ભાગ્યશાળી વંશમાં આપનો જન્મ થયો છે?"

"તે તો હું પોતે પણ જાણતો નથી."

જ્યોતિના આ ઉત્તરે વિશ્વાસરાવને વિશેષ સંશયગ્રસ્ત બનાવ્યો. તેની ખાત્રી થઇ કે એ કોઈ હરામખોર માણસ હોવો જોઇએ અને પ્રતિનિધિ તરફથી કોઇ પ્રકારનું દુષ્ટ કામ કરવાને જ છાવણીમાં પેઠેલો હોવો જોઇએ. બાજીરાવે એવા માણસ સાથે પત્ર કેમ મોકલાવ્યો હશે તે વિશ્વાસરાવથી સમજાયું નહિ. છેવટે તેણે ધાર્યું કે બાજીરાવને ઠગવામાં પણ આ ચકોર છોકરાએ ફત્તેહ મેળવેલી હોવી જોઇએ અને એ રીતે બાજીરાવનો વિશ્વાસ સંપાદન કર્યો હોવો જોઇએ. તેણે મનથી નિશ્ચય કર્યો કે એની હીલચાલ ઉપર બારીક દેખરેખ રાખવી જોઇએ. પછી તેણે પૂછ્યું: "ત્યારે આપ મને કયા કારણસર મળવા માંગતા હતા?"

આ વખતે ખુલ્લા પડવાનું જ્યોતિએ વાજબી માન્યું નહિ હોવાથી તેણે ઉત્તર આપ્યો: "સહેજ બાબતસર. હું તો આપને એવું પૂછવા માંગતો હતો કે હવે વસઇના ઘેરાના સંબંધમાં કેવી આશા રહે છે?"

વિશ્વાસરાવે જવાબ આપ્યો: "કાંઇ નિરાશ થવા જેવું નથી. નવું લશ્કર થોડા દિવસમાં આવી પહોંચશે એટલે નવેસરથી કિલ્લા ઉપર હલ્લો શરૂ કરવામાં આવશે. આપને કેમ એવો પ્રશ્ન પૂછવો પડયો?"

"સહજ જ. સતારામાં આ ઘેરાના પરિણામ વિષે કેટલાકો નિરાશા બતાવે છે એટલે મેં એવું આપને પૂછી જોયું. વારૂ, હવે આપને કાંઇ કામ હશે, માટે રજા લઉં છું." એમ કહી જ્યોતિ ઉઠી. વાતચીત દર્મિયાન વિશ્વાસરાવના મ્હોંપરની એકસરખી ગંભીરતાએ જ્યોતિના મન ઉપર અસર કરી હતી. પોતાના પ્રિયતમના ચહેરામાં અને સ્વભાવમાં જે તેજસ્વિતા હતી તેનો ખરો પરિચય તેને અત્યારે થયો; છતાં તે એટલું તો કળી ગઇ કે પોતાના જવાબો ઉપરથી વિશ્વાસરાવને કાંઇક વ્હેમ આવ્યો છે. પોતાની ઓળખાણ આપ્યા સિવાય તે તંબૂની બહાર નીકળી ગઇ કે તુરત જ વિશ્વાસરાવે એક પહેરેગીરને પોતાની પાસે બોલાવીને કહ્યું: "પેલો જુવાન છોકરો કયાં જાય છે તેની બરાબર તપાસ રાખવા માટે તું તેની પાછળ પાછળ જા."

પેહેરેગીર તુરત જ તેની પાછળ પડયો. પોતે તંબૂની બહાર નીકળી અને તુરત જ વિશ્વાસરાવે પેહેરેગીરને બોલાવ્યો અને તે જ પેહેરેગીર પોતાની પાછળ આવવા લાગ્યો એ જોઇને જ્યોતિ વિશ્વાસરાવની સંશયગ્રસ્તતાને તુરત જ સમજી ગઇ અને મનમાં જ સ્મિત કરીને અર્ધેથી પાછી ફરી પુનઃ વિશ્વાસરાવની પાસે આવી.

"કેમ તમે પાછા આવ્યા? શું કાંઈ કામ છે આપને?" વિશ્વાસરાવે કાંઇક આશ્ચર્ય બતાવીને પૂછ્યું.

"આ તંબૂમાં આપ એકલા જ છો કે બીજું કોઇ છે?" દીવાનો પ્રકાશ આખા તંબૂમાં બરાબર રીતે નહિ ફેલાતો હોવાથી જ્યોતિએ એ પ્રશ્ન કર્યો.

"અત્યારે તો હું એકલો જ છું. આપને મારી સાથે એકાંતમાં જ કાંઇ કામ છે શું?" એમ કહી વિશ્વાસરાવે ચુપચુપ પોતાનો હાથ આસ્તેથી પોતાની કમરે લટકાવેલી તલ્વારની મૂઠ તરફ દોર્યો.

જ્યોતિ આ છાની હીલચાલને પણ કળી ગઇ અને ખડખડાટ હસીને બોલી: "વાહ! વાહ! ઓળખાણ તો બહુ સારી રાખી હોં! પ્રતા-

પની પુત્રીને કેવળ વિસરી જ ગયા કે શું ?" જ્યોતિએ છેવટે પોતાનો પરિચય આપ્યો.

વિશ્વાસરાવ ચમક્યો. જ્યોતિ સાંભરી, જોત્યાજીના અને જ્યોતિના ચહેરાનું સાસ્ય યાદ આવ્યું. નામનું એક સરખાપણું પણ લક્ષમાં ઉતર્યું. તેનો કંઠસ્વર પણ સ્મરણમાં ઉપસી આવ્યો. તે ચકિત થતો બોલ્યો: "શું કહ્યું તમે ? પ્રતાપની પુત્રી તે શું તમે જ ? તમે શું સ્ત્રી છો ? જ્યોતિર્મયી–હા–હા ! પણ તમે અહીં ક્યાંથી હો ? આંખો જુએ છે પણ હજી માની શકતી નથી !"

"કદાચ હું અત્યારે મારા જૂના પોષાકમાં ઊભી રહું તો તમે માનો ખરા, પણ અત્યારે તેમ બને તેવું નથી. શું તમે મારા ઉપર એટલા બધા સંશયગ્રસ્ત થઇ ગયા હતા કે મારી હીલચાલ ઉપર પેહેરેગીરને દેખરેખ રાખવા મોકલ્યો ?"

વિશ્વાસરાવે શરમાઇને નીચું જોયું અને કહ્યું: "માફ કરજો. શું કરૂં ? તમે બરાબર ઓળખાણ આપી નહિ અને હું તમને ઓળખી શક્યો પણ નહિ; એટલે અમો ચારનો જે કાંઇ ધર્મ છે, તે મારે બજાવવો પડ્યો; અને વળી હાલમાં વધારે સાવધાનતા રાખવાની જરૂર પણ કેટલાંક કારણોને લીધે ઊભી થઇ છે એટલે હું અજાણ્યા માણસો સાથે વધારે સાવધાનતાથી વર્તું છું."

જ્યોતિએ પોતાના વીતકનો સાધંત અહેવાલ વિશ્વાસરાવને કહી સંભળાવ્યો. પ્રતાપનું મરણ, ગુણાજીનુ આગમન, તેની દુષ્ટ મનોવૃત્તિ, વિશ્વાસરાવના મરણની જૂઠી ખબર, છેવટે તે જ પોતાનો ખરો પિતા નીકળ્યો, સંદેશાનો પત્ર બાજીરાવને પહોંચાડ્યો અને માર્ગમાં સાવિત્રીએ ઘણો અગત્યનો સંદેશો મોકલાવ્યો એ સઘળો વૃત્તાંત જ્યોતિએ વિશ્વાસરાવને જણાવ્યો. સાવિત્રીનો સંદેશો સાંભળીને તે એકદમ ચમકી ગયો. સાવિત્રીને રણવગડામાં રખડતી મૂકવામાં આવી છે એ ખબર જાણીને તેને દુઃખ પણ થયું. ગુણાજીના વર્તન ઉપર પહેલાં તેને તિરસ્કાર અને જ્યારે તેના પશ્ચાત્તાપનો અને છેવટે તેના મરણનો વૃત્તાંત તેણે સાંભળ્યો ત્યારે તેને તે બિચારા પામર બુદ્ધિના માણસની દયા આવી. પોતે એક વાર ફરીથી પ્રતાપનાં દર્શન કરી શક્યો નહિ તે પહેલાં તેનું મરણ થયું એ બનાવે તેને અસંતોષ ઉત્પન્ન કર્યો. જ્યોતિનું પરાક્રમ જાણીને તેના પ્રત્યે તેની પ્રશંસાવૃત્તિ વિશેષ જાગૃત થઇ. પ્રતાપે વિશ્વાસરાવના સંબંધે મરણ સમયે દર્શાવેલા ઉદ્‌ગારો જ્યોતિએ વિશ્વાસરાવને કહ્યા નહિ એટલે તેણે

છેવટે પૂછ્યું: "અને મારા સંબંધે એ મહાત્મા મરણસમયે કશું બોલ્યા હતા કે નહિ?"

"કાંઇક બોલ્યા હતા ખરા પણ મને એ સાંભરશે ત્યારે કહીશ." જ્યોતિના મ્હોંપર લજ્જાની રેખાઓ તરી આવી.

"શું તે તમને સાંભરતું નથી? હું તેમનાં દર્શનાર્થે આવી શક્યો નહિ માટે તેમણે કશો અસંતોષ દર્શાવ્યો હશે એમ હું માનું છું."

"ના; અસં...તો...ષ તો નહિ, પણ—" જ્યોતિ બોલતાં અચકાઇને ત્યાંથી ઉભી થતી બોલી: "અત્યારે તો મારી આંખમાં ઉંઘ ઘેરાય છે; વળી કોઇ વાર તે વિષે હું તમને ફુરસદે કહીશ." એમ કહી તે ત્યાંથી ચાલવા લાગી. વિશ્વાસરાવે થોડીએક વધુ ક્ષણો રોકાવાને તેને આગ્રહ કર્યો પરન્તુ તે ત્યાં થોભી નહિ અને જરા દૂર જઇને બોલી: "મારી હીલચાલ ઉપર નજર રાખવાને હવે પેલા પહેરેગીરને મોકલોને!"

વિશ્વાસરાવે શરમાતાં જવાબ આપ્યો: "ખરેખર, મારે શરમાવું જોઇએ એવું જ બન્યું છે-તે માટે તમે મને હજી ક્ષમા આપી નહિ."

"એમ ક્ષમા નહિ મળે; તમારા પહેરેગીરને મારી સાથે મોકલો."

"હવે હું કાંઇ સંશયગ્રસ્ત રહ્યો નથી."

"સંશયગ્રસ્ત ન હો તો મને મારે સ્થાને પહોંચાડવાને માણસ મોકલવા જેટલો વિવેક પણ નહિ દર્શાવો કે?" જ્યોતિએ જરા ટોળ કરતાં કહ્યું.

"એ પ્રાસંગિક વિવેક તમે મને ઠીક યાદ આપ્યો. ચાલો હું પોતે જ તમને તમારે સ્થાને પહોંચાડવા આવું છું."

આગળ જ્યોતિ અને પાછળ વિશ્વાસરાવ ચાલ્યાં અને દૂર દૂર ઝાંખા પ્રકાશમાં ભળી જતાં દેખાયાં.

---

## પ્રકરણ ૨૮ સું.

### સાચો સ્વામીસેવક.

જ્યોતિર્મયી અને તેની સાથે આવેલા વૃદ્ધ સૈનિકને જ્યાં રહેવાનું સ્થાન આપવામાં આવ્યું હતું, ત્યાં જ્યોતિને પહોંચાડીને વિશ્વાસરાવ પાછો ફર્યો. જ્યોતિને મળવા જવા માટેની એક ચિંતા હવે તેના ચિત્તમાંથી દૂર થઇ હતી, પરંતુ તે કરતાં વધારે ગંભીર ચિંતાએ હવે તેના ચિત્તમાં નિવાસ કર્યો હતો. આ ચિંતા દ્વિવિધ હતી. એક રીતે ચીમણાજીનો જાન લેવાને પ્રતિનિધિ તરફનો માણસ આવવાનો હતો અને બીજી રીતે એ

ણુસ બીજો કોઇ નહિ પણ પોતાનો જ બનેવી–સાવિત્રીનો પતિ હતો! હજીસુધી તો ધનાજી છાવણીમાં પ્રવેશ કરી શકયો જણાતો નહોતો અને જો તે પોતાને મળે તો તેને સમજાવીને પાછા મોકલવાનો વિશ્વાસરાવે વિચાર કર્યો. તે મૂર્ખે ધનના લોભે એ દુષ્ટ કર્મ કરવામાં પ્રવૃત્ત થયો હોવો જોઇએ એમ વિશ્વાસરાવે ધાર્યું અને જો તે ન સમજે તો દ્રવ્યની લાલચે આપીને તેને પાછો કાઢવો એવો પણ વિશ્વાસરાવનો વિચાર હતો. તેને પકડીને બંદીખાનામાં નાંખવામાં કાંઇ મુશ્કેલી નહોતી પરન્તુ એ માર્ગ લેવો પડે એ પોતાની સગાઇના બંધનથી વિશ્વાસરાવને વાજબી લાગ્યું નહિ. પોતાના સ્વામીને શિરેથી અરિષ્ટ ટળે અને પોતાના બનેવીને માથે આફત આવે નહિ એ રીતે ઉભયનું હિત કરવા માટે વિશ્વાસરાવે ધનાજીને સમજાવીને પાછો કાઢવાનું પગલું યોગ્ય ધાર્યું.

પરન્તુ મનુષ્ય પ્રાણીની સઘળી ધારણાઓને અનુકૂળ રહીને ઇશ્વર વર્તતો નથી. ધનાજી અને તેનો ભાઇ કૃષ્ણજી બન્ને થોડાએક દિવસ પહેલાં છાવણીમાં મરાઠા સિપાઇઓ તરીકે દાખલ થઇ ચૂકયા હતા. તેઓ પોતાની ધારણા મુજબ ગુપચુપ છાવણીમાં દાખલ થઇને પોતાનું કામ કરી પાછા જવા માંગતા હતા, પરન્તુ એ કાર્યમાં તેઓ ફાવી શકયા નહોતા કારણકે છાવણીમાં અજાણ્યો ન પેસી શકે તેનો બહુ સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. છેવટે સૈનિકો તરીકે દાખલ થયા વિનો છાવણીમાં પેસી શકાય તેવું નહિ લાગવાથી તેઓએ એક સરદારને સમજાવીને, આજીજી કરીને અને કાંઇ કાંઇ બ્હાનાં બતાવીને પોતાની સૈનિક તરીકે નીમણુક કરાવી. “ અમે બન્ને ભાઇઓ જગતમાં કેવળ નિરાશ બની ગએલા છીએ અને હવે અમે લડીને પ્રાણ આપવાની અને એ રીતે દેશસેવા બજાવવાની ઇચ્છા રાખીએ છીએ,” એમ કહી પોતાના શૌર્ય તથા દેશભક્તિનું બ્હાનું બતાવી તેઓ પોતાની ધારણામાં ફાવી શકયા હતા. આ વાત વિશ્વાસરાવના જાણવામાં આવી નહોતી, નહિતો એ ચતુર યુવકને સહજ વહેમ ઉત્પન્ન થયા વિના રહેત નહિ. જ્યોતિર્મયી દ્વારા સાવિત્રીનો સંદેશો મળ્યા પછી તેને એ માટે ચિંતા થવા લાગી અને ધનાજી લશ્કરમાં પેસી શકયો છે કે કેમ તેની તજવીજ બીજે દિવસે સવારથી કરવાનો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. એ જ વિચારમાં નિમગ્ન બનેલા ચિત્તે તે પોતાના તંબૂમાં આવી પહોંચ્યો, પરન્તુ મગજ ઉપર ચિન્તાનો જે બોજો પડયો હતો તેને લીધે તેને નિદ્રા આવી નહિ. મધરાતે એક વાર ફરીને તે ઉઠયો અને ચીમણાજીના તંબૂની આસપાસ પ્રદક્ષિણા ફરી આવ્યો. ફરી એક વાર

આસપાસમાં જોઇ આવીને ચીમણાજીના તંબૂમાં તે દાખલ થયો. અત્યારે મધરાતનો સમય થઇ ગયો હતો અને સર્વત્ર શાંતિ વિસ્તરી રહી હતી. કોઇ વાર પહેરેગીરોના હોકારા સંભળાતા અથવા કોઇની ધીમી વાતચીત શ્રવણગોચર થતી. ચીમણાજીના તંબૂની બહાર પહેરેગીરો સાવધ ઊભેલા હતા. ચીમણાજીના તંબૂના દ્વારમાં પેસીને તેણે આસપાસ નજર કરી. તેના સૂવાના તંબૂમાં રોજ રાત્રે ત્રણ દીવા બળતા એ વિશ્વાસરાવ જાણતો હતો, પરન્તુ આજે માત્ર એક જ દીવો બળતો હતો તેથી તેને કાંઇક શંકા ઉત્પન્ન થઇ. 'કદાચ પવનને લીધે દીવા હોલવાઇ ગયા હશે' એમ માનીને તેણે પોતાની જ મેળે એ શંકાનું સમાધાન કરી વળ્યું. તુરત જ તે દીવીઓ તરફ ચાલ્યો અને હોલવાઇ ગએલા દીવા પુનઃ સળગાવવાને બળતા દીવા પાસે આવીને ઊભો. એ જ ક્ષણે તેની નજર તંબૂના ખૂણા તરફ ગઇ. એ ખૂણાના તંબૂના કપડામાં એક મોટો કાપ પડેલો તેણે જોયો અને તેને સંદેહ ઉત્પન્ન થયો. તંબૂનું કપડું એમ કેવી રીતે ચીરાઇ ગયું હશે તે જાણવાની જિજ્ઞાસાથી તે ખૂણા તરફ તે ચાલ્યો તો ત્યાં આગળ છુપાઇ બેઠેલી કોઇ આકૃતિ તેના જોવામાં આવી! એ આકૃતિએ અંધકારમાં ભળી જાય તેવાં વસ્ત્રો પહેરેલાં હતાં પરન્તુ વિશ્વાસરાવ પોતાના હમેશના પરિચયથી જાણી શક્યો કે ત્યાં કોઇ છુપાએલું છે. તુરત જ તે બોલ્યો: "કોણ છે એ?"

એ પ્રશ્નના જવાબમાં જ વિશ્વાસરાવ સામે અંધકારમાં ચળકતી તલવાર ઉંચકાઇ. વિશ્વાસરાવ કાંઇ અસાવધ નહોતો. તે જરા પાછો હઠ્યો અને તંબૂમાં પેસી ગયો. તુરત જ પોતાની તલવાર મ્યાનમાંથી કાઢીને તંબુને એક બીજો કાપ મૂકી જોરથી તલવારનો ઘા કર્યો. એ ઘા થતાંની સાથે જ ભયાનક ચીસ પાડતો ધનાજી ભોંયે પડ્યો! વિશ્વાસરાવની તલવારે ધનાજીને ખભા આગળથી આરપાર ભેદી નાંખ્યો હતો!

એ ચીસ પડતાંની સાથે જ પહેરેગીરો ધાઇ આવ્યા અને ચીમણાજી પણ બિછાનામાંથી સફાળો જાગી ઉઠ્યો. દીવાને જરા નજીક લાવવામાં આવ્યો અને તપાસ કરવામાં આવી તો માલૂમ પડ્યું કે થોડા દિવસ ઉપર રાખવામાં આવેલા નવા સૈનિકને વિશ્વાસરાવે મારી નાંખ્યો હતો. આ સઘળી તપાસ થતી હતી ત્યારે વિશ્વાસરાવ જરા આઘો ઊભો રહીને થર થર કંપતો અને રડતો હતો! વધારે તપાસના પરિણામમાં જણાયું કે ત્યાં આગળ જ એક બીજું મુડદું પણ પડ્યું હતું! વિશ્વાસરાવના ખુલાસા વિના શો બનાવ બન્યો હતો તે જાણવાને કોઇ પણ સમર્થ નહોતું. ચી-

મણાજીએ વિશ્વાસરાવની પાસે જઈને પૂછ્યું: "વિશ્વાસરાવ! આ બન્ને સૈનિકોને તેં મારી નાંખ્યા?"

"એકને તો મેં માર્યો છે, મહારાજ! પરન્તુ બીજાને નથી માર્યો; હું ધારૂં છું કે તેણે આત્મઘાત કર્યો હશે."

"આ અનર્થ ભૂલથી તારે હાથે થઈ ગયો છે કે તું રડે છે?" ચીમણાજીએ પ્રશ્ન કર્યો અને ઉત્તરને માટે તે વિશ્વાસરાવના મ્હોં સામે તાકી રહ્યો.

"ના; જાણીને જ બલકે ઓળખીને જ એ માણસનો મેં ઘાત કર્યો છે. આપનું ખૂન કરવાના ઇરાદાથી એ બન્ને નવા સૈનિકો તંબૂને ચીરીને પ્રવેશ કરી ચૂક્યા હતા અને વખતસર આવી પહોંચી તેમાંના એકનો ઘાત કરી મેં મારા સ્વામીની સેવા કરી છે." વિશ્વાસરાવે રડતાં રડતાં જવાબ આપ્યો.

ચીમણાજી ચમકી ઉઠ્યો. વિશ્વાસરાવની સાવધાનતાને તે અંતરથી વખાણવા લાગ્યો, પરન્તુ એવું કાર્ય બજાવ્યા પછી તે શામાટે રડતો હશે તેનું કારણ ચીમણાજી સમજી શક્યો નહિ. તેણે પૂછ્યું: "વિશ્વાસરાવ! તો તેં કરેલું કાર્ય અનર્થકારક નથી, પણ વાજબી જ છે; પછી તું રડે છે શામાટે?"

"મહારાજ! મેં મારી ફરજ બજાવી છે, પરન્તુ તે જ સાથે મેં મારી વ્હાલી અને એકની એક બ્હેનનું સૌભાગ્ય પણ હરી લીધું છે! મારા રડવાનું એટલું જ કારણ છે કે મારે હાથે મેં મારી બ્હેનને વિધવા બનાવી છે!"

"ઓહો!" આશ્ચર્યથી સ્તબ્ધ થઇ જતાં ચીમણાજી બોલ્યો: "શું તારા બનેવીનો તારે હાથે ઘાત થઇ ગયો? બહુ ખોટું થયું! એને આવી દુર્બુદ્ધિ ક્યાંથી સૂઝી? શું એટલા માટે જ તે નવા સૈનિક તરીકે સેનામાં દાખલ થયો હશે?"

"હા, મહારાજ! આપણા વિરોધીઓએ સુદામ એ કામ કરવા માટે જ તેને મોકલ્યો હતો એવી વાત મેં સાંભળી છે." વિશ્વાસરાવે જવાબ આપ્યો.

"હશે, વિશ્વાસરાવ! હવે શોક કરવો છોડી દે! અંધારામાં અજાણતાં તારા હાથે એ અપરાધ થઇ ગયો છે અને ઇશ્વર તને તે માટે ક્ષમા આપશે. સાળાને હાથે જ બનેવીનું ખૂન એ મોટો અનર્થ તો ખરો જ!"

"મહારાજ! અજાણતાં નહિ, પણ જાણી જોઇને જ મેં એ કાર્ય કર્યું છે! હું અગાઉથી જાણતો હતો કે એ દુષ્ટ કાર્યને માટે મારો બનેવી

અને તેનો ભાઇ આવનાર છે અને જો તે મને મળે તો તેમને સમજાવીને પાછા કાઢવાનો મારો ઇરાદો હતો; પરન્તુ સંયોગો એવા હતા કે તેને મારાથી સમજાવવા માટે વખત ગાળી શકાય નહિ, અને તેથી તે મારો બનેવી છે એમ જાણતાં છતાં મારી ફરજને માટે મારે આ કાર્ય કરવું પડયું છે, મહારાજ! ભગિનીનું અહિત મારે જ હાથે થયું એવું સ્મરણ થતાં મારૂં ધૈર્ય રહેતું નથી! એ બ્હેન મને અવશ્ય શ્રાપ આપશે અને ઇશ્વરને ત્યાં હું અપરાધી કહેવાઇશ!"

આ ખુલાસો સાંભળતાં સૌ સ્તબ્ધ બની ગયા. વિશ્વાસરાવે જાણી જોઇને માત્ર પોતાના સ્વામીના બચાવ માટે બનેવીનો ઘાત કરી નાંખ્યો એ તેની અડગ સ્વામીસેવાને માટે સૌ તેની પ્રશંસા કરવા લાગ્યા. ચીમણાજી તો વિશ્વાસરાવે પોતા ઉપર કરેલા ઉપકારનો બદલો કેવી રીતે વાળવો તે સમજી શકયો જ નહિ. કૃતજ્ઞતાપૂર્વક તે બોલ્યો: "વિશ્વાસરાવ! સાચા સ્વામીસેવક! તારી એકનિષ્ઠાને લાખો ધન્યવાદ ઘટે છે! પોતાની ફરજનું ખરેખરૂં ભાન તારામાં છે એ તેં આ વખતે બતાવી આપ્યું છે. મારા બચાવને માટે–માત્ર તારી ફરજ બજાવવાને માટે તેં તારા આપ્તજનનું અહિત કરવાની પણ હીંમત ભીડી છે–જાણી જોઇને એ કાર્ય તેં કર્યું છે–તેનો બદલો આ ચીમણાજી વાળી શકનાર નથી! પણ વિશ્વાસરાવ! જો તું અગાઉથી જાણતો હતો કે તારો બનેવી પોતે આ દુષ્ટ કાર્ય કરવાને આવનાર છે, તો પછી એ વાત તેં મને કેમ જણાવી નહિ?"

"મહારાજ! માત્ર એક ઘટિકા પહેલાં જ મને ખબર મળી અને ત્યારથી મારૂં ચિત્ત વિશેષ ચંચળ થવાથી આપની સંભાળ વધારે સાવધાનતાથી રાખવાની ઇચ્છાથી હું અહીં આવ્યો અને આ બનાવ માત્ર એક ક્ષણમાં બન્યો! જો હું બે ચાર ક્ષણ મોડો આવ્યો હોત, તો શુંનું શું થઇ જાત તે હું કહી શકતો નથી!

"એ ખબર તને કોણે આપી?"

"આજે સંદેશો લાવનાર દૂત જોત્યાજીની સાથે એ ગુપ્ત સંદેશો ખુદ મારી બ્હેને જ મોકલ્યો હતો અને માત્ર થોડા જ વખત પહેલાં જોત્યાજીએ મને એ સંદેશો કહ્યો."

"અહા!" ચીમણાજી આશ્ચર્યથી આંખો વિકસાવતો બોલ્યો: "શું ખુદ તારી બ્હેને જ એ સંદેશો કહાવ્યો હતો? ઓ મહારાષ્ટ્રીય સન્નારી! તારી રાજનિષ્ઠાને ધન્ય છે. તારા સ્વામીનું અહિત થવાની ભીતિની પણ તેં દરકાર ન કરી એથી વિશેષ આત્મભોગ બીજો શો હોઇ શકે? વિશ્વાસરાવ! તેં અને તારી બ્હેને આજે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે." ચીમણાજીની

આંખમાં આંસુ આવી ગયાં અને તે બોલ્યો: "પરન્તુ મારા ઉપર ઉપકાર કરનારનું જ તે કાર્યથી અહિત થયું છે ! અહા ! જ્યારે તારી બહેન જાણશે કે તેણે મોકલાવેલા સંદેશાને લીધે જ તેને વૈધવ્ય પ્રાપ્ત થયું છે, ત્યારે તેને કેટલું દુઃખ થશે ? ખરેખર, આ અપરાધ મેં પોતે જ કર્યો લેખાય ! પ્રભુ ! મને તેની ક્ષમા આપ !"

વિશ્વાસરાવ બોલ્યો: "મહારાજ ! અપરાધ આપનો નથી–માત્ર મારી બહેનના ભાગ્યનો જ છે કે આવા ઓછી બુદ્ધિના પતિની સાથે તેનું પાનું પડયું ! માટે આપ વ્યર્થ શોક ન કરો."

એટલામાં તો બીજા સરદારો પણ ત્યાં એકત્ર થઇ ગયા અને સૌ વિશ્વાસરાવને ધૈર્ય આપી ચીમણાજીના મનનું સાંત્વન કરવા લાગ્યા. બન્ને મૃતદેહનાં કપડાં તપાસવામાં આવ્યાં તો તેમાંથી હથિયારો વિના બીજું કશું મળી શકયું નહિ. ખૂનીના ભાઇએ આપઘાત કર્યો એ જાણીને ઘણાને આશ્ચર્ય થયુ, પરન્તુ એ આશ્ચર્યનું નિરસન કરતાં વિશ્વાસરાવે જણાવ્યું કે: "એ છોકરો મૂળથી જ શાન્ત સ્વભાવનો અને સદ્વિચારનો હતો પરન્તુ મોટા ભાઇના દબાણને લીધે તેને આ કામમાં મદદગાર તરીકે સાથે આવવાની ફરજ પડી હતી. વસ્તુતઃ તે રાજદ્રોહી નહોતો, છતાં રાજદ્રોહનું કાર્ય તેને માથે લેવું પડયું હતું, તોપણ અંતસમયે તેણે પોતાના કાર્યદ્વારા પોતાની રાજભક્તિ જ વ્યક્ત કરી છે ! એ નિર્દોષનો આત્મઘાત પણ મોટા દુઃખનો વિષય છે."

સૌ કોઇ કન્હુજીની રાજભક્તિની પ્રશંસા કરવા લાગ્યા. થોડી વારે બન્ને મુડદાંને ત્યાંથી ઉપાડીને સ્મશાનમાં લઇ જવામાં આવ્યાં અને ત્યાં તેમનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ધનાજી અને કન્હુજી નવા સૈનિકો તરીકે દાખલ થઇને આ કાર્ય કરી શકયા હતા, તેથી હવે પછી નવા સૈનિકોને દાખલ કરતાં પહેલાં બહુ સંભાળથી કામ લેવાનો ચીમણાજીએ હુકમ ફરમાવ્યો અને જ્યાંસુધી પૂરી ઓળખાણ ન મળે ત્યાંસુધી તેવા નવા સૈનિકોને છાવણીમાં છૂટથી હરવા ફરવા દેવા નહિ એવી આજ્ઞા કરી. ધનાજીના મરણથી મરાઠા છાવણીને એ નવો બોધ મળ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### મસલત.

થોડા દિવસમાં દુર્જનસિંહ લશ્કર સાથે વસઇ પહોંચી ગયો અને ચીમણાજીને મળ્યો. લશ્કરની મોટી ખુવારી વેઠીને નિર્બળ થઇ જવાથી

ચીમણાજીને આ નવા લશ્કરનું આગમન ઉત્સાહ અને આનંદમાં વૃદ્ધિ કરનારૂં થઇ પડ્યું. દુર્જનસિંહ હર્ષભેર ચીમણાજીને મળ્યો અને ચીમણાજીએ ઉમંગથી તેનો સત્કાર કર્યો. માર્ગમાં લશ્કરના આરોગ્ય સંબંધી હકીકત તથા સતારાના કુશળ વર્તમાન પૂછીને ચીમણાજીએ નવા લશ્કરની સંખ્યા, ગોઠવણ તથા તે વિષે બીજી કેટલીક વિગત પૂછી. દુર્જનસિંહે તેના યોગ્ય ઉત્તરો વાળ્યા અને રાત્રિએ સઘળા સરદારોની મંડળી એકઠી કરવાનું નક્કી કર્યું.

વસઇના કિલ્લા ઉપર કરેલા હુમલા કેવી રીતે નિષ્ફળ જાય છે, તોપોના મોર્ચા કેવી રીતે ગોઠવ્યા છે, કિલ્લાની મજબૂતી અને શત્રુનું બળ કેવું છે એ વિષે કશી ઉંડી માહિતી દુર્જનસિંહને હતી નહિ. કેટલીક ઉપલક વિગત તેણે જાણી હતી પરન્તુ તે ઉપરથી હલ્લો કરવાની ગોઠવણ સંબંધે તે કશો વિચાર કરી શક્યો ન હતો. રાત્રિએ મસલત ચલાવવા માટે મંડળી એકત્ર થાય તે વખતે પોતે સૌની સાથે મળીને યોગ્ય સલાહ આપી શકે તે માટે તેણે એક સરદાર પાસેથી સઘળી માહિતી મેળવવા માંડી. શત્રુની બળવાન તોપો અને તેમના ઉંચા મોરચાની ગોઠવણ, કિલ્લાની મજબતી અને કિલ્લામાં પડતાં ગાબડાં પુનઃ સમારી નાંખવાની તેમની ચપળતા, વગેરે સંબંધી માહિતી તેણે દુર્જનસિંહને પૂરી પાડી. કિલ્લો બહુ મજબૂત છે અને શત્રુ પોતાના બળવડે મરાઠી લશ્કરને કિલ્લાની દિવાલો સુધી પહોંચવા દેતો નથી એ મુખ્ય તારતમ્ય એ વાતચીતમાંથી નીકળ્યું અને શું કરવું જોઇએ તે વિષે દુર્જનસિંહ વિચારમાં પડ્યો.

જોતજોતાંમાં રાત્રિ પડી. ચીમણાજીના નિવાસના તંબૂમાં સઘળા સરદારો મળ્યા. કોઇ નકામો કે અજાણ્યો માણસ એ મસલતમાં પેસી જઇ શકે નહિ તે માટે તંબૂની આસપાસ પહેરેગીરોની ગોઠવણ કરી. મસલત ચલાવવાનું શરૂ થાય તે પહેલાં વિશ્વાસરાવે પોતાના હાથમાં દીવો લઇને એક વાર સૌનાં મ્હોં તપાસી વાળ્યાં—એવા હેતુથી કે શત્રુનો કોઈ માણસ ભૂલથાપ આપીને અંદર દાખલ થઇ ગયો હોય નહિ. જ્યારે તેની ખાત્રી થઇ કે કોઇ પણ અજાણ્યો માણસ નથી, ત્યારે તેણે ચીમણાજીને કહ્યું: "મહારાજ! સૌ કોઇ એકત્ર થઇ ચૂક્યા છે."

ચીમણાજીએ શરૂઆત કરી અને દુર્જનસિંહને સંબોધીને કહ્યું: "ઠાકોર! તમે અમારા મેમાન થયા છો, તે સાથે તમે મરાઠી રાજ્યના એકનિષ્ઠ સેવક પણ છો એ અમે સમજીએ છીએ. વસઇનો એક કિલ્લો હાથ કરવાને આજ હું ત્રણ-ત્રણ મહિનાથી મથું છું અને સેંકડો માણસોનો ભોગ આપી ચૂક્યો છું, પરન્તુ જરાએ જશ મળ્યો નથી. આટલા

બધા માણસોને ભોગે માત્ર એક જ અગત્યનું કાર્ય અમે કરી શક્યા છીએ અને તે કાર્ય શત્રુના મુખ્ય સેનાનાયકનું મરણ માત્ર છે; પરન્તુ તેથી શત્રુ નિર્બળ બની ગયો છે એમ કહી શકાય નહિ. શત્રુનાં સાધનો, તેનો તોપોનો મારો, કિલ્લાની મજબૂતી વગેરે વિષે કદાચ તમે નહિ જાણતા હો."

દુર્જનસિંહ વચમાં બોલ્યોઃ "ના, હું જાણું છું, અહીં આવ્યા પછી એક સરદાર પાસેથી મેં કેટલીક માહિતી મેળવી લીધી છે—જો કે તે વિષેનો જાતિ અનુભવ તો મને નથી જ."

"ઘણું સારૂં. હવે આ બળવાન્ શત્રુને કેવી રીતે જેર કરવો તેનો અમને મોટો વિચાર પડ્યો છે. શત્રુનાં આવજાનાં સઘળાં સાધનો અમે બંધ કર્યા છે એટલે કિલ્લાની બહારથી લશ્કરની, દારૂગોળાની કે ખોરાકીની કશી મદદ તેને મળે તેમ નથી, તોપણ તેની પાસે તેનો પૂરતો જથો ભરેલો હોય એમ લાગે છે. ખોરાકી ખૂટે તો તે નિર્બળ બને ખરો, પરંતુ તે ક્યારે ખૂટશે એ આપણે જાણતા નથી અને જો વર્ષાદની ઋતુ બેસી જશે તો પછી ખુલ્લા મેદાનમાં આપણું લશ્કર હેરાન થઇ જશે અને ઘેરો ટકી શકશે નહિ. એટલા માટે ખોરાકીની તંગીથી હારીને શત્રુ આપણને નમતો આવે એટલો વખત રાહ જોઇને બેસી રહેવાના સંયોગોમાં અત્યારે આપણે મેલાએલા નથી."

"હું સમજી ગયો. કિલ્લો તોડવો અને શત્રુને આપણી સાથે ખુલ્લા મેદાનમાં લડવાની ફરજ પાડવી એ જ મુખ્ય માર્ગ હવે આપણે માટે રહ્યો છે, એ જ આપના કથનનું તાત્પર્ય છે, એમ જ ને?"

"હા, એમજ; અને તે સાથે એટલું પણ લક્ષમાં રાખવાનું છે કે કિલ્લો તોડવા માટે આપણી પાસે જે સાધનો છે તેના કરતાં વધારે બળવાન્ સાધનો આપણને કિલ્લાથી દૂર રાખવા માટે શત્રુની પાસે છે."

મલ્હારરાવ હોળકર બોલ્યોઃ "આપણે બળવડે શત્રુને પહોંચી શકીએ એમ નથી, માટે કશી કળ શોધી કાઢવી જોઇએ, અને એ કળ એવી હોવી જોઇએ કે આપણે જ્યાંસુધી કિલ્લો તોડીએ નહિ, ત્યાંસુધી શત્રુ આપણી યુક્તિને જાણી શકે નહિ."

ચીમણાજી બોલ્યોઃ "એવી યુક્તિ તો સુરંગો ખોદાવ્યા વિના બીજી કશી નથી અને છેવટે એ જ ઉપાય કામે લગાડવાનું મેં લાંબા વખત અગાઉ નક્કી કર્યું છે. એ છેવટનો ઉપાય છે અને વધારે મહેનતવાળો પણ છે, કારણકે આપણે કિલ્લાથી બહુ દૂર પડેલા છીએ, એટલે સુરંગ ખોદી તૈયાર કરવાનું કામ દુષ્કર છે."

ખંડૂજી માણકર બોલ્યો: "દુષ્કર કાર્ય છે તો શી ફીકર છે? જો એક વાર નિશ્ચય કર્યો તો પછી તે પાર પાડવાનું જ; આપની આજ્ઞા થાય એટલી વાર."

"સરદારો! એ વાત ખરી છે. એ ઉપાય છેવટનો જ છે અને તે હાથ ધરવાનો પણ છે; પરન્તુ ધ્યાનમાં રાખજો કે તેમાં આપણે ફાવીશું નહિ, તો મને તોપને મ્હોંએ બાંધીને તેને આગ લગાડી મારૂં માથું કિલ્લાની અંદર પહોંચતું થયા વિના મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે નહિ અને એ કામ તમારે પોતાને જ કરવાનું છે!" ચીમણાજીએ ઉશ્કેરાઇ જતાં કહ્યું.

ખંડૂજી બોલ્યો: "મહારાજ! જે નિશ્ચય આપનો છે એ જ નિશ્ચય અમારો પણ છે! આપ જ્યાં જશો ત્યાં અમે આવીશું અને વસઇનો કિલ્લો સર કર્યા વિના પાછા નહિ ફરવાની અમે પણ પ્રતિજ્ઞા લીધી છે."

દુર્જનસિંહ આસ્તેથી બોલ્યો: "પ્રભુ સૌની પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરાવશે; પરન્તુ એક વિચારવા જેવી વાત મને સૂજી આવી છે. સુરંગો તૈયાર કરવાનો જેવી રીતે તમે નિશ્ચય કર્યો છે, તેવી રીતે મેં પણ નિશ્ચય કર્યો છે, કારણકે એ સિવાય હવે બીજો માર્ગ રહ્યો નથી; પરન્તુ સુરંગો કયે માર્ગે લઈ જવી અને તે કયાં આગળ જ ફૂટવી જોઇએ તેની ગોઠવણ બહુ જ વિચારપૂર્વક કરવાની છે. કિલ્લાની જે બાજુ વધારે નબળી હોય તે બાજુએ જ સુરંગ ખોદી જવી જોઇએ અને તેમ કરવાથી જ કિલ્લો તૂટવાનો વધારે સંભવ છે. કિલ્લો જ્યાં આગળ વધારે મજબૂત હોય અથવા જ્યાં આગળ શત્રુએ સમાર કામની વધારે સારી ગોઠવણ રાખી હોય ત્યાં આગળ આપણી સુરંગ ફૂટે તો તેનું પરિણામ કદાચ કશું ન આવે અથવા તો થોડું આવે અને એ રીતે કિલ્લો તોડવાનો આપણો ઇરાદો પાર પડે નહિ. માટે સૌથી પહેલાં આપણે એટલુ જાણવું જોઇએ કે કિલ્લાની નબળી બાજુ કઇ છે."

માણકરે કહ્યું: "કિલ્લામાં આપણાં માણસો ગુપ્ત રીતે પેસીને તપાસ કરે તે વિના તો આપણે કિલ્લાની અંદરની સ્થિતિ કેવી રીતે સમજી શકીએ?"

દુર્જનસિંહ બોલ્યો: "મારા કહેવાનું તાત્પર્ય એ જ છે કે આપણા માણસોએ અંદર ગુપ્ત રીતે પેસીને કિલ્લા સંબંધે સઘળી બાતમી આપણને પૂરી પાડવી જોઇએ, અને તેમ થાય તો આપણી સુરંગો પૂરી રીતે સફળ થાય. જે છેવટનો ઉપાય જ હવે કામે લગાડવાનો છે તે આપણે એટલી સંપૂર્ણ તૈયારીઓ સાથે કામે લગાડવો જોઇએ કે જેથી તે અફળ જાય નહિ."

ચીમણાજી બોલ્યો: "દુર્જનસિંહજીની સલાહ ખરી છે અને મને પણ એ જ વાજબી લાગે છે કે આપણી સુરંગો પુરતી અસર કરનારી થઇ પડે તે માટે પૂરતી તજવીજથી કામ લેવું જોઇએ. કિલ્લાની સ્થિતિની ખબર આપણને પહેલી મળે તો જ સુરંગો તૈયાર કરવા માટેના સ્થળની પસંદગી કરી શકાય. હવે કિલ્લામાં ગુપ્ત રીતે પ્રવેશ કરવાનું કામ કોણ માથે લે છે એ હું જાણવા માંગું છું."

પંદર વીશ જણા "હું" કાર કરતા ઘુંટણભેર ઊભા થયા એટલે ચીમણાજીએ કહ્યું: "એ કામ એવું છે કે જેમાં બળ કરતાં બુદ્ધિની વધારે જરૂર છે. જો શત્રુ જાણી જાય કે એ માણસો આપણા તરફના છે તો માથું જવાનો સોદો છે, માટે જેને પોતાની કળાની પૂરી ખાત્રી હોય તેમણે જ તૈયાર થવું વાજબી છે. વધારામાં એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે કિલ્લાની તપાસ લશ્કરી નજરે કરવામાં આવવી જોઇએ અને શત્રુનાં સાધનો કેવા પ્રકારનાં છે તે આંખની ચંચળતા શત્રુના જાણવામાં આવવા દીધા વિના જોઇ લેવું જોઇએ."

જેઓ કિલ્લામાં ગુપ્તચરનું કામ કરવાને તૈયાર થયા હતા તેઓ સઘળાને પોતાની ચપળતાને માટે વિશ્વાસ હતો પરન્તુ ઘણા માણસોને એ કામ ઉપર નીમવાની ચીમણાજીની ઇચ્છા નહોતી. વિશ્વાસરાવ એ કામ ઘણી સારી રીતે કરે તેમ હતું અને તે તે માટે તૈયાર પણ થયો હતો, પરન્તુ તેને પોતાની પાસેથી દૂર જવા દેવાની ચીમણાજીની ઇચ્છા નહોતી. બીજા નાના સરદારોને પણ એ કામ માટે તેણે નાપસંદ કર્યાં અને છેવટે ત્રણ જણની ઉમેદવારી તેણે કબૂલ રાખી. એ ત્રણ જણ ખંડૂજી માણકર, અંજૂરકર અને દુલભાજી મોરે હતા. તેઓ લશ્કરમાં સરદારની પદવી ઉપર હતા, પરન્તુ હુન્નરકળાના જ્ઞાન સંબંધે તેઓમાં કેટલીક વિશિષ્ટતા હતા. ખંડૂજી તો સર્વ કળાઓમાં પ્રવીણ હતો એટલે તેણે ભરવાડનો વેશ લઇને કિલ્લામાં પેસવાનું પસંદ કર્યું. અંજૂરકર ઉત્તમ કારીગીરી કરનાર સુતાર હતો એટલે તેણે સુતારના વેશમાં રહી તેવું કામ કરવાનું પસંદ કર્યું અને દુલભાજી મોરેએ કંસારાનો વેશ ધારણ કરવાનો નિશ્ચય જણાવ્યો. તેઓ પોતપોતાના કામમાં સારી રીતે પાર પડી શકશે એવો ચીમણાજીને પણ વિશ્વાસ હતો. ત્રણેએ પોતપોતાનાં કામો નક્કી કર્યાં ખરાં, પરન્તુ વટલેલા ખ્રિસ્તીની પેઠે જ વર્તવાનું તેઓએ ઠરાવ્યું હતું કેમકે તેમ કર્યા વિના કિલ્લામાં પ્રવેશ કરવાનું કાર્ય અસંભવિત હતું. કિલ્લાના સઘળા મુખ્ય દરવાજા બંધ હતા અને લોકોની આવજા ઘેરાને લીધે બંધ કરવામાં આવી હતી છતાં દરિ-

યાની ખાડી તરફ એક ગુપ્ત દ્વાર પોર્તુગીઝોએ રાખ્યું હતું અને તે વાત થોડા દિવસ પહેલાં વિશ્વાસરાવના જાણવામાં આવી હતી. એ ગુપ્ત દ્વારનો ઉપયોગ પોર્તુગીઝો કોઇ કોઇ માણસને કિલ્લાની બહાર સંદેશા વહેવાર માટે મોકલવાને જ કરી શકતા હતા. ખોરાકી કે લશ્કરને કિલ્લામાં દાખલ કરવામાં તે દ્વાર ઉપયોગી થાય તેવું નહોતું અને તેથી તે કશા ગુપ્ત કામને માટે જ કામમાં આવતું હતું. એ ગુપ્ત દ્વારમાં થઇને એક એક દિવસને અંતરે ત્રણે સરદારોએ વેશબાદલો કરીને પેસવું અને માહિતી મેળવ્યા પછી સગવડ પ્રમાણે કિલ્લામાંથી નીકળી જવું એવી ગોઠવણ ઠરાવવામાં આવી.

આ કામની ગોઠવણ કરવા કરતાં વધારે મુસ્કેલી તે પાર પાડવામાં સમાએલી હતી. શત્રુનાં માણસોને વહેમ પડે નહિ એવી રીતે વર્તવું અને કિલ્લામાં પ્રવેશ કરવો એ કાર્ય કાંઇ જેવું તેવું નહોતું; પરન્તુ તે માટે જે માણસોની પસંદગી કરવામાં આવી હતી તેઓ એટલા ચતુર હતા કે તેની સફળતા માટે સંશય રહેતો નહોતો. એ ગુપ્ત દ્વારની વાત જાણવામાં આવ્યા પછી તે દ્વાર બંધ કરાવવા માટે કિલ્લાના એ ભાગ ઉપર દબાણ ચલાવવાનું કામ મરાઠી લશ્કર કરી શકે તેવું હતું, પરન્તુ એ જ દ્વારનો ઉપયોગ કિલ્લામાં ગુપ્ત રીતે માણસો મોકલવામાં કરવાનો હોવાથી એ ખબર મળ્યા છતાં ચીમણાજીએ તે માટે કશી હીલચાલ કરી નહિ.

બીજે દિવસે સહવારે અંજૂરકર વેશ બદલાવીને કિલ્લાના ગુપ્ત દ્વાર પાસે ઊભો રહ્યો. કેટલીક વારે દ્વાર ઉઘડ્યું અને એક બ્રાહ્મણ આસ્તેથી કિલ્લાની બહાર નીકળ્યો. તે બ્રાહ્મણ ગુપ્ત દ્વાર પાસે જ એક માણસને જોઇ થોભ્યો અને તેની સામે જોઇ રહ્યો. અંજૂરકર વહેમાયો. ગુપ્ત દ્વારમાં થઇને એક બ્રાહ્મણ કિલ્લાની બહાર નીકળી શકે એ નહિ માનવા જેવી બીના હતી. તેને લાગ્યું કે એ કોઇ વેશધારી બ્રાહ્મણ હોવો જોઇએ. બ્રાહ્મણે પૂછ્યું: "તમે કોણ છો ? અહીં કેમ ઊભા છો ?"

"તમારે પૂછવાની શી જરૂર છે?" અંજૂરકરે સામો રૂઆબ બતાવ્યો. પોતે એ બ્રાહ્મણને વેશધારી નહિ પણ ખરો બ્રાહ્મણ માને છે એમ સમજીને જ તેણે એક પોર્તુગીઝને છાજે તેવો રૂઆબ બતાવ્યો હતો. તે આગળ બોલ્યો: "તમે તમારે સીધે માર્ગે ચાલ્યા જાઓ, નહિતો પસ્તાશો."

બ્રાહ્મણ કશું બોલ્યો નહિ. જો તે ધારત તો પોતાનો રૂઆબ પણ બતાવી શકત, પરન્તુ પોતે એક હિંદુના વેશમાં હોઇ પોતાનો પ્રતાપ અજમાવવા જતાં ઉઘાડા પડી જવાશે એવા ભયથી તેણે માત્ર સહજ પ્રશ્ન

કર્યો: " ભલા માણસ ! એમાં એટલો ગુસ્સો શાને કરો છો ? હું તો સહેજ પુછું છું કે તમે કોણ છો ? "

" હું સુતાર છું અને ગોવે રહું છું; બોલો, તમારે વધારે શું પૂછવું છે ? "

" તમારે કિલ્લાની અંદર જવું છે ? "

" હા, જવું છે; મારા ધર્મભાઇઓને મદદ કરવાને તો હું ઠેઠ ગોવાથી આવું છું; પણ તું હિંદુ હોઇને હું તારો વિશ્વાસ કરી શકતો નથી, માટે સીધો સીધો ચાલ્યો જા, અને મને કશું વધારે પૂછીશ નહિ." અંજૂરકરે પોતાનો ભાગ બરાબર રીતે ભજવ્યો.

" તમારે કિલ્લામાં જવુ હોય તો હું તમને સગવડ કરી આપું. કિલ્લામાં હાલમાં સુતાર લોહારની વધારે જરૂર છે એટલે તમારી મદદ પોર્તુગીઝોને ઉપયોગી થશે ખરી."

" તારા બોલવા ઉપરથી મને વહેમ પડે છે. તું હિંદુ ન હોવો જોઇએ." અંજૂરકરે જણાવ્યું.

વેશધારી બ્રાહ્મણ હસીને બોલ્યો: " શા ઉપરથી સમજી ગયા ? "

" શબ્દો ઉપરથી જ; તમે મારા ધર્મભાઈ લાગો છો. ત્યારે મને કિલ્લામાં પેસવાની સગવડ કરી આપો. " અંજૂરકરે કહ્યું: " ગોવેથી અમે ત્રણ મિત્રો નીકળ્યા હતા; મારા બીજા બે મિત્રોમાં એક કંસારો છે અને બીજો ભરવાડ છે; તેઓ મુંબઇ થઇને અહીં આવવાના છે અને હું પરભાર્યો આવ્યો એટલે વહેલો પાંહેચ્યો. તેમની ઇચ્છા પણ મારી પેઠે પોર્તુગીઝ સરકારને મદદ કરવાની છે."

" વારૂ " એમ કહીને તે બ્રાહ્મણ ઉંડા અંધારામાં પાછો ચાલ્યો ગયો અને થોડી વાર પછી અંજૂરકરને અંદર તેડી ગયો. એક પેહેરેગીરને ભલામણ કરીને તેને કિલ્લાની અંદર જવાની પરવાનગી અપાવી. પછી તે પોતાના કામપર ચાલ્યો ગયો.

અંજૂરકરે પોતાના બીજા બે મિત્રો આવવાની વાત કહી હોવાથી સાણકર અને મોરેને એક પછી એક એ જ દ્વારે થઇને કિલ્લામાં પેસવાની અનુકૂળતા મળી ગઇ. તેઓ ત્રણે દિવસે જૂદે જૂદે ઠેકાણે કામ કરતા અને પોર્તુગીઝ કારીગરોની સાથે પોર્તુગીઝોની પેઠે જ વર્તતા; પરન્તુ રાત્રે એક જ ઠેકાણે મળતા અને કિલ્લાની જૂદી જૂદી બાજુએ તપાસ કરવા નીકળી પડતા. એક અઠવાડીયા સુધી તેઓએ સઘળી બાજુએ કિલ્લાની તપાસ કરી. પોર્તુગીઝો પોતાના લસ્કરની રચના કેવી રીતે કરે છે, તોપોની ગોઠવણ કેવી રીતે કરે છે,

કિલ્લાની મજબૂતી ટકાવી રાખવાને શાં શાં સાધનોનો ઉપયોગ કરે છે એ સઘળું તેઓએ જોઇ લીધું. લશ્કરની ગોઠવણમાં પોર્તુગીઝોની એક ખામી તેઓની નજરમાં આવી ગઇ. આ ખામી એ હતી કે જે દિશાએ મરાઠી સૈન્યનો પડાવ હતો તે જ દિશા તરફ તેઓએ પોતાનાં સાધનોનો પોણો ભાગ ગોઠવ્યો હતો, જ્યારે કિલ્લાની બીજી સઘળી બાજુએ લશ્કર તથા તોપોની છૂટી છવાઇ ગોઠવણ કરી હતી. ત્રણે સરદારોને આ ખામીનો લાભ લેવાનો એકસરખો વિચાર થયો અને તેઓએ માંહોમાંહે મસલત કરીને હવે કિલ્લાની બહાર જવાની તજવીજ કરવા માંડી કિલ્લામાં પ્રવેશ કરવામાં જે કાંઇ હરકત પડી હતી તે કરતાં બહાર નીકળવામાં તેઓને ઓછી મહેનત પડી કારણકે તે વખતે ગુપ્ત દ્વારનો ઉપયોગ કરવાની તેમને જરૂર જણાઇ નહિ. દરિયાની બાજુએ આવેલા કિલ્લાપર લશ્કરનો બંદોબસ્ત બરાબર નહોતો, ત્યાં આગળ રાત્રે દોરડાંની મદદથી તેઓ કિલ્લાની દિવાલો ઉતરીને બહાર ચાલ્યા ગયા. ઘણા દિવસથી મરાઠી સૈન્યે કિલ્લાપર હલ્લો નહિ કર્યો હોવાથી પોર્તુગીઝ લશ્કરમાં બહુ ચપળતા જોવામાં આવતી નહોતી, એથી પણ કિલ્લાની અંદરથી છટકી જવામાં તેઓને કશી હરકત વેઠવી પડી નહિ. જ્યારે તેઓ ત્રણે સહીસલામત રીતે મરાઠી છાવણીમાં આવી પહોંચ્યા ત્યારે સરદારોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાઇ રહ્યો.

---

## પ્રકરણ ૩૦ મું.

### સુરંગ.

મરાઠી સૈન્યના ત્રણે ગુપ્તચરો કિલ્લાનો ભેદ સમજી લઇને પાછા ફર્યા તે જ રાત્રે પુનઃ સરદારોને ચીમણાજીના તંબૂમાં એકત્ર કરવામાં આવ્યા. ચીમણાજીએ અંજૂરકરને સઘળો વૃત્તાંત કહેવાનું ફરમાવ્યું એટલે તેણે કહેવા માંડ્યું: "મહારાજ ! પોર્તુગીઝોનું બળ તેઓની યુદ્ધકુશળતાથી આપણને ઘણું મોટું લાગે છે પરન્તુ વસ્તુતઃ તેઓની સ્થિતિ તેથી વિરૂદ્ધ જ છે. કેપ્ટન સીલ્વીરાના મરણ પછી લશ્કરમાં બહુ અસંતોષ વ્યાપી ગયો છે અને એ અસંતોષનું મુખ્ય કારણ ખોરાકીની તંગી છે. ખોરાકીની તંગીથી તેઓ બહુ અકળાઇ ગએલા છે. કેપ્ટન સીલ્વીરા જીવતો હતો, ત્યારે તો તેણે કેપ્ટન પરેરાને ગમે તેમ સમજાવીને પણ લશ્કરને ખોરાક સારા પ્રમાણમાં અપાવ્યો હતો, પરન્તુ તેનું મરણ થયા પછી પરેરાને સેનાનાયકનું

શાએ જાય, કે જ્યાં હાલમાં શત્રુએ મોટું લશ્કરી બળ ગોઠવ્યું છે. નબળી જગ્યાએ બે સુરંગો ખોદાવવી અને મજબૂત જગ્યાએ ત્રણ સુરંગો ખોદાવવી. દરેક સુરંગ ખોદાવવાના કામ ઉપર એક એક મુખ્ય સરદારની નીમણુક પણ કરવી કે જેથી ધારેલી જગ્યાએ અને ધાર્યા પ્રમાણે એ સુરંગો ફૂટી શકે."

આણકર બોલ્યો: "આ રચનાનો હેતુ હજી મારા સમજવામાં આવતો નથી."

દુર્જનસિંહ બોલ્યો: "સાંભળો. પાંચે સુરંગો તૈયાર થયા પછી નબળી જગ્યાએ ખોદાવેલી બે સુરંગો પહેલી ફોડવી અને તે બાજુએ કિલ્લો તૂટશે, પણ કદાચ નહિ તૂટે તોપણ તેની અસર શત્રુ ઉપર સારી થશે. તે તુરત જ પોતાનું બળ એ સુરંગોની દિશા તરફ બદલાવશે અને આપણે પણ એવો દેખાવ કરવો કે જાણે તે સુરંગોની દિશાએ કૂચ કરવાને આપણું લશ્કર તૈયાર થઇને રહ્યું છે. પછી જ્યારે શત્રુની મજબૂત દિશા લશ્કરના ફેરફારથી નબળી થએલી જણાય ત્યારે ત્યાં આગળની ત્રણે સુરંગો ફોડવી અને તેથી આપણે કિલ્લાની અંદર પ્રવેશ કરવામાં સફળતા મેળવી શકીશું."

ચીમણાજી બોલ્યો: "શત્રુને ભૂલથાપ ખવાડવાની એ રીત મને પણ ઠીક લાગે છે."

બીજા સરદારોએ પણ દુર્જનસિંહની યોજનાને સંમતિ આપી. કોઇને તેથી ઇર્ષ્યા પણ ઉત્પન્ન થઇ પરન્તુ ચીમણાજીનો અભિપ્રાય જાહેર થયા પછી તે વિષે જૂદો અભિપ્રાય આપવાની કોઇ હિંમત ભીડી શકે તેમ નહોતું.

* * * * *

એ નિશ્ચય થયાને એક અઠવાડીઉં વીતી ગયું. એટલા વખતમાં ચીમણાજીએ દુર્જનસિંહની યોજના પ્રમાણે પાંચ સુરંગો ખોદાવી હતી. દરેક સુરંગ એક એક મુખ્ય સરદારની દેખરેખ હેઠળ તૈયાર કરાવી હતી અને શત્રુને તે વિષે કિંચિત માત્ર વહેમ આવવા દીધો નહોતો. સુરંગનું મુખ્ય દ્વાર એવી જગ્યાએ રાખવામાં આવ્યું હતું કે શત્રુ તે જોઇ કે કલ્પી પણ શકે નહિ. શત્રુનો બાતમીદાર છાવણીમાં પેસીને સુરંગની વાતથી માહિતગાર થઇ જાય નહિ તે માટે વિશ્વાસરાવે સાવધાનીથી કામ લીધું હતું.

સઘળી તૈયારીઓ થઇ ચૂક્યા પછી હલ્લો લઇ જવાનો દિવસ નક્કી કરવામાં આવ્યો. લશ્કરના બે વિભાગો પાડવામાં આવ્યા જેમાંના એક

વિભાગને હલ્લો લઇ જવાને તૈયાર રાખવામાં આવ્યો અને બીજા ભાગને છાવણીમાં જ ગુપ્ત રીતે તૈયાર રાખવામાં આવ્યો. મરાઠી છાવણીની તૈયારી પોર્તુગીઝોના જાણવામાં આવી ગઇ અને તેઓએ પણ હલ્લાનો સામો જવાબ વાળવાને તૈયારીઓ કરી રાખી.

એવી ગોઠવણ ઠરાવવામાં આવી હતી કે મરાઠી છાવણીમાંથી તોપનો અવાજ સાંભળવામાં આવે તે જ ક્ષણે કિલ્લાની નબળી બાજુએ ગોઠવેલી બે સુરંગોને આગ લગાડવી અને તે જ ક્ષણે મરાઠી સૈન્યના પહેલા ભાગે તે તરફ ધસી જવું. શત્રુ એ તરફ પોતાનું લશ્કર લઇ જાય અને બીજી બાજુ જરા નબળી દેખાય કે તુરત જ તે તરફની સુરંગ સળગાવવી અને મરાઠી સૈન્યના ગુપ્ત રહેલા બીજા ભાગે ઉતાવળે તે તરફ ધસી જવું. પહેલા જ હલ્લાનું અગ્રપદ ચીમણાજીએ લીધું. શત્રુ પોતાની હીલચાલ જાણી ગયો છે એમ ચીમણાજીના સમજવામાં આવ્યું, પરન્તુ સુરંગ ખોદવાની વાત શત્રુથી અજાણી હોવાનો તેને વિશ્વાસ હતો. ઠરાવ્યા પ્રમાણે દિવસ ઉગતાં જ ચીમણાજીએ નિશાની દાખલ તોપનો અવાજ કરાવ્યો. તત્ક્ષણ સૌ સાવધાન થઇને ઊભા.

તોપનો અવાજ થયો અને બીજી જ ક્ષણે સુરંગની જગ્યાએથી ધુમાડાનું વાદળું દેખાયું અને ચીમણાજીએ પોતાની સેના સાથે તે તરફ કૂચ કરી. તોપોના ગોળા ઉપરા ઉપરી છૂટવા લાગ્યા. સૈન્ય સાથે જરા દૂર જતાં કિલ્લા ઉપરનું ધુમાડાનું વાદળું વિખરાઇ જતું જણાયું અને કિલ્લો જરા પણ ઇજા થયા વિનાનો અડગ માલૂમ પડ્યો. કિલ્લો તૂટેલો નહિ જોવાથી ચીમણાજી આગળ વધતો અટક્યો. તુરત જ બીજી સુરંગ ફૂટી અને મોટો અવાજ થયો પરન્તુ કિલ્લાને તેથી જરા પણ અસર થઇ નહિ. બન્ને સુરંગો નકામી ગઇ! શત્રુ સુરંગનો ભેદ જાણી ગયો અને થોડી વારમાં સુરંગ ફૂટી હતી તે જ દિશાએથી ગોળા, ગોળીઓ અને પત્થરનો સખ્ત મારો આવવા લાગ્યો. એ બાજુની સુરંગો નિષ્ફળ જતાં ચીમણાજીને કિલ્લા તરફ ધસી જવામાં હવે સહીસલામતી લાગી નહિ; તે પાછો ફર્યો અને છાવણીમાં આવી દુર્જનસિંહને જણાવ્યું: "ઠાકોર! બન્ને સુરંગો નિષ્ફળ ગઇ! એકનો તો અવાજ પણ થયો નહિ અને બીજીએ કિલ્લાને અસર કરી નહિ."

"ફીકર નહિ, આપણને જે જોઇતું હતું તે જ થયું છે." દુર્જનસિંહે જણાવ્યું.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### ભગવો ઝુંડો.

પહેલી બે સુરંગો નિષ્ફળ જવાથી દુર્જનસિંહની યોજનાનો મુખ્ય હેતુ નિષ્ફળ જાય તેમ નહોતું. તેનો હેતુ એવો હતો કે શત્રુના લશ્કરી બળને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવાની શત્રુને જરૂર પડે એમ કરવું, અને એ હેતુ બે સુરંગો નિષ્ફળ જવાથી પણ સરી ગયો. એક પછી એક એ પ્રમાણે બે સુરંગો એક જ સ્થળે ફૂટવાથી અને એ બાજુએ જ કિલ્લો જરા નબળો અને ઓછા લશ્કરી બળવાળો હોવાથી કેપ્ટન પરેરાએ પોતાના લશ્કરનો અર્ધ ભાગ તે બાજુએ મોકલી દીધો અને તોપો તથા બંદૂકોનો સખ્ત મારો ચલાવ્યો. શત્રુના બળના મધ્ય બિંદુમાં તફાવત થયો એ તુરત જ ચીમણાજી અને દુર્જનસિંહના ધ્યાનમાં આવી ગયું.

મધ્યાહ્ન થયો. મરાઠી લશ્કર ભોજનાદિથી ઉતાવળે નિવૃત્ત થઇ ગયું. બીજી બાજુની સુરંગો ફોડવાની નિશાનીરૂપે મરાઠી છાવણીમાં તોપનો અવાજ થયો અને તુરત જ માત્ર એ ક્ષણમાં સુરંગનો કંપાવી નાંખે તેવો ભયાનક અવાજ થયો. કિલ્લાના પત્થર ભૂકેભૂકા થઇને ચારે બાજુએ ઉડી પડયા. એ પત્થરના ટુકડાઓ અનેક પોર્તુગીઝ સૈનિકોને તોપોના ગોળા જેવા લાગ્યા અને તેઓના પ્રાણહારક થઇ પડયા. સુરંગનો અવાજ થયો કે તુરત જ ચીમણાજી અને દુર્જનસિંહ પોતાના લશ્કરો સાથે તે તરફ ધાયા. જોતજોતામાં તેઓ કિલ્લાની પાસે પહોંચી ગયા. સુરંગે અનેક પોર્તુગીઝ સૈનિકોનો નાશ કર્યો હતો, છતાં કેટલુંક સૈન્ય કિલ્લાની અંદર લડવાને સજ્જ થઇને ઊભું હતું. તેઓના મ્હોં ઉપર ગભરાટ જણાતો હતો છતાં ક્રોધની રેષાઓ પણ સ્પષ્ટ જણાતી હતી. તેઓની બંદૂકોના મારાની દરકાર નહિ કરતાં મરાઠી સૈનિકો આગળ વધ્યા અને હાથમાં બંદૂકો તથા ભાલા સાથે સુરંગોએ કરી આપેલા માર્ગમાં થઇને પ્રવેશ કરવા લાગ્યા. શત્રુના લશ્કરનો કેટલોક ભાગ બીજી બાજુએ હોવાથી તુરતમાં તે ત્યાં પહોંચી શકે તેમ નહોતું.

પરન્તુ તત્કાળ એક મોટો અનર્થ થયો. બીજી સુરંગો ફૂટી નહોતી એનું સૌ કોઇને વિસ્મરણ થઇ ગયું હતું, અને મરાઠી સૈન્ય કિલ્લાની દિવાલોના કેટલાક ભાગ ઉપર ચડી ચૂક્યું હતું. કેટલુંક સૈન્ય અંદર પ્રવેશ કરવાના માર્ગ ઉપર હતું એવામાં અકસ્માત્ બીજી સુરંગ ફૂટી ! સેંકડો મરાઠી

સૈનિકો હવામાં ઉડી પડ્યા ! તેઓ કિલ્લાની નીચે ઊભેલા સૈનિકોપર પડતાં તેઓ પણ મૂઆ અને ઘાયલ થયા ! જેઓ ગભરાટથી અર્ધમૃત હાલતમાં જીવતા હતા તેઓ ઉપર પોર્તુગીઝ સૈનિકોએ બંદૂકોનો મારો ચલાવ્યો અને તેમને ગતપ્રાણ કર્યા ! આ અકસ્માતથી ચીમણાજી અને દુર્જનસિંહ પણ ગભરાઇ ગયા. કિલ્લાનો મોટો ભાગ તૂટ્યો પરન્તુ તેથી સૈન્યની જે હાનિ થઇ હતી અને શત્રુએ જે ભયાનક મારો ચલાવ્યો હતો તેથી આગળ વધવાનું અશક્ય થઇ પડ્યું. દુર્જનસિંહે જોયું કે ખરે વખતે હલ્લો નિષ્ફળ જવાની અણી ઉપર આવી રહેલો છે, અને જો સૈન્ય પાછું હઠશે તો ફરીથી કિલ્લા ઉપર આટલી હદ સુધી વિજય મેળવવો અશક્ય છે. શું કરવું અને શું ન કરવું તેના વિચારમાં માત્ર એક બે ક્ષણો જ ગઇ હતી, એટલામાં તો એકાએક ત્રીજી સુરંગ ફૂટી. એ સુરંગ સેંટ સેબાસ્ટિયનના બૂરજ હેઠળ ખોદવામાં આવી હતી અને મલ્હારરાવ હોળકરની દેખરેખ હેઠળ તે તૈયાર કરવામાં આવી હતી. એ સુરંગ ફૂટતાં જ લગભગ અર્ધો બૂરજ નીચે ધસી પડ્યો અને અંદર પેસવાનો માર્ગ ખુલ્લો થયો. શત્રુનું લશ્કર એ બાજુએ ધસી જઇ શકે તે પહેલાં તો દુર્જનસિંહે પોતાના લશ્કરને તે તરફ દોર્યું અને ત્યાં થઇને કિલ્લામાં પેસવાની લશ્કરને આજ્ઞા કરી. બીજી સુરંગ એકાએક ફૂટવાથી જે અનર્થ થયો હતો તેથી સૈન્યનો મોટો ભાગ ત્રાસી ગયો હતો, એટલે આ માર્ગે આગળ વધવામાં પણ સૈન્ય કાંઇક ભય પામવા લાગ્યું. દુર્જનસિંહે હાક મારીને જણાવ્યું કે, “હવે ત્યાં સુરંગ ફૂટવાનો ભય નથી, માટે યાહોમ આગળ વધો.” આટલું જણાવતાં છતાં સૈન્યમાં પૂરતી સ્ફૂર્તિ આવેલી જણાઇ નહિ. આ જોઇને દુર્જનસિંહના શૂરા દસોંદીને એકદમ શૂર છુટ્યું. તે પોતાના હાથમાં મરાઠી સૈન્યના નિશાન ભગવા ઝુંડાને હાથમાં પકડીને કિલ્લામાં દોડ્યો અને સૈન્ય પણ તેની પાછળ પાછળ આગળ વધ્યું. પોર્તુગીઝો તે તરફ ધસી આવતા જ હતા, તેઓએ પહેલી જ તકે ઝુંડાવાળા દસોંદીને પકડ્યો અને તેનું માથું છટકાવી નાંખ્યું.* પરન્તુ તુરત જ બન્ને પક્ષો વચ્ચે ખૂનખાર યુદ્ધ જામ્યું. પોર્તુ-

* દંતકથામાં આ પ્રસંગને અતિશયોક્તિભર્યા સ્વરૂપમાં ચિતર્યો છે. દુર્જનસિંહે વસઇના ઘેરામાં ભાગ લીધો હતો એ લિપે તેમાં એવું જણાવ્યું છે કે દુર્જનસિંહે ફક્ત પોતાના ૧૫૦ ઘોડેસ્વારો વડે જ વસઇ સર કરવાના ઇરાદાથી પેશવાએ લશ્કરની મદદ આપવા માંડી તે સ્વીકારી નહિ. વસઈ ઉપર ચઢાઇ લઇ જવાનું જોશી પાસે મુહૂર્ત જોવડાવ્યું જેમાં જોશીએ કહ્યું કે તમારો જય થશે પણ પહેલો હલ્લો રાજાએ જ કરવો પડશે અને તેમાં રાજાનું મરણ થશે. વસઇ

ગીઝોએ તે સ્થળે માટીની ટોપલીઓને એક દિવાલના આકારમાં ગોઠવી ત્યાં આગળ તોપોને ઘસડી લાવી મારો ચલાવવા માંડ્યો, પણ ચીમણાજીનું સૈન્ય ત્યાં આગળ જ જમા થઇ ગયું અને શત્રુના સૈન્યને પાછું હઠાવી કિલ્લામાં પ્રવેશ કર્યો. પોર્તુગીઝ સૈનિકો મરાઠી સૈન્યનું પ્રબળ જોઇને પોતાનાં હથિયારો સોંપી દઇ શરણ થવા લાગ્યા. કિલ્લાપરની તોપોના મોરચા સુરંગોથી મોટો ભાગમાં નાશ પામી ગયા હતા અને બાકી રહેલી તોપો પણ હવે તો ચૂપ બની ગઇ હતી. દુર્જનસિંહના દસોંદીનું તો મરણ થયું, પરન્તુ જે ઝુંડો પકડીને તેણે સૌથી પહેલો કિલ્લામાં પ્રવેશ કર્યો હતો તે જ ઝુંડો થોડી વારના યુદ્ધ પછી વસઇના કિલ્લા ઉપર ફરકવા લાગ્યો! વસઇનો કિલ્લો સર થયો—જીતાયો. ચીમણાજી અને બાજીરાવનો લાંબા વખતનો ઇપ્સિતાર્થ સફળ થયો. દુર્જનસિંહની ગોઠવણ સફળ થઇ અને ગુજરાતનું ગૌરવ દીપી નીકળ્યું. બ્રહ્મેન્દ્ર સ્વામીની આજ્ઞાનું યથેષ્ટ પરિપાલન પણ થયું!



* તરફ કૂચ કરતાં તેઓને રસ્તામાં એક વાણીઓ મળ્યો, જે ફીરંગીઓના ત્રાસથી કંટાળીને પેશવા પાસે અરજ કરવા આવતો હતો. એવું કહેવાય છે કે એ વાણીયાની ખૂબસુરત સ્ત્રીને ફીરંગીઓ લઇ ગયા હતા તે પાછી આપતા નહોતા અને માંગતો ત્યારે જુલમ ગુજારતા હતા. એ વાણીઆ સાથે વાતચીત કરતાં તેણે કહ્યું કે "પેશવાનાં માણસો વારંવાર હુમલો કરવા આવે છે પણ રસ્તાની બીનમાહિતગારીને લીધે પાછાં જાય છે; માટે ચાલો હું તમને રસ્તો બતાવું. વળી હમણાં લાગ પણ સારો છે, કેમકે ફીરંગીઓનો દારૂગોળો ખૂટવાથી તેઓ પોતાને દેશ (પોર્તુગાલ) લેવા ગયા છે. કિલ્લામાં માત્ર ૪૦–૫૦ માણસ છે, સહેજમાં જીતી શકાશે; પણ યાદ રાખજો કે કિલ્લાના દરવાજા સવારમાં ખૂલે છે અને કાલે સવારે ભરતીના પાણી આવવાનાં નથી. (કિલ્લાની આસપાસ ખાડી ખોદાવેલી તેમાં ભરતીનાં પાણી ભરાઇ જતાં તેથી અટકાવ થતો) માટે એકદમ ધસારો કરી ચઢી જજો." આ વાત યાદ રાખીને દુર્જનસિંહ ખાડી ઉતરી ગયો અને જોશીની વિદ્યાને માન આપીને પોતાની સાથેના દસોંદીને રાજાનાં કપડાં પહેરાવ્યાં, તથા તેને બનાવટી રાજા ઠરાવી સેનાની આગળ કર્યો, અને પોતે પાછળ રહી એકદમ કિલ્લામાં ધસ્યો. પ્રવેશ કરતાં જ આ બનાવટી રાજા દસોંદીને ફીરંગીનાં છૂપાં રહેલાં માણસોએ કાપી નાંખ્યો. દુર્જનસિંહ તે તરફ ધ્યાન નહિ આપતાં ફીરંગીનાં માણસોને કાપી આગળ વધી કિલ્લા ઉપર ચડી ગયો અને મરાઠાઓનો ભગવો ઝુંડો તથા પોતાનું નિશાન ખડાં કર્યાં. આ દંતકથા મૂળ ઇતિહાસથી વેગળી જાય છે અને તેમાંની કેટલીક વાત અતિશયોક્તિના મોટા મિશ્રણવાળી જણાય છે એટલે માનવાલાયક લાગતી નથી.

## પ્રકરણ ૩૨ સું.

---

### " ડાહ્યો દુશ્મન."

જે વખતે કિલ્લાની એક બાજુએ ઉપરા ઉપરી સુરંગો ફૂટતી હતી અને માણસોનો સંહાર થતો હતો, તે વખતે કિલ્લાની બીજી બાજુએ જૂદો જ પ્રકાર ચાલતો હતો. પ્રજા ભૂખ અને તંગીથી રીબાતી હોવાથી આ લાંબા ઘેરાનું કોઇ પણ પરિણામ તુરતમાં જ આવે એવું ઇચ્છતી હતી. લશ્કરમાં પણ ખોરાકની તંગીથી બેદીલી પ્રસરી ગઇ હતી અને દારૂગોળો નિરર્થક થઇ પડયો હતો. પોર્તુગીઝ કુટુંબો અત્યારસુધી નિશ્ચિંત હતાં પરન્તુ અત્યારે તેઓ ગભરાઈ ગયાં હતાં. સૌથી વધારે ગભરાટ સ્ત્રીવર્ગમાં ફેલાએલો હતો. હિંદુ ગુલામો તરફ પોર્તુગીઝોએ એવું વર્તન ચલાવ્યું હતું કે હવે હિંદુઓ પ્રસંગ ઉલટાઇ જતાં પોર્તુગીઝો સાથે કેવું વર્તન ચલાવશે એ માટે બહુધા ત્રાસ અને ભય પ્રસરેલો જોવામાં આવતો હતો. કોઈ સ્ત્રીઓ પોતાનાં ઘરનાં ભોંયરામાં છુપાઇ રહેવા લાગી હતી, કોઇ દેશી ખ્રિસ્તીના જેવો વેશ પહેરી મરાઠાઓની નજરચૂક કરાવવાનો યત્ન કરતી હતી, તો કોઇ કશો ઉપાય નહિ સૂજવાને લીધે ભયથી થરથરતી દિગ્મૂઢ બેસી રહી હતી. " આ મરાઠા આવ્યા " એ બમ મહેલ્લામાં પડતી, ત્યાં તો સૌનાં કાળજાં ભયથી કમ્પી ઉઠતાં હતાં અને પોતાના નિવાસસ્થાનના ગુપ્તમાં ગુપ્ત ભાગોમાં સંતાઈ જવાની વૃત્તિ સૌ કોઇમાં ઉશ્કેરાતી હતી. વૈરનો પૂરેપૂરો બદલો હવે મરાઠાઓ તરફથી લેવામાં આવશે એવો ભય પ્રત્યેક પોર્તુગીઝ સ્ત્રી પુરૂષના હૃદયમાં વસી ગયો હતો અને તેથી ભય ઘણો દૂર હોવા છતાં પ્રત્યેક ક્ષણે તેમને ભયના ભણકારા વાગતા હતા.

મીસીસ પરેરા પણ આ ક્ષણે ગભરામણમાંથી મુક્ત રહી શકી નહોતી. કેપ્ટન સીલ્વીરાનું મરણ થતાં કેપ્ટન પરેરાએ સેનાનાયકનું પદ સંભાળ્યું હતું અને તે પોતાના કામમાં એટલો ગુંચાઇ ગયો હતો કે કેટલાક દિવસથી તો મીસીસ પરેરાએ પોતાના પતિનું મ્હોં પણ જોયું નહોતું. માણસોનો ભયજનક સંહાર થતો જોઇને મીસીસ પરેરાનું અંતર્ બળતું હતું અને પ્રત્યેક ક્ષણે તેને એવો જ વિચાર થતો કે " શું આ એક કિલ્લા માટે ઇશુ ખ્રિસ્તના પુત્રોનો આવી રીતે નાશ કરવામાં આવે છે ? " આ જ વિચારમાં જ્યારે તે ગુમ બની જતી ત્યારે તેનાં નેત્રોમાંથી આંસુની ધારા શાંત રીતે માત્ર ગળતી અને છેવટે મનનું સમાધાન કરવાને ઇંદિરાને પોતાની પાસે બોલાવીને તેની સાથે કાંઇ કાંઇ વાતચીત કરતી. પરન્તુ

મરાઠાઓએ બરજ તોડયો અને તેઓ કિલ્લાની અંદર પેસવાની અણી ઉપર છે એ વાત સાંભળતાં તેનું ચિત્ત ચંચળ થઇ ગયું. કિલ્લાની અંદર સ્ત્રીજાતિએ રહેવું એ હવે તેને સલામતીભર્યું લાગ્યું નહિ, પણ તે જાય કયાં ? એક બાજુએ લડાઇ ચાલતી હતી અને બીજી બાજુએ કિલ્લાના દરવાજા બંધ હતા. કોઇ પણ રીતે કિલ્લાની બહાર જતાં મરાઠી સેનાથી ઘેરાઇ જવાનો ભય હતો. ભયથી વ્યાકુળ ચિત્તે મીસીસ પરેરા શું કરવું તેવા વિચારમાં હતી એવામાં એક પોર્તુગીઝ સૈનિક ત્યાં દોડતો આવ્યો અને બોલ્યોઃ "મૅડમ સાહેબ ? કેપ્ટન સાહેબે કહેવરાવ્યું છે કે તમે એકદમ કિલ્લો છોડી જાઓ, કારણકે શત્રુ થોડા વખતમાં કિલ્લામાં પેસી ચૂકશે !"

"પરન્તુ કયે માર્ગે થઇને હું કિલ્લાની બહાર ચાલી જઉં અને કિલ્લાની બહાર જઇને પણ હું શું કરૂં ? કયાં જઉં ?"

"તે માટે આપ ચિન્તા ન કરો. આપને માટે સઘળી ગોઠવણ કરી છે. કિલ્લાના ગુપ્ત દ્વારે થઇને આપ એકદમ વહાણમાં બેસી દરિયામાં નાસી જઇ શકશો. આપને સહીસલામત ગોવે પહોંચાડવામાં આવે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે."

"એમ ? ચાલ, ઇંદી ! તું મારી સાથે ચાલ. આ જીવ સિવાય આપણને બીજું કશું જોઇતું નથી, માટે તુરત ચાલ." મીસીસ પરેરા એકદમ ઊભી થઇ ગઇ અને ઇંદિરાનો હાથ પકડીને તેને પોતાની સાથ લીધી. પોર્તુગીઝ સૈનિક તેમની આગળ ચાલ્યો અને બહાર તૈયાર રાખવામાં આવેલી ગાડીમાં તેમને બેસાડીને ગુપ્ત દ્વાર તરફ લઇ ચાલ્યો. માર્ગમાં ઘણાંએ ગભરાયેલાં સ્ત્રીપુરૂષો આમ તેમ દોડતાં જોવામાં આવ્યાં. મીસીસ પરેરાને ચાલી જતી જોઇને કેટલાંક તેની ગાડી પાછળ દોડયાં અને તે જ્યાં જાય ત્યાં પોતે પણ આત્મરક્ષણને અર્થે ચાલ્યા જવું એવો ઇરાદો ધરાવવા લાગ્યા. ગુપ્તદ્વારની નિકટમાં જઇને ગાડી થોભી અને મીસીસ પરેરાએ ઇંદિરા સાથે તેમાં પ્રવેશ કર્યો. બીજાઓ પણ તે દ્વારમાં પેસવાને ધસી જવા લાગ્યા પણ તેમને મારી હઠાવીને તુરત જ દ્વાર બંધ કરી દેવામાં આવ્યું. લોકો નિરાશાથી નિઃશ્વાસ મૂકીને ચાલ્યા જવા લાગ્યા.

રાત્રિ પડવાની તૈયારી હતી. સર્વત્ર આછો આછો અંધકાર ફેલાઇ ગયો હતો. નજીકથી માણસની આકૃતિઓ કળાતી પરન્તુ દૂરથી એ આકૃતિઓ જોવાને નજર નિષ્ફળ નીવડતી હતી. આ વખતે ધીમેથી મીસીસ પરેરા અને ઇંદિરાને લઇને પેલો પોર્તુગીઝ સૈનિક ગુપ્ત દ્વારે થઇને કિલ્લાની બહાર નીકળી પડયો અને પછી ત્રણે જણ દરિયાકિનારા તરફ ચાલ્યાં. ચાલતાં

ચાલતાં પોતાને કોઇ જુએ નહિ અથવા ઓળખે નહિ તે માટે તેઓના ચિત્તમાં મોટી ચિંતા વસી રહી હતી. ગભરાટ અને આશંકાથી પુનઃ પુનઃ આજુબાજુએ નજર કરતાં તેઓ દરિયા તરફ જતાં હતાં. સહીસલામત રીતે વહાણમાં બેસીને રવાના થઇ જવાની એકલી ચિંતા જ તેમના મગજમાં ભ્રમણ કરી રહી અને વારંવાર મરાઠાઓ આવી પહોંચ્યાની આશંકા ઉત્પન્ન કરતી હતી.

પરન્તુ જે પ્રસંગનો ભય રાખવામાં આવતો હતો, તે જ પ્રસંગ છેવટે નજર આગળ આવીને ઊભો રહ્યો. ત્રણે જણ અગાઉથી તૈયાર રાખવામાં આવેલા વહાણમાં બેસીને કિનારેથી નીકળી ચૂક્યાં ખરાં પરન્તુ થોડો માર્ગ કાપતાં જ દરિયામાં પહેરો રાખવાને ફરતા એક મરાઠી વહાણે એ વહાણને પકડી પાડયું. એ વહાણ શત્રુનું જ છે એવી ખાત્રી થતાં અને તેની અંદર ફીરંગીઓ છે એવી વિશેષ ખાત્રી થતાં તેઓએ વહાણપર હલ્લો કર્યો. પોર્તુગીઝ સૈનિક પોતાના મુખ્ય સરદારની સ્ત્રીનું આવું અપમાન થતું જોવાનું સહન કરી શકયો નહિ અને હાથમાં બંદૂક પકડીને સામો થયો પરન્તુ એ એકલો માણસ મરાઠાઓના દસ–બાર માણસોને પહોંચી શકે તેમ નહોતું જ. માત્ર બે જ ક્ષણમાં તે મરાઠાઓને હાથે ઘાયલ થયો અને ત્રીજી ક્ષણે તેને દરિયામાં ફેંકી દેવામાં આવ્યો! મીસીસ પરેરા ભયથી કમ્પી ઉઠી. આ ચાંચીયા જેવા મરાઠાઓ પોતા ઉપર શો અત્યાચાર કરશે અને હવે પોતાનું કેવી રીતે રક્ષણ કરવું તે તેને સૂજ્યું નહિ. ઇંદિરા પણ ભયથી ત્રસ્ત થઇને એક ખૂણામાં ચુપચુપ બેસી રહી હતી. મરાઠાઓ વહાણ ઉપર ચઢીને અંદર પેઠા, પરન્તુ તે જ ક્ષણે વહાણની અંદર એક સુસ્વરૂપ ફીરંગી સ્ત્રીને જોતાં જ ચોભ્યા! તેનું તેજ જોઇને તેઓ તેને જોકે હાથ લગાડી શકયા નહિ, પરન્તુ તે સ્ત્રી પોતાના હાથનો શિકાર થઇ છે એ તો તેઓ સમજી ગયા. તેઓ કાંઇક વિશેષ આનંદમાં આવ્યા અને માંહોમાંહે કાંઇ વાતચીત કરવા લાગ્યા. એક જણ બોલ્યો: "આવો શિકાર તો પહેલવહેલો જ આપણા હાથમાં આવ્યો છે, હવે આપણે આને શું કરીશું?"

બીજાએ પોતાનો વિચાર જણાવ્યો: "એ વિચાર કિનારે ગયા પછી કરીશું; આમ ભરદરિયે ઊભા રહેવું એ ઠીક નથી; માટે વહાણ હંકારો."

વહાણ કિનારા તરફ પાછું હાંકવામાં આવ્યું. માર્ગમાં સઘળાઓ જૂદા જૂદા વિચાર દર્શાવવા લાગ્યા. કોઇનો વિચાર મીસીસ પરેરા પ્રત્યે દુષ્ટ વર્તન ચલાવવાનો પણ હતો અને એવી મતલબની વાતચીત જ્યારે ઇંદિરા સાંભળતી તથા તેનો આશય મીસીસ પરેરાને કહેતી ત્યારે તેની આંખમાંથી

આંસુની ધારા વહી નીકળતી હતી. પરન્તુ વહાણ કિનારે પહોંચતાં તેઓ વચ્ચે એવો નિશ્ચય થયો કે "એ ફીરંગી સ્ત્રી મહારાજા ચીમણાજી અપ્પાને ભેટ કરી દેવી."

આ નિશ્ચય સાંભળીને પણ મીસીસ પરેરાનો શોકાવેગ દૂર થયો નહિ. ઇંદિરાએ તેને આશ્વાસન આપતાં કહ્યું: "બાઇસાહેબ! ચીમણાજી મહારાજ મરાઠી સૈન્યનાં મુખ્ય સરદાર છે અને તે કાંઈ આ ચાંચીઆઓ જેવા દુષ્ટ નહિ હોય, માટે શોક ન કરો. આપણને ચીમણાજી પાસે લઈ જવામાં આવે તેમાં જ આપણું હિત છે."

પરન્તુ આ આશ્વાસનના શબ્દોથી મીસીસ પરેરાનું મન શાન્ત થયું નહિ. તેને તો પોતાના ભાવી અનિષ્ટનીજ આશંકા–રહ્યા કરતી હતી. હિંદુઓને ફીરંગીઓએ બહુ પજવ્યા છે અને લડાઇ ચલાવનાર મુખ્ય સરદારની પત્ની હાથમાં આવતાં મરાઠાઓ પોતાના વૈરનો બદલો લીધા વિના નહિજ રહે એવો તેને ભય રહ્યાં કરતો હતો. મરાઠાઓ તરફથી અપકારના બદલામાં ઉપકાર દર્શાવવામાં આવે એવી આશા તે રાખી શકતી નહોતી.

એક પ્રહર રાત્રિ વીતી જતાં વહાણ પાછું કિનારે પહોંચ્યું. મીસીસ પરેરા અને ઇંદિરાને કિનારે ઉતારવામાં આવ્યાં અને ત્યાંથી મરાઠી સૈનિકો તેમને ચીમણાજીની છાવણી તરફ લઇ ચાલ્યા. અત્યારે છાવણી લગભગ શૂન્ય જેવી જણાતી હતી, કારણકે સઘળું લશ્કર કિલ્લામાં પેસી ચૂક્યું હતું અને તેણે કિલ્લાની અંદરનાં જૂદાં જૂદાં સ્થાનો કબજે કરી તે ઉપર પહેરો મૂક્યો હતો. ચીમણાજી પણ પોતાના અંગરક્ષકોની સાથે કિલ્લામાં જ હતો અને કિલ્લા ઉપર સત્તા બેસાડવાની જૂદી જૂદી ગોઠવણ કરતો હતો. પોર્તુગીઝ સૈનિકોએ પોતાનાં હથિયાર મરાઠાઓને આપી દીધાં હતાં અને દારૂગોળો તથા હથિયારોનો ભંડાર તેમને સોંપી દીધો હતો; પરન્તુ હજી કિલ્લા ઉપર મરાઠી સત્તાનો સર્વાંશે સ્વીકાર કરવામાં આવ્યો નહોતો. કેપ્ટન પરેરા ક્યાં ભરાઇ બેઠો છે તેની કોઇને ખબર નહોતી અને તેને કેદ કરવાનો મરાઠાઓએ બહુએ પ્રયત્ન કર્યો પણ તે હાથ લાગ્યો નહિ. છેવટે રાતોરાત તેના રહેવાના મકાનને ઘેરો ઘાલવામાં આવ્યો અને બીજે દિવસે તેની તપાસ કરવાનું ઠરાવવામાં આવ્યું.

મીસીસ પરેરા અને ઇંદિરાને છાવણીમાં રાતોરાત એક તંબૂમાં કેદ રાખવામાં આવી અને સ્હવારે ચીમણાજીની પાસે તેને લેઇ જવી એવું ઠરાવ્યું. પરન્તુ સ્હવાર થતાં જ ચીમણાજી છાવણીમાં આવી પહોંચ્યો અને

વિશ્વાસરાવને મળ્યો. વિશ્વાસરાવે ચીમણાજીને ખબર આપી: " એક ફીરંગી સ્ત્રી અને એક હિંદુ છોકરીને આપણા માણસો પકડી લાવ્યા છે અને તેમને કેદ રાખ્યાં છે. "

ચીમણાજીએ તે બન્નેને પોતાની સમક્ષ બોલાવી લાવવાનું કહ્યું. તુરત જ તેઓને ચીમણાજીની સમક્ષ લાવવામાં આવી અને તેમની સાથે તેમને પકડનારા મરાઠાઓ પણ તંબૂમાં પેઠા. તેઓમાંના એકે પોતાનો શિકાર કેવી રીતે હાથ કર્યો તેનું વર્ણન આપતાં કહ્યું: " મહારાજ ! કાલે રાત્રે આ બન્ને ચોરોને અમે ખાડીમાંથી એક વહાણમાં બેસીને નાસી જતાં પકડયાં છે. તેમની સાથે એક ફીરંગી હતો તે અમારી સામે થયો, પરન્તુ અમે તેને દરિયામાં ફેંકી દઇને આ કેદીઓને હાથ કર્યાં છે અને આપ નામદારને તે ભેટ કરવાને આપની પાસે આવ્યા છીએ. "

ચીમણાજી સ્થિર દૃષ્ટિથી તે સ્ત્રી તરફ જોઇ રહ્યો. મીસીસ પરેરા અત્યારે નીચું જોઇ રહીને અશ્રુ સારતી હતી, અને શત્રુના હાથમાં આવી પડયાની ભીતિને લીધે તેનો ચહેરો ફિક્કો થઇ ગયો હતો. અપ્પાએ પોતાની સ્વાભાવિક ઉદારતાનું દર્શન કરાવતાં કહ્યું: " બાઇ ! આજે જો કે અમે પોર્તુગીઝોના શત્રુ છીએ, તોપણ તેવો સંબંધ તમારી સાથે નથી. અમારૂં વેર સ્ત્રીઓની સાથે નથી. પરસ્ત્રી ગમે તેટલી સ્વરૂપવતી હોય, તોપણ તેના વિષે ખરા મરાઠાના મનમાં કદિ પણ દુર્બુદ્ધિ થવી શકય નથી. વસ્તુતઃ તેને પોતાની પ્રિય ભગિની માનીને તથા તેના સદ્ગુણોથી આકર્ષાઇને તેના મનમાં અભિમાન આવવું જોઇએ. મારા માણસોએ તમને કેદ કરીને મારી પાસે આણ્યાં તેઓએ તમારો તેમ જ મારો અપરાધ કર્યો છે અને તે બદલ તમે ક્ષમા કરશો એવી હું આશા રાખું છું. મનમાં તમે જરા પણ ભીતિ રાખશો નહિ. તમે મારાં ભગિની છો. આ વખતે હું તમારો શત્રુ નથી પરન્તુ તમારો ભાઇ છું એમ જ સમજજો, અને તમને કશી હરકત ન હોય તો તમારી હકીકત મને જણાવો. "

ચીમણાજીના આ ઉદાર શબ્દોથી મીસીસ પરેરા આનંદાશ્ચર્ય પામી ગઇ. આનંદના અતિરેકથી તેનું ગળું બંધ થઇ ગયું હતું એટલે તે કશું બોલી શકી નહિ. તેણે ઇંદિરાને પોતાનો વૃત્તાંત જણાવવા કહ્યું, એટલે ઇંદિરાએ મીસીસ પરેરાની ઓળખાણ આપી અને પોતે ગભરાટથી ગોવા તરફ નાસી જવા માંગતાં હતાં એમ જણાવ્યું.

ચીમણાજી બોલ્યો: " યુદ્ધને અંતે એ પ્રકારનો ગભરાટ વ્યાપી જાય એ સ્વાભાવિક છે, પરન્તુ અમારૂં યુદ્ધ કોઇ પણ ધર્મ પાળતી નિર્દોષ

પ્રજાની સાથે નથી જ. પોર્તુગીઝોના રાજ્યમાં હિંદુઓ સ્વસ્થ રહી શકતા નહોતા, પરન્તુ અમારા રાજ્યમાં તો હિંદુઓના જેટલી જ સ્વસ્થતાથી પોર્તુગીઝો વસઇમાં રહી શકશે. તમે અમારા રાજત્વના પ્રકારને જાણતાં નથી તેથી જ કદાચ નાસવા મંડયાં હશો."

મીસીસ પરેરા લજ્જાપૂર્વક નીચું ઘાલીને સ્મિત કરતાં બોલી: "મહારાજ! તમે માનવી છો કે દેવ છો તે હું સમજી શકતી નથી! શત્રુની સ્ત્રી પોતાના તાબામાં આવતાં તેની સાથે સગા ભાઇની પેડે વર્તનાર ડાહ્યો દુશ્મન મેં હજી સુધી જોયો નથી બલકે સાંભળ્યો પણ નથી. ખરેખર, તમે ખુદાના જ અંશરૂપ છો. અમે અમારા રાજત્વના પ્રકાર ઉપરથી તમારા રાજત્વના પ્રકારનું અનુમાન કરીએ તો હું ધારૂં છું કે તમે અમારા એ અપરાધની ક્ષમા કરશો."

"તમારો એ અપરાધ નથી; માણસ પોતાની આસપાસ જેવું જુએ છે તેવું જ બીજાના સંબંધમાં તે વિચારે છે. તમારા સરખાં બ્હેનને વિદાય કરતાં મારે જે કાંઇ આપવું જોઇએ તે હું આ રણક્ષેત્રનું સ્થળ હોવાથી આપી શકતો નથી, તોપણ મારા તરફની આટલી બક્ષીસ સ્વીકારો." એમ કહી **ચીમણાજીએ** તેને થોડાં વસ્ત્રો અને દાગીના આપ્યાં અને મીસીસ પરેરાએ આનંદ સાથે તેનો સ્વીકાર કર્યો.*

તુરત જ **ચીમણાજીએ** વિશ્વાસરાવને આજ્ઞા કરી કે મીસીસ પરેરાને કિલ્લાની અંદર તેના મકાનમાં સહીસલામત રીતે પહોંચતી કરવી. વિશ્વાસરાવે એક પાલખી મંગાવીને તેની અંદર મીસીસ પરેરાને બેસાડી. જતી વખતે તેણે **ચીમણાજીને** કહ્યું: "મહારાજ! આ હિંદુ છોકરીએ મને બહુ મદદ કરી છે અને તેને મારી પાસેથી દૂર જવા દેવાનું મને મન થતું નથી, તોપણ દરેક માણસને પોતાનો ધર્મ અને પોતાનાં આપ્તજન બહુ પ્રિય હોય છે, એટલા માટે હું આપને વિનતિ કરૂં છું કે એને એના પિતા પાસે પહોંચાડી દેજો અને આપે મને જે બક્ષીસો આપી છે તે તેને મારી પુત્રી લેખીને હું પાછી આપું તો તે માટે મને આપ પરવાનગી આપશો."

---

* આ હકીકત ગ્રાંટ ડફના ઇતિહાસમાં જોવામાં આવતી નથી, પરન્તુ પેશવ્યાંચ્યા બખરીં નામના પુસ્તકમાં આપેલી છે, અને વસઇના ક્રીશ્ચિયન લોકો અત્યારે પણ એવી વાત કહે છે કે ફીરંગી સરદારની સ્ત્રી પોતાના હાથમાં આવ્યા છતાં અપ્પાએ તેને મોટા માન મર્તબા સાથે કિલ્લામાં પાછી મોકલી દીધી હતી.

ચીમણાજીએ આનંદપૂર્વક એ માંગણીનો સ્વીકાર કર્યો અને ઈંદિરાને પોતાની પાસે રાખી. મીસીસ પરેરાને વિશ્વાસરાવે સહીસલામત રીતે કિલ્લામાં પહોંચતી કરી દીધી.

## પ્રકરણ ૩૩ મું.

### વસઈમાં મરાઠી અધિકાર.

"Thus fell a European city in India, as a stately tree, the growth of two centuries, which falls never to flourish again'...... But no one who ever told the tale of Bassein's last days breathed an insinuation against the honour and courage of its Indo-Portuguese defenders.' --*Bombay Quarterly Review- Vol. IV p.p. 71-87.*

પોર્તુગીઝ લશ્કર મરાઠાઓને શરણ થયું, અને કિલ્લામાં સર્વત્ર પેશવાઈની હાક વાગી રહી. દરેકે દરેક મહોલ્લામાં નવા અને જૂના રાજ્યાધિકારની તુલનાવિષયક વાતચીત જ ચાલતી હતી. ઘણા પોર્તુગીઝો આ રાજ્યાધિકારના ફેરફારથી ભય પામીને નાશભાગમાં પડ્યા હતા, પરંતુ તે વસ્તુસ્થિતિ જોઈને ચીમણાજીએ ગામમાં દાંડી પીટાવી કે "કોઈ પણ ખ્રિસ્તી, પારસી કે મુસલમાને અમારાથી ભય પામવો નહિ. અમે સૌ કોઈને તેમના ધર્મ પાળવા દઈશું અને ધર્મ કે જાત નિમિત્તે કશો અત્યાચાર કરીશું નહિ." આ ઢંઢેરાએ મિથ્યા ત્રાસને મોટા પ્રમાણમાં ઓછો કરી નાખ્યો. હિંદુઓ આનંદમાં આવી ગયા હતા અને જેઓ પોર્તુગીઝોને હવે વેર વાળવાનો ભય બતાવતા હતા, તેઓ ચીમણાજીનો આ ઢંઢેરો સાંભળીને ચૂપ થઈ ગયા, તેમ જ તે પ્રકારની ઉદારતાની પ્રશંસા કરવા લાગ્યા.

હજી પોર્તુગીઝ અધિકારીઓએ મરાઠાઓ સાથે રીતસર સુલેહ કરી નહોતી, એટલે ચીમણાજી સંપૂર્ણ રીતે શાંત થયો નહોતો. કદાચ પોર્તુગીઝ સરદારો હલ્લો કરવાના બીજા કોઈ વિતરણમાં હોય એવી આશંકા તેના ચિત્તમાં ઉત્પન્ન થઈ હતી, જોકે ખરી રીતે પોર્તુગીઝો પાસે હવે તેવા કશા સંયોગો રહી શક્યા નહોતા. કેપ્ટન પરેરા અને બીજા કેટલાક સરદારો ગુમ થઈ ગયા હતા તેઓ હાથ આવ્યા નહોતા અને તેથી ચીમણાજીએ સાવધ રહીને હજીસુધી પોતાનું લશ્કર સજ્જ રાખ્યું હતું.

ગુમ થએલા પોર્તુગીઝ સરદારો અને કેપ્ટન પરેરા પોતાના મકાનના એક ગુપ્ત ભોંયરામાં ભરાઈ રહીને હવે શું કરવું તે વિષે મસલત ચલાવતા હતા.

પરેરાનો વિચાર એવો હતો કે અત્યારે તો કિલ્લો ખાલી કરી નાંખવો, પરન્તુ પાછળથી ગોવેથી લશ્કરી મદદ લાવીને કિલ્લા ઉપર હલ્લો કરવો. કેટલાક સરદારો આ અભિપ્રાય સાથે સંમત થયા હતા અને બે–ચાર જણાઓ જેઓ મરાઠાઓની ખંત તથા બળને પિછાણી ચૂક્યા હતા તેઓ મરાઠાઓ સાથે રીતસરની સુલેહ કરી કિલ્લો સોંપી દેવાનો વિચાર ધરાવતા હતા. મહત્વાકાંક્ષી કેપ્ટન પરેરાને આ અભિપ્રાય પસંદ નહોતો, તેથી તેઓ વચ્ચેની મસલત લંબાણમાં પડી હતી. મકાનની બહાર મરાઠા સૈનિકોનો પહેરો હતો એ તેઓ સારી પેઠે જાણતા હતા, એટલે કોઇ પણ પ્રકારના નિશ્ચય વિના મકાનમાંથી બહાર નીકળી શકાય તેવું રહ્યું નહોતું. હજી તો તેઓ વચ્ચે ચર્ચા ચાલતી જ હતી એવામાં મીસીસ પરેરાએ મકાનમાં પગ મેલ્યો. મકાનમાં બેઠેલો ફીરંગી નોકર તેને જોઇને આશ્ચર્ય પામી ગયો. તેણે ભોંયરા તરફ આંગળી કરી એટલે તુરત જ તે અંદર પેઠી અને પોતાના સ્વામીને અશ્રુ સમેત ભેટી પડી.

કેપ્ટન પરેરા પોતાની સ્ત્રીને પાછી ફરેલી જોઇને આશ્ચર્ય પામી ગયો. શો પ્રકાર બન્યો હતો તે તે જાણતો નહોતો એટલે તેને કિંચિત્ ભય પેદા થયો. મીસીસ પરેરાએ તે ભયને દૂર કરતાં કહ્યું: "વ્હાલા ! જો કે આપણો કિલ્લો હવે દુશ્મનને તાબે થયો છે, પરંતુ ભય પામવાનું કારણ નથી કારણકે એ દુશ્મન ડાહ્યો છે." એમ કહીને તેણે પોતાના વીતકની વાર્તા સવિસ્તર કહી જે સાંભળીને કેપ્ટન પરેરા તથા પોર્તુગીઝ સરદારો આશ્ચર્ય પામી ગયા અને એક બીજાના મ્હોં સામે જોવા લાગ્યા. છેવટે મીસીસ પરેરાએ કહ્યું: "વ્હાલા ! જે આપણો દુશ્મન છે અને જેને મારી નાંખવાને આપણે પ્રયત્ન કરીએ છીએ તે તો આટલો ઉદાર મનનો અને દયાળુ છે. મારી આટલી જીંદગીમાં મનુષ્યત્વનો ખરો ગુણ તો મેં માત્ર તેનામાં જ જોયો છે ! એવા મહાન્ પુરુષની સાથે યુદ્ધ કરવામાં તમને કદાપિ વિજય મળવાનો નથી, માટે તેની સાથે તમે સુલેહ કરો તેમાં જ આપણું હિત સમાએલું છે."

ચીમણાજીએ મીસીસ પરેરા સાથે ચલાવેલા ઉદાર વર્તનથી કેપ્ટન પરેરા જાણે કે કૃતજ્ઞતાના ભાર નીચે દબાઇ ગયો હોય તેવો બની ગયો. ચીમણાજીનું તેજ તેની આંખોની આસપાસ ફરી વળતું હોય તેવો તેને ભાસ થવા લાગ્યો. પોતાની સ્ત્રીની સલામતી માટે તે ખુદાનો આભાર માનવા લાગ્યો. તે જ વખતે તેના વિચારો પરિવર્તન પામી ગયા. વસઇને માટે મરાઠાઓ સાથે પુનઃ યુદ્ધ આદરવામાં તેને નિષ્ફળતા દેખાવા લાગી.

મીસીસ પરેરાના છેલ્લા શબ્દો હજી તેના કાનમાં જ ગણગણાટ કરી રહ્યા હતા: "એવા મહાન્ પુરૂષની સાથે યુદ્ધ કરવામાં તમને કદાપિ વિજય મળવાનો નથી" અને એ જ શબ્દો હવે તેને વાસ્તવિક જણાવા લાગ્યા. તેને એવો જ વિચાર થયો કે હવે બીજી બધી ખટપટ મૂકી દઇને પોતાની મેળે ચીમણાજી સમક્ષ હાજર થવું અને તેની સાથે સુલેહની શરતો કરી વાળવી. તેને વિશ્વાસ પેદા થયો કે એ ઉદાર મનનો પુરૂષ સુલેહની માંગણી અવશ્ય કબૂલ રાખશે.

તેણે પોતાનો એ વિચાર બીજા સરદારોને જણાવ્યો. વિચારના આ આકસ્મિક ફેરફારથી તેઓ આશ્ચર્ય પામ્યા નહિ કારણકે મીસીસ પરેરાનો વૃત્તાંત સાંભળીને તેઓમાંના ઘણાખરાના વિચારો પણ હવે બદલાઇ ગયા હતા! કેપ્ટન પરેરાના વિચારને સઘળા સંમત થયા અને સૌ ચીમણાજીની પાસે જવાને ભોંયરામાંથી બહાર નીકળી આવ્યા. તુરત જ મરાઠી સૈનિકો તે સૌને ઘેરી વળ્યા, પરન્તુ કેપ્ટન પરેરાએ ચીમણાજીની સમક્ષ જવાનો પોતાનો ઇરાદો જણાવ્યો એટલે મરાઠી સૈનિકો તેમના ઉપર કશો અત્યાચાર નહિ કરતાં તેમને ચીમણાજીની પાસે લઇ ગયા અત્યારે ચીમણાજી વસઇની પોર્તુગીઝ સરકારનાં બંધ મકાનો, કચેરીઓ, ખજાનો વગેરે ખોલીને તેમને કબજે કરવાના કામમાં રોકાયો હતો. કેપ્ટન પરેરા અને તેની સાથે બીજા પોર્તુગીઝ સરદારોને પોતાની પાસે આવતા જોઇને તે આનંદ પામ્યો. મકાનો ખોલવા માટે જે ભાંગતોડ કરવાનું કામ તેણે શરૂ કરાવ્યું હતું તે તુરત અટકાવી દીધું-અને કેપ્ટન પરેરા તથા બીજા સરદારોને પોતાની પાસે આસન આપી બેસાડ્યા. કોઇ પણ પોર્તુગીઝને કશું હથિયાર રાખવા દેવામાં આવ્યું નહોતું એટલે સર્વત્ર શાંતિ અને મૌન ઉત્સુકતા જ જોવામાં આવતી હતી.

ચીમણાજીએ જ વાતની શરૂઆત કરતાં કહ્યું: "કેપ્ટન! જો કે છેવટે અમે અમારી મુરાદ હાંસલ કરી છે, તોપણ તમારી યુદ્ધકળાની હું પ્રશંસા કરૂં છું."

કેપ્ટન પરેરા વાતચીતની શરૂઆતમાં કાંઇક ગળગળો દેખાયો. જે સ્થળે ઘણાં વર્ષોથી પોર્તુગીઝો આબાદ થયા હતા, જે સ્થળે અનેક પોર્તુગીઝ સરદારો, સૈનિકો, નાવિકો અને પાદરીઓ વસીને હિંદમાંની પોર્તુગીઝ ઉન્નતિમાં હિસ્સો આપી ગયા હતા, એટલું જ નહિ પણ જે સ્થળે નામાંકિત પોર્તુગીઝ વીરો તથા ધર્મગુરૂઓનાં હાડકાં દટાયાં હતાં અને તે ઉપર સ્મરણસ્થંભો ઊભા હતા, તે સ્થળ એકદમ મરાઠાઓને સોંપી દેતાં-તે

સ્થળ ઉપર ભગવો ઝુંડો આરોપિત થતો જોતાં કેપ્ટન પરેરાનું ધૈર્ય ટકી શક્યું નહિ! જેમના પૂર્વજોએ "કેપ ઓફ ગુડ હોપ"ને માર્ગે થઇને હિંદુસ્તાનની શોધ કરી આખા યુરોપને માટે વેપાર ખેડવાનું તથા સંસ્થાનો સ્થાપવાનું ક્ષેત્ર ઉઘાડી આપ્યું હતું અને જેમના આગલા અધિકારીઓએ ઝામોરીનના તેમ જ હિંદનાં બીજાં દેશી લશ્કરોને પાછાં હઠાવી પોતાના શૌર્યવીર્યની કીર્તિ ગજાવી હતી, તેઓના જ વંશજો અને અનુગામીઓને પોતાની સેંકડો વર્ષોની સત્તા છોડીને ચાલ્યા જવાનો સમય આવતાં કેમ દુઃખ ઉત્પન્ન ન થાય? હિંદમાંના પોર્તુગીઝ કીર્તિસૂર્યનાં કિરણો વસઇના પતનથી એકાએક ઝાંખા જ થઇ ગયાં હતાં. કેપ્ટન પરેરાને પાછલી વાતો એક પછી એક મગજમાં આવવા લાગી અને પૂર્વજોએ સંપાદન કરેલી કીર્તિનું સ્મરણ થવા લાગ્યું. ભૂત અને વર્તમાન અવસ્થાઓની તુલના અત્યંત દુઃખજનક થઇ પડી. છતાં જે કાર્ય માટે તે આવ્યો હતો તે કાર્ય પૂરૂં કર્યા વિના તેનો છૂટકો જ નહોતો. ગળગળે સાદે તે બોલ્યો: "મહારાજ! અમારી યુદ્ધકળા ગમે તેવી હોય તોપણ હવે અમારે માથે સુલેહ કરવાની જ ફરજ આવી પડી છે. અલબત્ત, એ સુલેહ અમે એક એવા શત્રુ સાથે કરવા માંગીએ છીએ કે જેણે હિંદમાંની પોર્તુગીઝ સત્તાનું નાક કાપી લીધું અને છેલ્લા બે સૈકાથી તેણે મેળવેલી કીર્તિને ઝાંખી બનાવી દીધી છે, તથાપિ અમે મોટી નિરાશાની વચ્ચે જે એક સંતોષનું કારણ જોઇએ છીએ તે એ છે કે જે શત્રુને અમે આ કિલ્લો સોંપીએ છીએ તે ઘણો ચતુર, વિનયી, સદ્ગુણી અને ન્યાયપરાયણ છે."

"હું ઇચ્છું છું કે પ્રભુ તમારા એ સંતોષને ચિરંજીવી બનાવો. હવે જો તમે સુલેહ કરવા આવ્યા છો તો પછી આ સઘળાં મકાનો ખોલવાને અમોને ભાંગતોડ ન કરવી પડે માટે તે તમારી મેળે જ ખુલ્લાં કરી આપો."

"તેમ જ થશે, પરન્તુ તે પહેલાં સુલેહની શરતો નક્કી થવી જોઇએ. કિલ્લો તો અમે તમને સોંપી દેવા જ માંગીએ છીએ."

"તે સાથે કશી જંગમ મિલકત પણ તમને મળી શકશે નહિ, કારણકે કિલ્લાને માટે મારૂં લશ્કર ત્રણ માસ સુધી હેરાન થયું છે અને જાનમાલનું મોટું નુકસાન મારે વેઠવું પડ્યું છે." ચીમણાજીએ પોતાની મુખ્ય શરત પણ સૌથી પહેલાં આગળ કરી.

સુલેહની શરતોને લગતી વાતચીત મોટા લંબાણમાં પડી. અનેક પ્રકારના વાદવિવાદ અને હોંસાતોંસીનું દર્શન પણ થયું. કેટલાક મરાઠા સર-

હારો પોર્તુગીઝો સાથે બહુ ઉદારતાથી વર્તવા માંગતા નહોતા એટલે માંહોમાંહે પણ કેટલોક વિવાદ ચાલ્યો; પરન્તુ સાંજ પડતાં પહેલાં ચીમણાજી અને દુર્જનસિંહે કાંઇક મોટું મન રાખીને કેપ્ટન પરેરાની સાથે સઘળી શરતો નક્કી કરી. આમાંની મુખ્ય શરતો એવી હતી કે પોર્તુગીઝ લશ્કરને તેમ જ યુદ્ધ સંબંધી કામ કરતા બીજા સઘળા માણસોને પોતાનાં અસ્ત્ર-શસ્ત્ર સાથે કિલ્લામાંથી સહીસલામત રીતે ચાલ્યા જવા દેવા અને વસતીમાંથી જેઓ કિલ્લો છોડી જવા માંગતા હોય તેઓને તેમની જંગમ મિલકત સાથે ચાલ્યા જવા દેવાને આઠ દિવસની મુદ્દત આપવી.

આ શરતો નક્કી થઈ અને બન્ને પક્ષોએ તે ઉપર પોતાના સહી સીક્કા કરી આપ્યા. તે દિવસ તા. ૧૬ મી મે સને ૧૭૩૯ નો હતો. તે જ દિવસથી પોર્તુગીઝ લશ્કર કિલ્લો છોડવા લાગ્યું. કશો દગો રમવામાં ન આવે તેવા હેતુથી મરાઠી સૈનિકો સાવધાનતાથી વર્તતા હતા અને પોર્તુગીઝ લશ્કરને તેમના હથિયારો સાથે ચાલ્યા જવા દેતા હતા. વસતીમાંથી જેઓ પોર્તુગીઝો હતા તેમ જ જેઓને મરાઠી અધિકારથી પોતાને ત્રાસ થવાનો ભય હતો તેઓ જ પોતાની માલમત્તા ઉચકીને ચાલ્યા ગયા અને બાકીની સઘળી વસતી ટકી રહી. ઘણાં પોર્તુગીઝ કુટુમ્બો પણ રહ્યાં. લશ્કરે કિલ્લો છોડી જવાનું કામ ત્રણ દિવસમાં પૂરૂં કર્યું એટલે તા. ૧૯ મી મેની સ્હવારે કેપ્ટન પરેરાએ આવીને સઘળાં સરકારી મકાનો ઉઘાડી આપ્યા અને ચીમણાજીને તે સઘળાં સ્વાધીન કરી પોતે પોતાના કુટુંબ તથા સરદારો સાથે કિલ્લાનો ત્યાગ કરી ગોવે ચાલ્યો ગયો.

વસઇના યુદ્ધમાં મરાઠાઓને માણસોની જેટલી હાનિ થઇ હતી તેથી ઘણી ઓછી હાનિ પોર્તુગીઝોને થઇ હતી. પોર્તુગીઝોનાં એકંદર માત્ર ૮૦૦ માણસ મૂઆં હતાં, ત્યારે મરાઠાઓનાં પાંચ હજાર ઉપરાંત માણસો મૂઆં હતાં એમ ખુદ ચીમણાજી અપ્પાના પોતાના હાથના લખેલા પત્ર ઉપરથી જણાય છે. ગ્રાંટ ડફ કહે છે કે એ હલ્લામાં મરાઠાઓનાં મૂએલાં તથા ઘાયલ થએલાં માણસોની એકંદર સંખ્યા ૧૨ થી ૧૪ હજાર જેટલી હતી એમ મરાઠી દફતરમાં લખેલું છે.*

વસઇનો કિલ્લો મરાઠી અધિકાર હેઠળ આવતાં ચીમણાજીએ એક

---

* સેંટ સેબાસ્ટીયનના બૂરજની સુરંગ ફૂટતાં પોર્તુગીઝનાં માત્ર ૪૦ માણસ મૂઆં હતાં અને ૧૦૦ ઉપરાંત જખમી થયાં હતાં, ત્યારે મરાઠાઓનાં સેંકડો માણસો મૂઆં હતાં. અકસ્માત્ ફૂટેલી સુરંગથી તો ઘણું જ નુકસાન મરાઠી લશ્કરને થવા પામ્યું હતુ.

સરસૂબાની નીમણુક કરી અને તેને કેટલાક પ્રકારનો રાજકીય અધિકાર સોંપ્યો. કિલ્લામાં ઉચી જાતના હિંદુઓ બિલકુલ નહોતા, તેથી એવું ઠરાવવામાં આવ્યું કે જે હિંદુઓ વસઈમાં અને તેની પડોશમાં રહેવા આવશે તેઓને રહેવા માટે કે મકાન બાંધવા માટે મુફત જમીન આપવામાં આવશે. વળી જેઓને બળાત્કારે ખ્રિસ્તી બનાવવામાં આવ્યા હતા તેઓને પવિત્ર કરવાનું કામ પણ હાથ ધરવામાં આવ્યું અને તે કામને માટે વસઈની પ્રજા ઉપર એક ખાસ કર નાંખવામાં આવ્યો. એ નવા ઢંઢેરાથી મહારાષ્ટ્ર અને ગુજરાતમાંથી બ્રાહ્મણો તથા બીજા હિંદુઓનાં કુટુંબો વસઈમાં આવી રહેવાને ઉતરી પડવા લાગ્યાં અને થોડા જ વખતમાં વસઈ પુનઃ હિંદુઓનું નગર બની ગયું.

કિલ્લો સર થતાં જ **ચીમણાજીએ** સિંધિયા અને હોલકરને તેમનાં લશ્કરો સાથે એકદમ સતારે **બાજીરાવની** મદદમાં મોકલી આપ્યા, કારણકે નાદીરશાહનો ભય હજી માથા ઉપર ઝઝૂમી રહ્યો હતો. પરન્તુ થોડા જ વખતમાં **ચીમણાજીએ** જાણ્યું કે **નાદિરશાહ** દિલ્હીમાં મોટો ગંજાવર ગુજારીને ઇરાન તરફ પાછો ફર્યો હતો. **ચીમણાજીને** તે ખબર જાણીને શાંતિ ઉપજી. વસઈની સઘળી વ્યવસ્થા નિયમમાં મેલ્યા પછી તે વધારાના લશ્કરની સાથે સતારા તરફ પાછો ફર્યો.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### વિજયોત્સવ.

"જોત્યાજીરાવ ! હવે તો તમારૂં ખરૂં સ્વરૂપ **ચીમણાજી** મહારાજ પાસે મારે ખુલ્લું કરવું જ પડશે." સતારા તરફ પાછી ફરતી સેનાની સાથે ચાલતાં ચાલતાં વિશ્વાસરાવે પોતાની બાજુએ ઘોડેસ્વાર થઇને ચાલતી જ્યોતિને સહજ ટોળમાં કહ્યું.

"એવું કાંઇ કારણ ?" જ્યોતિએ મંદ સ્મિત કરીને પ્રશ્ન કર્યો.

"કારણ એ જ કે હવે તો તમે સૌ કોઇની આંખોમાં ધૂળ નાંખીને અમારી સાથે રહેવા લાગ્યા છો. આટલો વખત થયો, છતાં હું અને પેલા વૃદ્ધ સૈનિક સિવાય બીજું કોઈ તમને ખરા સ્વરૂપમાં ઓળખી શક્યું નથી એ તમારી રીતભાત અને ચતુરાઇભર્યા વર્તને ચલાવેલી ઠગાઇનું જ પરિણામ છે. એ ઠગાઇ હવે હું વધારે વાર ચાલવા દેનાર નથી."

“મારા પર આપની એટલી બધી અકૃપા થવાનું કાંઇ કારણ ?”

“ચારનો ધર્મ ગુપ્ત ભેદોને ખુલ્લા પાડવાનો છે તે તમે ભૂલી ગયા કે શું ?”

“એ ધર્મ તમે અહીં નહિ બજાવો તોપણ કશી હરકત આવશે નહિ; કારણકે એક વાર તો એ ભેદ ખુલ્લો થશે જ.”

“ક્યારે ?” વિશ્વાસરાવે ઉત્સુકતાપૂર્વક એ પ્રશ્ન કર્યો.

“મહારાજ બાજીરાવ મને પિછાણી ગયા છે એટલું જ નહિ પણ તને—” જ્યોતિ આગળ બોલતાં અટકી ગઇ. હજીસુધી તેણે પોતાનો ગુપ્ત મનોભાવ ખુલ્લી રીતે વ્યક્ત કર્યો નહોતો એટલે કશી વિશેષ વાત બોલતાં તે અચકાતી હતી.

“કેમ અટકી ગયાં ?”

“સહજ. હું બોલતાં બોલતાં મારે જે બોલવાનું હતું તે વિસરી ગઇ.”

“વિસરી ગયાં ? હાં, હાં, તમારી વિસ્મૃતિ કાંઇ અજબ જેવી છે ! એક બીજી વાત પણ અત્યારે મને સાંભરી. મહાત્મા પ્રતાપ મરણસમયે મારે વિષે કાંઇક બોલ્યા હતા તે પણ તમે વિસરી ગયાં હતાં, અત્યારે તો હવે એ સાંભર્યું હશે. કહો, તે શું બોલ્યા હતા ?”

“એ વાત તમને ન કહેવાય તેવી હોય તો ?”

“મારે વિષે કહેલા શબ્દો મને પોતાને કહેવામાં શી હરકત ?”

“અને કાંઇ હરકત હોય તો ?” જ્યોતિર્મયીથી સહજ હસી જવાયું.

“જ્યોતિર્મયી ! હવે એ ટોળ જવા દો. એ મહાત્માનાં દર્શન તો હું ન જ કરી શકયો અને તેથી તેમના શબ્દો સાંભળવાને હું બહુ અધીરો બની ગયો છું.”

“ત્યારે સાંભળો; મારા પિતાજી એવું બોલ્યા હતા કે છાની જાસૂસી કરનારના શબ્દોનો વિશ્વાસ રાખવો નહિ.”

વિશ્વાસરાવનું મ્હોં ફીકકું પડી ગયું. તે બોલ્યો: “હં, પછી બીજું શું કહ્યું હતું ?”

“બીજું એમ કહ્યું હતું કે વિશ્વાસરાવની સાથે મારે બોલવું નહિ.” એટલું કહેતાં જ્યોતિથી હસી જવાયું.

વિશ્વાસરાવ સમજ્યો કે આ પણ મશ્કરીનો જ પ્રકાર છે. તે સ્મિત કરતાં બોલ્યો: “મને પણ મારા પિતાજીએ મરતી વખતે એવો બોધ આપ્યો હતો કે જે માણસ પોતાના વડીલના ઉપદેશની વિરૂદ્ધ વર્તન કરે તેના શબ્દો સાચા માનવા નહિ.”

જ્યોતિ જવાબમાં માત્ર હસી. વિશ્વાસરાવ બોલ્યો: "હવે મશ્કરી છોડીને સાચી વાત કહો તો બહુ સારૂં."

"સતારામાં પહોંચ્યા પછી કહીશ." એમ કહી જ્યોતિ પોતાના અશ્વને વિશ્વાસરાવની બાજુએથી દૂર દોડાવી ગઇ.

* * * * *

આસ્તે આસ્તે સૈન્ય આગળ વધતું કેટલેક દિવસે સતારા ખાતે જઇ પહોંચ્યું. કોકણ અને વસઇના મોટા કિલ્લાની મોટી જીત પછી ચીમણાજી રાજધાનીના નગરમાં પાછો ફરતો હોવાથી તે દિવસે પ્રજાએ મોટો વિજયોત્સવ કર્યો. આખા નગરને અનેક પ્રકારે શણગારવામાં આવ્યું, અને લોકો મિષ્ટાન્નો બનાવીને જમ્યા. મહારાષ્ટ્રીય સેનાનો કીર્તિધ્વજ વધારે પ્રદેશ ઉપર ફરકવા લાગ્યો. તેનો આનંદ એકલા ક્ષત્રિયો જ નહિ પણ ચારે વર્ણની પ્રજાને મુગ્ધ કરવા લાગ્યો. સ્થળે સ્થળે આનંદની મીજલસો થઇ, મીઠાઇઓ વહેંચાઇ અને ગરીબોને અન્નદાન તથા વસ્ત્રદાન અપાયાં. મધ્યાહ્ન પછી શાહુ, મંત્રીમંડળ અને પ્રજાવર્ગે મળીને એક મોટી સ્વારી કાઢી અને ચીમણાજી તથા તેની સેનાને મોટા સન્માન સાથે શહેરમાં લાવવામાં આવ્યાં. માર્ગમાં સ્થળે સ્થળે ચીમણાજી ઉપર વિજયસૂચક પુષ્પવૃષ્ટિ થઇ અને ક્ષત્રિય સુંદરીઓએ તેને વિજયતીલક કર્યું. બ્રાહ્મણોએ આશીર્વાદના મંત્રો ઉચ્ચારીને ભવિષ્યમાં ચીમણાજી વધારે મોટા વિજય મેળવે એવી આશા દર્શાવી. વૈશ્યોએ ચીમણાજીને સોનારૂપાનાં ફૂલોથી વધાવીને વિજયના આનંદમાં સોનામહોરો ઉછાળી. બીજા વર્ણોએ પણ ચીમણાજીનું યથાયોગ્ય સન્માન કર્યું અને શાહુ મહારાજનો, બાજીરાવની પેશવાઇનો તથા ચીમણાજી અપ્પાનો જય પોકરાવ્યો. સર્વત્ર આનંદ કોલાહલ મચી રહ્યો. સાંજ પડી તે વખતે આખી સ્વારી રાજમહાલય આગળ ઉતરી. મંત્રીમંડળે એકત્ર થઇને ચીમણાજીને વિજયનું અભિનંદન આપ્યું અને બીજે દિવસે દરબાર ભરવાનો ઠરાવ કર્યો.

રાજમહાલયેથી પાછો ફરીને ચીમણાજી ઘેર જવાને નીકળ્યો. એ વખતે રાત્રિ પડી ગઇ હતી. લોકોએ ઉત્સવ નિમિત્તે સ્થળે સ્થળે દીપમાળાઓની રચના કરી હતી. કોઇએ પોતાનાં આંગણાંઓમાં પૂરેલી રાંગોળીની શોભા રાત્રિએ પણ લોકોને બતાવવાને તેની આસપાસ દીપરચના કરીને મનોરમ દેખાવો કર્યા હતા. તે સઘળું જોતો જોતો ચીમણાજી પોતાના નિવાસસ્થાનમાં ગયો. લક્ષ્મીબાઇ અત્યારે સાદાં વસ્ત્રોમાં સજ્જ થઇને પતિના આગમનની માર્ગપ્રતીક્ષા કરી રહી હતી. એક પ્રહર

રાત્રિ વ્યતીત થઇ ત્યારે તે પોતાના મકાનમાં આવી પહોંચ્યો અને લક્ષ્મીની સામે આવીને ઊભો. લક્ષ્મી ઊભી થઇ ગઇ અને લજ્જાવનત વદને મૌન ઊભી રહી. તેનું હૃદય તો સ્વામીનો હર્ષપૂર્વક સત્કાર કરવાને તલપી રહ્યું હતું, પરન્તુ અકસ્માત્ સ્વામી સામે આવીને ઊભા રહેતાં તેને ક્ષોભ ઉત્પન્ન થયો. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. ચીમણાજીએ જરા આગળ વધી લક્ષ્મીબાઇને ખભે હાથ મૂકી કહ્યું: "મારી ગૃહલક્ષ્મી! આખા નગરના લોકોએ આજે વિજયોત્સવ પાળી વિવિધ પ્રકારની ગૃહશોભા કરી છે, ત્યારે આજે આપણું આંગણું આવું નિસ્તેજ કેમ?"

"તે હું શું જાણું? તમે નહિ સમજતા હો?" લક્ષ્મીબાઇએ ઉત્તર આપ્યો.

"હું તો કશું સમજતો નથી. જે દિવસને સઘળી પ્રજાએ વિજયોત્સવ તરીકે પાળ્યો છે, તે દિવસે આપણે પણ ઉત્સવ કરવો જોઇએ."

"લોકોને તો આનંદ થતો હશે એટલે તેઓ એવો ઉત્સવ કરે: મારે તેવો ઉત્સવ કરવાની કાંઇ અગત્ય નથી!" લક્ષ્મીબાઇએ મુખને બીજી દિશાએ ફેરવી નાંખતાં કહ્યું.

"એનું કાંઇ કારણ? તમારે મન આ આનંદનો અવસર નથી?"

"ના. આજસુધી તમે હું એકલીને મન પ્રિયતમ હતા અને હવે તમે આખા મહારાષ્ટ્રના પ્રિયતમ થયા! પહેલાં તમે મારૂં જ ચિત્ત હરી લેતા હતા અને હવે તમે આખા દેશનું ચિત્ત હરનારા થઇ ગયા! પહેલાં હું તમને મારા ચિત્તમાં પૂરી રાખી શકતી હતી અને હવે બીજાં આકર્ષણો પાસે મારૂં કશું ચાલનાર નથી!"

ચીમણાજી હસી પડ્યો અને બોલ્યો: "ખરી વાત! હું આખા મહારાષ્ટ્રનો પ્રિયતમ થયો, એટલે તમારો આનંદ ઉડી ગયો! પરન્તુ તમે પોતે જ મને મહારાષ્ટ્રનો પ્રિયતમ બનાવ્યો છે એ ભૂલી ગયાં કે? જો તમારો આનંદ ઉડી ગયો હોય તો તમે પોતે જ તેનાં કારણીભૂત છો અને તમે તમારી મેળે તમારા પગમાં કોહાડો માર્યો છે! જે સ્ત્રી પોતાની મેળે પોતાપર શોક્ય લાવે તેને પાછળથી વિમાસવું પડે તેમાં શી નવાઇ?"

"હું મારી મેળે કાંઇ મારાપર શોક્ય લાવી નથી!" લક્ષ્મીબાઇએ નીચે નજર ટેકાવી રાખીને કહ્યું.

"જૂઠું ન બોલો. વિજયશ્રીની માળા પહેરીને હું ન આવું તો ઘરમાં પણ નહિ પેસવા દેવાનો ભય તમે મને બતાવી ચૂક્યાં હતાં તે ભૂલી ગયાં કે? રણક્ષેત્રમાં અનેક નિરાશાના પ્રસંગોની વચ્ચે પણ તમારા એ શબ્દો

મને સાંભર્યા હતા અને તેથી વિજયશ્રીને વર્યા વિના પાછા ન ફરવું એવો મારો નિશ્ચય દૃઢ થયો હતો. હું વિજયશ્રીને વરીને સમસ્ત મહારાષ્ટ્રનો પ્રિયતમ થયો હોઉં તો તે તમારા જ શબ્દોને–તમારા જ ઉત્તેજનને બલકે તમારાં જ આંસુને આભારી છે. બોલો, તમે પોતે જ તમારા શોકના કારણરૂપ થયાં કે નહિ?" ચીમણાજી હસતો હસતો પ્રશ્નનો ઉત્તર મેળવવાને આતુર હૃદયે ઊભો.

"સ્ત્રીઓ મૂર્ખી હોય છે એ વાત ખરી પડી: હવે પધારો, તમારે માટે દ્વાર ખુલ્લાં છે." એમ કહી લક્ષ્મીબાઈ આગળ ચાલી અને ચીમણાજીએ પાછળ પાછળ દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

લક્ષ્મીબાઇએ ગૃહની બહાર કશો શણગાર કર્યો નહોતો, પરન્તુ ગૃહની અંદર સ્વામીના સત્કારને માટે ઉત્તમ પ્રકારનો શણગાર કર્યો હતો. દિવાલો ઉપરનાં ચિત્રો નવા રંગો પુરાવી સુધરાવ્યા હતા. દીવાનો શણગાર ઘણો મોટો હતો અને તેથી ચિત્રોની મનોરમતા વૃદ્ધિ પામતી હતી. સ્થળે સ્થળે રેશમી ઝાલરોવાળા ચંદરવા બાંધ્યા હતા. બેસવાના આસન ઉપર મઘમઘતાં પુષ્પોની ચાદર પાથરી હતી અને ચાંદીનાં પાત્રોમાં મુખવાસની વસ્તુઓ તૈયાર રાખી હતી. ચીમણાજી આ સઘળું જોઇને નવાઇ પામ્યો અને સસ્મિત વદને તેણે લક્ષ્મીબાઇને પૂછ્યું: "આ બધું શું કર્યું છે? ઘરની બહાર કશું નહિ પણ અંદર તો મોટો ઉત્સવ કર્યો જણાય છે ને શું?"

"બાહ્ય શણગારથી તમારો સત્કાર કરતાં મને શરમ આવતી હતી. કોઇને તે આત્મશ્લાઘા પણ લાગત. એ કારણથી લોકોના દેખતાં મેં ઉત્સવ ન કર્યો, પરન્તુ અંતર્‌ના આનંદને માર્ગ બીજી રીતે આપ્યો છે!"

"ધન્ય છે મારી ગૃહલક્ષ્મી! ખરેખર, વીરાંગનાઓની સહાય વિના વીરો વિજયશ્રીને વરવાને અસમર્થ છે!" એમ કહી ચીમણાજીએ હર્ષભેર લક્ષ્મીબાઇને ચુંબન કર્યું. લક્ષ્મીબાઇએ પતિને રસોડામાં લઇ જઇ કંસાર જમાડ્યો.

* * * * *

મધરાત થવા આવી. લક્ષ્મીબાઇ સાથેના વાગ્વિનોદમાં ચીમણાજીને સમયની કશી ખબર રહી નહિ. બાજીરાવ સાથે નિરાંતે વાતચીત કરવાનો અવકાશ હજી તેને મળ્યો નહોતો અને અંતર્‌માં ઘણી ઘણી વાતો મોટા ભાઇને નિવેદન કરવાને સમાઇ રહી હતી. છેવટે તે લક્ષ્મીબાઇ પાસેથી ઉઠ્યો. લક્ષ્મીબાઇ બોલી: "આટલા બધા મહિના પછી પણ એક દિવસની નિરાંત નહિ મળે?"

ચીમણાજી હાસ્ય કરતો બોલ્યો: "જ્યારથી તમે મને આખા મહારાષ્ટ્રનો પ્રિયતમ કર્યો છે, ત્યારથી તમારો મારા પરનો અધિકાર ઓછો થઇ ગયો છે, એટલું યાદ રાખીને હવે સંતોષ પકડજો. પ્રભાતે હું પાછો અહીં આવીશ."

ચીમણાજી બાજીરાવને જઇને મળ્યો. બાજીરાવ હર્ષભેર લઘુ બંધુને ભેટી પડયો. ઉભયનાં નેત્રો હર્ષાશ્રુથી ભીંજાયાં. બાજીરાવને તો પોતાનો નાનો ભાઇ નવે અવતારે આવ્યો એવું લાગ્યું. થોડો સમય મૌન્યમાં પસાર થયા પછી બાજીરાવે યુદ્ધ સંબંધી કેટલીક વિગતો પૂછવા માંડી. માણસોની કેટલી હાનિ થઇ, વસઇની શી વ્યવસ્થા કરી, પોર્તુગીઝોએ કેવું બળ દાખવ્યું ઇત્યાદિ એક પછી એક અનેક વાર્ત્તાપ્રસંગો નીકળ્યા. રાત્રિ જેમ જેમ આગળ વધવા લાગી તેમ તેમ એક પછી એક સરદારો ઉઠીને ચાલતા થવા લાગ્યા અને છેવટે બન્ને ભાઇઓ એકલા રહ્યા. એ વખતે ચીમણાજીએ પ્રતિનિધિના કાવતરાની વાત કહી સંભળાવી. બાજીરાવ આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો. વિશ્વાસરાવની સેવાનું મૂલ્ય તેના સમજવામાં આવ્યું. જોત્યાજીરાવે વિશ્વાસરાવની બહેન તરફનો સંદેશો વખતસર કહ્યો તેથી જ ચીમણાજીનો બચાવ થયો એ વાત પણ નીકળી. જોત્યાજીનું ખરૂં સ્વરૂપ બાજીરાવે ચીમણાજીને સંભળાવ્યું અને ચીમણાજી એના સાહસની વાત સાંભળી નવાઇ પામ્યો. અનેક પ્રકારની વાતચીતને અંતે બન્ને ભાઇઓ મોડી રાત્રે સૂઇ ગયા.

બીજે દિવસે બપોર પછી મોટો દરબાર ભરવામાં આવનાર હતો અને તેમાં યુદ્ધમાં શૌર્ય બતાવનારા વીરોને શીરપાવ આપવામાં આવનાર હતા. શીરપાવોની સઘળી વ્યવસ્થા બાજીરાવ અને ચીમણાજીએ મંત્રીમંડળની સાથે મળીને વહેલી કરી નાંખવાની હતી. તે કાર્યને માટે મંત્રીઓની એક ખાનગી સભા સ્હવારમાં મળવાની હતી. આ કારણથી બન્ને ભાઇઓ મોડી રાત્રે સૂતા છતાં વહેલા ઉઠ્યા. શયનગૃહમાંથી બહાર નીકળતાં જ તેમની નજર ચોકની મધ્યમાં ઊભેલી એક સ્ત્રી પર પડી. બન્ને ભાઇઓ જરા નિકટ ગયા તો માલૂમ પડયું કે એ તો મહારાષ્ટ્રસુંદરીની સર્વાંગસંપૂર્ણ મૂર્તિ હતી! ઉભયનાં અંતઃકરણ આશ્ચર્ય સાથે કૃતજ્ઞતાથી ભરાઇ ગયાં અને તેઓ ભક્તિભરિત હૃદયે નમન કરીને ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા: "માતા! ગુરૂની આજ્ઞાથી અને ગુરૂની જ કૃપાથી અમે તારી સેવા કરી છે, તારૂં ખંડિત અંગ પૂરૂં કરીને તને સર્વાંગસંપૂર્ણ બનાવી છે અને હવે અમને આશીર્વાદ આપ કે નિરંતર તારી જ સેવા અમારે હાથે બનતી રહે!"

જડ મૂર્તિએ તો એવા આશીર્વાદનો ઉચ્ચાર કર્યો નહિ, પરન્તુ આસપાસ પ્રસરી રહેલા સુગંધિત વાયુમાંથી કશો સ્વર આવતો હોય તેવો ભાસ થયો, જાણેકે મહારાષ્ટ્રસુંદરી પોતે જ આશીર્વાદ આપતી હોયની કે: "પેશવાઇના પ્રકાશનાં કિરણો ઉજ્જ્વલ પ્રકાશો!" તે જ ક્ષણે પૂર્વ દિશાની દૃષ્ટિગોચર ક્ષિતિજમાં બાલસૂર્યનાં કિરણોએ ઉદય પામીને એ આશીર્વાદની પૂર્તિ કરી અને બ્રહ્મેન્દ્ર સ્વામીએ આવી પહોંચીને ઉભયના મસ્તક ઉપર હાથ સ્થાપીને કહ્યું:

(હિંડી)

"વિચરજો સદા સુધર્મપ્રીતિ માંહે,<br>
"વિદારજો પ્રજા તણાં દુખો સદાએ,<br>
"કરો સુદર્શ પુનિત માતૃમૂર્તિ કેરાં!<br>
"પ્રકાશજો સુકિરણ અમર કીર્તિ કેરાં!"

બન્ને ભાઇઓ ગુરુવર્યના ચરણમાં નમી પડયા અને બ્રહ્મેન્દ્ર સ્વામી ઉભયને પુનઃ આશીર્વાદ આપીને ચાલ્યા ગયા. બાજીરાવે મહારાષ્ટ્રસુંદરીની મૂર્તિને ત્યાંથી ઉપડાવીને ગૃહની અંદર મુકાવી અને એ રીતે ગુરુરાજની એ અમૂલ્ય ભેટનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કર્યો.

---

## પ્રકરણ ૩૫ મું.

---

### ઉપસંહાર.

મધ્યાહ્ન વીતી ગયા પછી રાજમહાલયમાં દબદબાભર્યો દરબાર ભરવામાં આવ્યો. સુવર્ણથી મઢેલા સુંદર સિંહાસન ઉપર મહારાજા શાહુએ બેઠક લીધી એટલે સઘળાએ ઊભા થઇ શિર ઝુકાવીને તેને માન આપ્યું. સૌ પોતપોતાના અધિકાર પ્રમાણે બેઠા એટલે બાજીરાવ પેશવાએ ઊભા થઇને જણાવ્યું: "કોકણ તથા વસઇપરની ચઢાઇમાં શૌર્ય બતાવનારા સરદારો તથા સૈનિકોને તેમની સેવાની કદર કરવાને આજના દરબારમાં યથાયોગ્ય માન આપવામાં આવનાર છે. આ વખતની ચઢાઇએ અનુપમ વિજય મેળવ્યો છે અને અનેક આશા-નિરાશાઓની વચ્ચે પોતાનું કાર્ય પૂરૂં કરીને મહારાષ્ટ્રની કીર્તિ ગજાવી છે માટે તેઓ સર્વને ધન્યવાદ ઘટે છે."

બાજીરાવનું ટુંકું બોલવાનું પૂરૂં થયા પછી કવિઓએ ચીમણાજીનું કીર્તિગાન કરનારા છંદો ગાયા. ગાયકોએ શૂરાઓનું શૌર્ય દર્શાવનારાં ગીતો

વાદિત્રોની સાથે મીલાવીને ગાયા. દુર્જનસિંહ અને તેના હસોંદીની તારીફના થોડા અભંગો એક મરાઠા કવિએ રચ્યા હતા તે તેણે પણ ગાયા. ત્યારપછી સૌને શિરપાવ આપવાનું કામ શરૂ થયું. ચીમણાજીને પોતાની પાસે બોલાવીને શાહુએ સ્વહસ્તે એક રત્નજડિત મ્યાનમાં નાંખેલી સોનાની મૂઠવાળી તલ્વાર તેની કમરે બાંધીને કહ્યું: "અપ્પા! તમે બજાવેલી સેવાના બદલામાં તમને હું જે આપું તે થોડું જ છે; પરન્તુ શૂરાના શૌર્યને શોભે તેવું પારિતોષિક તો એક તલ્વાર જ લેખાય એ હું તમને અર્પણ કરૂં છું. તે ઉપરાંત કેટલીક જાગીર હું તમને આપું છું અને તેનું આ દાનપત્ર તમારે સ્વાધીન કરૂં છું." એમ કહી શાહુએ એક મૂલ્યવાન્ શાલમાં દાનપત્ર મેલીને તે શાલ ચીમણાજીને અર્પણ કરી. ચીમણાજીએ મસ્તક નમાવીને એ પારિતોષિકનો સત્કાર કર્યો.

દુર્જનસિંહને પોતાની પાસે બોલાવીને શાહુએ કહ્યું: "ક્ષત્રિય મહીડા કુળના તેજસ્વી વીર પુરૂષ! તમારા શૌર્યની અને યુદ્ધકુશળતાની પ્રશંસા કેટલી કરવી તે સમજાતું નથી; તોપણ શૂરાને શોભે તેવું આ ઇનામ હું તમને આપું છું અને જાગીરમાં તમારી શી માંગણી છે તે હું જાણવા ઇચ્છું છું." એમ કહી શાહુએ દુર્જનસિંહને ઢાલ-તલવાર ભેટ કરી.

દુર્જનસિંહે નમન કરીને ઉત્તર વાળ્યો: "મહારાજ! સ્વામીની કીર્તિ એ જ સેવકની કીર્તિ છે. મેં તો માત્ર મારી ફરજ બજાવી છે. શ્રીમંત જો રાજી છે, તો હું મારૂં અસલ ગામ માંડવી પાછું માંગી લઉં છું."

"માંડવી તો હું તમને મારા મનથી ક્યારનુંએ આપી ચૂક્યો છું, પરંતુ તમારી સેવાનો બદલો માત્ર એટલો જ હોવો જોઇએ નહિ."

બાજીરાવ બોલ્યો: શ્રીમંત મહારાજા ખરૂં કહે છે. ચીમણાજીએ મને કહ્યું છે કે વસઇના ઘેરામાં તમારી સેવા ઘણી કીંમતી થઇ પડી છે, માટે તેના બદલામાં તમે બીજું કશું માંગી લો."

દુર્જનસિંહ બોલ્યો: "મેં તો મારા માંડવી સિવાય બીજી કશી આશા રાખી નથી, માટે હું માત્ર એ જ માંગી લઉં છું."

બાજીરાવ અને શાહુએ તે વખતે એ સંબંધે કશો આગ્રહ ન કર્યો, પરન્તુ પાછળથી તે સંબંધે વિચાર કરીને રાજાને દાનપત્ર કરી આપવાનું ઠરાવ્યું. પાછળથી ઇ. સ. ૧૭૪૨ માં એ દાનપત્ર કરી આપવામાં આવ્યું હતું જેમાં રાજાને માંડવી ઉપરાંત બાલડા, પાર્ડી, સુકેશ, સોંઢલવાડા

અને ઉમરસાડી એ પાંચ ગામો આપવામાં આવ્યાં હતાં.*

ત્યારપછી વિશ્વાસરાવની સેવાની પિછાણ કરવાનો સમય આવ્યો: શાહુએ તેને એક તલ્વાર, શાલ અને સોનાનું કડું ભેટ આપ્યું અને તેને નામે એક નાની જાગીર લખી ઓપી તેને લશ્કરમાં એક સરદારની પદવી આપી. વિશ્વાસરાવે તેનો સ્વીકાર કર્યો, એટલે બાજીરાવ બોલ્યો: "એ જુવાનને આપવાનો શિરપાવ હજી પૂરો થયો નથી. એક બીજો અમૂલ્ય શિરપાવ તેને આપવાનો છે અને તે શિરપાવ એક અનુપમ કન્યારત્ન છે." આ શબ્દો સાંભળતાં વિશ્વાસરાવે શરમથી સસ્મિત વદને નીચું જોયું.

શાહુ બોલ્યો: "કોની કન્યા સાથે તેનું લગ્ન કરવામાં આવનાર છે વારૂ?"

બાજીરાવે જ્યોતિ સંબંધે સઘળી વાત ટૂંકમાં કહી અને જ્યોતિએ બજાવેલી સેવાનો વૃત્તાંત પણ કહ્યો. છેવટે તેણે કહ્યું: "મહારાજ!

---

* અંગ્રેજી અને મરાઠી ઇતિહાસોમાં વસઈના ઘેરાની જે હકીકત આપવામાં આવી છે, તેમાં દુર્જનસિંહે એ ઘેરામાં લીધેલા ભાગનો ઇતિહાસ બિલકુલ જોવામાં આવતો નથી. દંતકથામાંથી અને એક દાનપત્રમાંથી એ વિગત જડી આવે છે. વસઈની જીત પછી માંડવી દુર્જનસિંહને અપાયું પરંતુ દાનપત્ર તો ૧૭૪૨ માં મળ્યું એટલે ૧૭૩૧ થી ૧૭૪૨ સુધીનાં ૧૧ વર્ષ તે ગાયકવાડના કબજામાં રહ્યું હતુ. ૧૭૫૫ માં એક બીજો તહ થયો હતો તે નીચે મુજબ છે અને તેમાં વસઇના ઘેરામાં દુર્જનસિંહે બતાવેલી સેવાનો ઉલ્લેખ આવે છે:

રાજશ્રી દુર્જનસિંહજી વજેસિંહજી......શ્રી.

ૐ સકલ ગુણાલંકરણ અખંડિત આલકત રાજમાન સ્વે ॥ માધવરાવ બલ્લાળ પ્રધાન આશીર્વાદ ઉપર એથીલ કુશળ જાણો. નસ્વકીયે કુશલે લહિત જા વ વિશેષ ખાસ સ્વારી વસઇપર ઝાલી તે વેલેસ તુહી બહુત તરવાર કરૂન વસઇચા કિલ્લા સરકારાસ તુહી સર કરૂન દીલા. તે ચાકરી તુહ્મચી નિષ્ટેચી પાહુન તુહ્માસ કૈલાસવાસી વડીલાં લીહુન દીલે અસી કે તુહ્મચે માંડવી સંસ્થાનાવર ખંડણી બાબત કોણી મુજાહીમ હોણાર નાહીં પરંતુ તુહ્મચી પાગા એક નેમણુક ઘોડા સાટાચી આમચ્યા જવળ ઠેવાવી ત્યાચે ખરચાચે કરાર મદારકી નીમે પાગેચા ખર્ચ ઘેઉન દેઉન વ નીમે ખર્ચ તુહી દ્યાવાં. ઇત્યાદિ.........રવાના તારીખ ૧૮ સુ. તે શાશીતે તમ આવ અલફ બહુત કાએ લીહીણે હે વિનંતિ. (મહોર).

આ તહથી ૧૭૩૧ ના તહની શરતોમાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા હતા, જેનો ભાવાર્થ એ છે કે ૬૦ સ્વાર માંડવીના રાજાને ખર્ચે પેશવા પોતાને ત્યાં રાખે અને તેના ખર્ચ પેટે અર્ધી રકમના રૂા. ૬૦૦૦૦ રાજા પેશવાને દર વર્ષે આપે અને બદલામાં પેશવા ગાદીએ બેસનારને હાથી, કડાં, વગેરે શિરપાવ આપે તથા કોઈ સાથે લડાઇનો પ્રસંગ જાગે ત્યારે લશ્કરની મદદ કરે.

એ કન્યા સ્વર્ગવાસી શ્રીમંત મહારાજ સંભાજીના રાજનિષ્ઠ સેવક પ્રતાપરાવની પાલિત પુત્રી છે, અને ગુણાજી નામના એક આપણા સૈનિકની ખરી પુત્રી છે. ગુણાજીનું મરણ થયું છે. તેની પાસેના એક સુવર્ણના મણકા ઉપરથી તેમ જ જ્યોતિર્મયી પાસેના પણ તેવા જ મણકાથી જણાયું છે કે તેઓ "રામ સાળુંખે" ના વંશજો છે. પૂર્વે રામરાવ સાળુંખેનું ઐશ્વર્ય અને શૌર્ય આખા મહારાષ્ટ્રમાં સુપ્રસિદ્ધ હતાં. રામરાવે ૧૦૮ મણકાની એક સુવર્ણની માળા કરાવી હતી અને તે ઘણી વખણાતી હતી. રામરાવના વંશજોમાં એ માળાની ચમત્કારિક વાતો પણ ચાલતી. તેના દરેક મણકા ઉપર રામરાવે "રામ સાળુખે" નામના અક્ષરો કોતરાવ્યા હતા. જેમ જેમ તેમનો વંશ વિસ્તાર વધતો ગયો, તેમ તેમ એ માળાના ભાગો પડતા ગયા અને અત્યારે તો કોઇની પાસે એક તો કોઇની પાસે બે મણકા પોતાના પૂર્વજોએ આપેલી એ માળાના અવશેષરૂપે રહ્યા છે. તેમાંનો એક મણકો જ્યોતિર્મયી પાસે હતો અને બીજો મણકો ગુણાજી પાસે હતો. એવા ઉત્તમ કુળમાં જન્મેલી કન્યા પ્રતાપરાવની તેમ જ ગુણાજીની મરણસમયની ઇચ્છાને અનુસરીને વિશ્વાસરાવ જેવા આપણા વિશ્વાસુ સેવકને વરે એ સૌએ ખુશ થવા જેવું છે. જ્યોતિના વડીલો કોઇ જ નથી અને તેણે બજાવેલી સેવાની કદર પણ કરવી જોઇએ તે માટે રાજ્ય તરફથી તેનો લગ્નોત્સવ કરવામાં આવશે."

આ ચમત્કારિક ઘટનાએ સૌને આશ્ચર્યચકિત કર્યા. વિશ્વાસરાવ કૃતજ્ઞતાના ભાર નીચે એટલો દબાઇ ગયો કે કશું બોલી શક્યો નહિ. વીરસન્માનનો પ્રકાર જોવાને એકત્ર થઇને એક બાજુએ બેઠેલા રાજસ્ત્રીમંડળમાં જ્યોતિનાં રોમ પણ આનંદથી કમ્પ્યાં.

બાજીરાવે શાહુ પ્રત્યે કહ્યું: "મહારાજ! એક બીજો પ્રસંગ આ વખતે મારે યાદ આપવો જોઇએ. શત્રુની લાલચથી લોભાઇને વિશ્વાસરાવના બનેવીએ ચીમણાજીનું ખૂન કરવાનો યત્ન કર્યો હતો, પરન્તુ વિશ્વાસરાવે એકનિષ્ઠાથી પોતાના બનેવીને ઠાર કર્યો હતો. તે કાર્ય સંબંધી વિશ્વાસરાવને તેની બ્હેને જ અગાઉથી ચેતવણી આપી હતી. એ રાજદ્રોહી પતિની રાજનિષ્ઠ સ્ત્રી વિધવા થઇ છે અને વનવાસ વેઠે છે, તેને સન્માનપૂર્વક લાવીને તેના પોષણ માટે એકાદ નાની જાગીર આપવી જોઇએ."

"ખરી વાત. તેને વનવાસમાંથી બોલાવજો એટલે પોતાના સૌભાગ્યને ભોગે માતૃભૂમિની સેવા બજાવનારી એ વિધવા ભગિનીનાં દર્શન કરી હું કૃતાર્થ થઉં, અને તે વખતે હું તેને જાગીર આપીશ." શાહુએ કહ્યું.

ત્યારપછી ઇંદિરાને શાહુની સમક્ષ લાવવામાં આવી અને બાજીરાવે કહ્યું: "એક વૃદ્ધ બ્રાહ્મણની આ પુત્રી છે. તેનો પિતા પુત્રીના વિયોગના શોકથી ઘેલા જેવો બની ગયો છે. વસઇમાં હિંદુઓને ભોગવવી પડતી હેરાનગતીનો કરૂણાજનક વૃત્તાંત તેણે મને કહ્યો હતો અને પોતાની પુત્રીને મેળવી આપવાની મને વિનતિ કરી હતી. ત્યારપછી એ બ્રાહ્મણ મને મળી શક્યો નથી એટલે હું ધારૂં છું કે શોકમાં જ તેનું મરણ થયું હશે. આ છોકરી વસઇના મુખ્ય ફીરંગી સરદારની સ્ત્રીની પાસે દાસી તરીકે કામ કરતી હતી. તેનો દેહ વટલાયો છે પણ મન વટલાયું નથી. તેને પવિત્ર કરીને કોઈ ઉંચા બ્રાહ્મણ કુળમાં રાજ્ય તરફથી પરણાવી દેવી જોઇએ, કારણકે તે બિચારી એકલી છે—"

બાજીરાવ હજી બોલતો જ હતો, એટલામાં ઇંદિરાનો પિતા ફાટયાં તૂટયાં કપડાંમાં કચેરીની મધ્યમાં આવીને મૂર્ચ્છિત થઇને પડયો. ઇંદિરા પોતાના પિતાને ઓળખી ગઇ અને ઘણે વર્ષે પિતાને જોવાથી હર્ષઘેલી થઇને તે તેને ભેટી પડી. સર્વત્ર કોલાહલ મચી રહ્યો અને એ આનંદકોલાહલનાં વિભાગી સૌ કોઇ થયાં. કેટલીક વારે વૃદ્ધ બ્રાહ્મણનો હર્ષોન્માદ શમ્યો, ત્યારે બાજીરાવે કહ્યું: "વિપ્રવર! હવે તમે નિર્ભય ચિત્તે વસઇમાં જઇને રહો અને મહાદેવની પૂજા કરી કૃતાર્થ થાઓ. તમારા તથા મહાદેવના મંદિરના નિભાવને માટે શ્રીમંત મહારાજા તમને એક જાગીર બક્ષીસ આપે છે."

વૃદ્ધ બ્રાહ્મણ શાહુના ચરણમાં પડયો અને બોલ્યો: "મહારાજ! છેવટે મારી પ્રાર્થના પ્રભુએ સાંભળી: મારી દોલત–મારી પુત્રી મને મળી છે: પ્રભુ મરાઠી રાજ્યનો વિજય કરો." એમ બોલી, ઇંદિરાને લઇ તે ચાલ્યો ગયો.

ત્યારપછી બીજા નાના મોટા સરદારોને જૂદા જૂદા શિરપાવ આપવામાં આવ્યા. કોઇને વસ્ત્રાલંકાર, કોઇને જાગીર, કોઇને હકપત્રો, કોઇને વર્ષાસનો વગેરે અપાયાં. મરણ પામેલા સૈનિકોની નિરાધાર વિધવાઓને પણ તેમના નિભાવને માટે વર્ષાસનો અપાયાં, અને દરબારનું સઘળું કામ પૂરૂં થતાં રાત્રી પડી ગઇ. સંતુષ્ટ ચિત્તે સૌ પોતપોતાને સ્થાનકે ગયા.

* * * *

દુર્જનસિંહને પોતાનો મુલક પાછો મળ્યો એટલે તેણે પોતાના શૂરા દસોંદીએ વસઇના ઘેરામાં જે આત્મભોગ આપ્યો હતો તેની કદર કરી. તેના

કુટુંબના ભરણપોષણને માટે ચોરઆંબા ગામ તેણે વંશપરંપરાની જાગીરમાં આપ્યું.*

* * *

સાવિત્રીને વનવાસમાંથી બોલાવવામાં આવી. એ પતિવ્રતા સ્ત્રીને પોતાના સ્વામીના મરણના ખબરથી જે શોક થયો તે શોક ચીમણાજીનો બચાવ થવાના ખબરથી દૂર થયો. પોતે મોકલાવેલી ખબરથી જ પોતાના સ્વામીનું મરણ થયું તે તે સમજી, તોપણ એકંદરે એ ખબરનો સારો ઉપયોગ થયો હતો એમ જાણી તેનો અસંતોષ દૂર થયો. શાહુએ તેની પતિભક્તિ સંબંધે કેટલીક વાતો પાછળથી જાણી હતી અને તેથી તેના પ્રત્યે તેની સાનબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. સાવિત્રીને આશ્વાસન આપીને તેણે તેના નિભાવને માટે એક નાની જાગીર આપી. સાવિત્રીએ અશ્રુમય લોચને તેનો સ્વીકાર કર્યો.

* * * * *

થોડા વખત પછી રાજ્ય તરફથી જ્યોતિર્મયીનું લગ્ન મોટી ધામધુમથી વિશ્વાસરાવની સાથે કરવામાં આવ્યું. બાળાજીરાવે સ્વહસ્તે કન્યાદાન આપ્યું અને શાહુએ પોતા તરફથી વિશ્વાસરાવને શાલ–પાઘડી મોકલ્યાં. ઘણા વખત પછી વિશ્વાસરાવનો ઇપ્સિતાર્થ પૂરો થયો. સુકુળવતી, સુશીલ અને ગુણવતી પત્ની મેળવવાથી તેને જેટલો સંતોષ થયો તેટલો જ સંતોષ જ્યોતિને શૂરા, સરલ અને રાજનિષ્ઠ પતિ મળવાથી થયો.

લગ્ન પછીના પ્રથમ મિલનસમયે વિશ્વાસરાવે જ્યોતિને કહ્યું: “લગ્ન ભલે થયું, પરન્તુ જ્યાંસુધી પ્રતાપરાવે મરણસમયે મારે માટે કહેલા શબ્દો તું મને કહેશે નહિ, ત્યાંસુધી હું તારી સાથે બોલનાર જ નથી.”

જ્યોતિ હસી પડીને બોલી: “શું એ શબ્દો કહેવાના હજી બાકી રહ્યા છે? એ જ શબ્દો કહેવાને બદલે તો કૃતિમાં પણ મુકાઇ ગયા છે અને હવે એ શબ્દોની ઉઘરાણી શાના કરો છો વળી?”

“એટલે? હું કાંઇ સમજી શકતો નથી.”

“આજે આપણે પરસ્પર જેવા અધિકારમાં મળીએ છીએ તે જ અધિકારમાં મેલાવાનુ એ મહાત્માએ મને અંતસમયે સૂચન કર્યું હતું.”

---

* આ દસોંદીનું નામ મેળવવાને કેટલોક યત્ન કરવામાં આવ્યા છતાં તે નામ મળ્યું નથી. તપાસ કરતાં જણાયું છે કે માંડવી તાલુકાનું સેટલમેંટ થયું તે વખતે ચોરઆંબા ગામ એ દશોંદીના વંશજોને માકી પાળવાના ઠરાવે અપાયું હતું. દુર્જનસિંહજીએ એ ગામ ૧૭૫૮ ની સાલમાં આપેલું હતુ. સને ૧૯૦૬ માં તે ગામ એ દસોંદીના વંશમાં કોઇ નહિ રહેવાથી ખાલસા થયું છે અને હાલના સરકારના કબજામાં છે. છેલ્લો વંશજ જશાભાઇ ગુમાનસીંગ દસોંદી હતો.

"બસ ! મારૂં અને તારૂં લગ્ન થાય એ જ શું એ મહાત્માની છેવટની ઇચ્છા હતી ?"

"હા, અને તે અત્યારે પૂરી થઇ છે. હવે આપણે એક કાર્ય કરવાનું બાકી રહ્યું છે. મારા પિતાજીએ સ્થાપેલા શિવમંદિરને આપણે વિસરવું જોઇએ નહિ. આપણે સાથે એ પવિત્ર સ્થળની યાત્રા કરી આવીએ તો સારૂં."

વિશ્વાસરાવે પત્નીની ઇચ્છાને માન આપીને તે સ્થાનની યાત્રા કરી. પ્રતાપે પોતાની કુટીમાં જે દ્રવ્ય દાટયું હતું તે વડે શિવમંદિરને વધારે સારા આકારમાં બંધાવ્યું અને બન્નેએ પ્રતિજ્ઞા લીધી છે કે "હે પિતાજી ! આપે સ્થાપેલા શિવજીની અમે જીવીશું ત્યાંસુધી પ્રતિવર્ષે એક વાર યાત્રા કરીશું." યાત્રા કરીને પાછા ફરતાં જ્યોતિએ પોતાના બચપણના સાથી હરિણને પોતાની સાથે સતારામાં આણ્યુ અને શ્રીમણાજીની પત્ની લક્ષ્મીબાઇને એમના બાગમાં રાખવા માટે એ હરિણ ભેટ આપ્યું

વિશ્વાસરાવ અને જ્યોતિર્મયીએ અંતસમય સુધી પોતાની પવિત્ર પ્રતિજ્ઞાનુ પાલન કર્યું.

* * * * *

મરાઠી અધિકાર હેઠળ વસઇની આબાદી સારી પેઠે વધી. પોર્તુગીઝોએ વસઇની શોભામાં વૃદ્ધિ કરી હતી અને મરાઠાઓને તેની વસતીની સંખ્યામાં સારી પેઠે વૃદ્ધિ કરી હતી એટલે સર્વ રીતે તે સુંદર અને આબાદ બંદર બન્યું. પરન્તુ ૪૦ વર્ષ પછી એટલે ૧૭૮૦ માં અંગ્રેજોએ તે મરાઠાઓ પાસેથી જીતી લીધું અને ૧૭૮૨ માં સાલબાઇના તહનામાથી તે મરાઠાઓને પાછું સોંપાયું. ૧૮૧૮ માં છેલ્લા પેશવાને ગાદીપરથી ઉઠાડી મેલવામાં આવ્યો ત્યારે અંગ્રેજ સરકારે તેને બ્રિટિશ મુલકમાં ભેળવી દીધું. અત્યારે વસઇ ઉપર બ્રિટિશ અધિકાર ચાલે છે અને પ્રજા સુખશાન્તિ તથા આબાદી ભોગવે છે. વસઇના આજસુધીના રાજકીય ઇતિહાસમાં સૌથી વધારે મહત્ત્વનો પ્રસંગ તે પોર્તુગીઝોના હાથમાંથી મરાઠાઓના હાથમાં આવ્યું તે જ હતો: તેમ જ મહારાષ્ટ્રીય ઇતિહાસમાં પેશવાઇએ પોતાનો જે પ્રકાશ વિસ્તાર્યો હતો તે પ્રકાશનાં અનેક કિરણોમાંના એક ઉજ્જવલ કિરણરૂપ પણ એ જ પ્રસંગ હતો: એ પ્રસંગનું કથાનક અત્ર સમાપ્ત થાય છે.




૧૫૩

"બસ ! મારું અને તારું લગ્ન થાય એ જ શું એ મહાત્માની છેવટની ઇચ્છા હતી ?"

"હા, અને તે અત્યારે પૂરી થઇ છે. હવે આપણે એક કાર્ય કરવાનું બાકી રહ્યું છે. મારા પિતાજીએ સ્થાપેલા શિવમંદિરને આપણે વિસરવું જોઇએ નહિ. આપણે સાથે એ પવિત્ર સ્થળની યાત્રા કરી આવીએ તો સારું."

વિશ્વાસરાવે પત્નીની ઇચ્છાને માન આપીને તે સ્થાનની યાત્રા કરી. પ્રતાપે પોતાની કુટીમાં જે દ્રવ્ય દાટયું હતું તે વડે શિવમંદિરને વધારે સારા આકારમાં બંધાવ્યું અને બન્નેએ પ્રતિજ્ઞા લીધી છે કે "હે પિતાજી ! આપે સ્થાપેલા શિવજીની અમે જીવીશું ત્યાંસુધી પ્રતિવર્ષે એક વાર યાત્રા કરીશું." યાત્રા કરીને પાછા ફરતાં જ્યોતિએ પોતાના બચપણના સાથી હરિણને પોતાની સાથે સતારામાં આણ્યું અને શ્રીમણાજીની પત્ની લક્ષ્મીબાઇને એમના બાગમાં રાખવા માટે એ હરિણ ભેટ આપ્યું.

વિશ્વાસરાવ અને જ્યોતિર્મયીએ અંતસમય સુધી પોતાની પવિત્ર પ્રતિજ્ઞાનુ પાલન કર્યું.

* * * * *

મરાઠા અધિકાર હેઠળ વસઇની આબાદી સારી પેઠે વધી. પોર્તુગીઝોએ વસઇની શોભામાં વૃદ્ધિ કરી હતી અને મરાઠાઓને તેની વસતીની સંખ્યામાં સારી પેઠે વૃદ્ધિ કરી હતી એટલે સર્વ રીતે તે સુંદર અને આબાદ બંદર બન્યું. પરન્તુ ૪૦ વર્ષ પછી એટલે ૧૭૮૦ માં અંગ્રેજોએ તે મરાઠાઓ પાસેથી જીતી લીધું અને ૧૭૮૨ માં સાલબાઇના તહનામાથી તે મરાઠાઓને પાછું સોંપાયું. ૧૮૧૮ માં છેલ્લા પેશવાને ગાદીપરથી ઉઠાડી મેલવામાં આવ્યો ત્યારે અંગ્રેજ સરકારે તેને બ્રિટિશ મુલકમાં ભેળવી દીધું. અત્યારે વસઇ ઉપર બ્રિટિશ અધિકાર ચાલે છે અને પ્રજા સુખશાન્તિ તથા આબાદી ભોગવે છે. વસઇના આજસુધીના રાજકીય ઇતિહાસમાં સૌથી વધારે મહત્ત્વનો પ્રસંગ તે પોર્તુગીઝોના હાથમાંથી મરાઠાઓના હાથમાં આવ્યું તે જ હતો: તેમ જ મહારાષ્ટ્રીય ઇતિહાસમાં પેશવાઇએ પોતાનો જે પ્રકાશ વિસ્તાર્યો હતો તે પ્રકાશનાં અનેક કિરણોમાંના એક ઉજ્જવલ કિરણરૂપ પણ એ જ પ્રસંગ હતો: એ પ્રસંગનું કથાનક અત્ર સમાપ્ત થાય છે.




૧૫૩

